સૌ. ગુલાબબાઈ તે શા. મંછુભાઈ સાકરચંદના પત્ની સ્મારક ગ્રંથમાળા નં. ૬

# સ્ત્રીઓનો કાર્યપ્રદેશ.

( ઓલીવ સ્કીનરના 'વુમન એન્ડ લેબર' એ નામના પ્રસિદ્ધ પુસ્તકનો અનુવાદ. )

અનુવાદક,

મણિલાલ છોટાલાલ પારેખ, બી. એ.,

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી, એ.,

આસિ. સેક્રેટરી, અમદાવાદ.

ઇ. સ. ૧૯૨૪. સંવત ૧૯૮૦.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૫૦૦.

કીમત આઠ આના.

સૌ. ગુલાબબાઇ તે રા. મંછુભાઇ સાકરચંદના પત્ની સ્મારક ગ્રંથમાળાનો



# ઉપોદ્દ્ઘાત.

સન ૧૯૧૯માં રા. મંછુભાઈ સાકરચંદ ઝવેરી તરફથી રૂ. ૩૫૦૦ નું ફંડ તેમના પત્ની સ્વ. બાઈ ગુલાબના સ્મરણાર્થે મળ્યું હતું; એવી શરતે કે રૂ. ૩૫૦૦ની મુડી કાયમ રાખી તેનું જે વ્યાજ આવે તેમાંથી વખતોવખત સ્ત્રી ઉપયોગી સામાન્ય જ્ઞાન, નીતિ અને ધર્મનાં પુસ્તકો લખાવી પ્રસિદ્ધ કરવામાં આવે તેને 'સ્વ. બાઈ ગુલાબ તે રા. મંછુભાઇ સાકરચંદ ઝવેરીના પત્ની સ્મારક ગ્રંથમાળા' એવું નામ આપવું. તે પ્રમાણે એ ફંડમાંથી નીચેનું પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છેઃ—

૧ સ્ત્રીઓનો કાર્યપ્રદેશ. કીમત ૦-૮-૦



# સાંકળિયું.



| વિષય. | | | પૃષ્ઠ. |
|---|---|---|---|
|  |



# સ્ત્રીઓનો કાર્યપ્રદેશ.



## ( સમાલોચના. )

—

સ્ત્રી જાતિને લગતા એક અપ્રતિમ પુસ્તકનો આ અનુવાદ છે. એ અનુવાદ સરલ અને સંસ્કારી ભાષામાં કરેલો છે. અસલ પુસ્તકનો અક્ષરે અક્ષર તરજુમો નથી. કેટલીક આપણે માટે નકામી એવી વિગતો પડતી મૂકી છે અને આ દેશને લગતી હકીકતોનો યોગ્ય સ્થળે સમાવેશ કર્યો છે. આ રીતે ગુર્જર વાંચકોને મનગમતું અને ઉપયોગી પુસ્તક રચવાનો પ્રયત્ન અનુવાદકે કર્યો છે. અલબત્ત એમાં વર્ણવેલી હકીકતો મુખ્યત્વે યુરોપને માટે જ છે અને કદાચ અહીં તેવી સ્થિતિ ન હોવાથી વધારા પડતી કે નકામી લાગે. પરંતુ એ દિશામાં યુરોપની સ્થિતિ શી છે અને તે માટે વિચાર કરનારે કેટલો ભારે શ્રમ વેઠી પુસ્તક રચ્યું છે તે જાણવાનું સાધન મળે છે. આપણા દેશમાં બનતી અથવા અહીં સંભવિત હકીકતો જ જાણવામાં પર્યાપ્તિ નથી અને સારી દુનિયાની પ્રવૃત્તિઓની માહિતી મેળવવાનો આપણો પ્રયાસ હોવો જોઇએ. વળી જે વેગથી જગત આગળ વધે છે તે જોતાં આ પુસ્તકમાં વર્ણવેલા પ્રશ્નો એના એ નહીં તો કાંઇક ભિન્ન સ્વરૂપમાં આપણા દેશ સામે પણ ખડા થવા સંભવ છે. યુરોપની સ્થિતિ અને વલણો પરથી આપણને ઘણું જાણવાનું અને શીખવાનું મળે તેમ છે, એ વાતની કોઇથી ના પાડી શકાય તેમ નથી. એ રીતે એક ઉપયોગી માહિતીવાળું અને દીર્ઘ વિચારોથી ભરપૂર પુસ્તક ગુજરાતી ભાષામાં ઉમેરાયું છે.

પુસ્તકની મૂળ લેખક ઓલીવ સ્કીનર નામે બાઇ છે, અને અંગ્રેજી સાહિત્યમાં તે બાઇનું સ્થાન ઉંચું છે. તેનાં પુસ્તકો વિવિધ પ્રકારનાં છે. આ પુસ્તક સ્ત્રી જાતિને લગતા મહાન્ પ્રશ્નોનો ઉકેલ કરવાના શુભ હેતુથી લખાયું છે. સ્ત્રી જાતના પ્રશ્નોનો વિચાર ઓગણીસમી સદીનો છે. સ્ત્રીઓની અવગણના પાછલા જમાનાઓમાં થયેલી તે દૂર કરી સ્ત્રીઓને યોગ્ય સ્થાન પ્રાપ્ત કરાવવા માટે એ વિચારની શરૂઆત થઇ. સ્ત્રીઓનું લક્ષ તે તરફ દોરાયું અને પરિણામે સ્ત્રી-શિક્ષણના અવિશ્રાન્ત પ્રયત્નોનો આરંભ થયો. યુરોપમાં આથી સ્ત્રી જાતિના જ્ઞાનનો વિકાસ થતાં woman movement–સ્ત્રીઓની પ્રગતિ, સ્ત્રીઓના ઉદ્ધારના માર્ગ આદરવામાં આવ્યા. અમેરિકામાં પણ તે જ પ્રમાણે એ હીલચાલ બળવતી થઈ અને તે બધાની છોળો આપણા દેશને પણ વાગવા લાગી. હિંદમાં પણ સ્ત્રીઓ યોગ્ય સ્થાન પામે, તેમનો ઉદ્ધાર થાય, તેમને અજ્ઞાનમાંથી બહાર કાઢવામાં આવે તો જ પ્રજાની ઉન્નતિ થાય એ સત્ય દેશહિતેચ્છુઓની દૃષ્ટિ સમક્ષ ખડું થયું અને એ સર્વ અનિષ્ટના મુખ્ય નિવારક તરીકે સ્ત્રીશિક્ષણનો પ્રારંભ થયો. શરૂઆતમાં તે માટે વિરોધ દર્શાવાયો પણ વખત જતાં તે શમવા લાગ્યો અને સ્ત્રીશિક્ષણની મહત્તા સર્વત્ર સ્વીકારાઈ. હજી હિંદુસ્તાનમાં અભણ સ્ત્રીઓની ઘણી મોટી સંખ્યા છે પરંતુ એક વાર સ્ત્રીશિક્ષણની શરૂઆત થઇ છે તો મોડાં વહેલાં સ્ત્રીઓ સુશિક્ષિત થશે એ નિઃસંશય છે. અત્યારે પણ સ્ત્રી જાતિના પ્રશ્નો વિચારનાર અને તે માટે શ્રમ કરનાર સ્ત્રીઓ દેશના દરેક ભાગમાં છે.

આ પુસ્તક અંગ્રેજ બાઇએ લખેલું હોવાથી તેનાં દૃષ્ટિબિન્દુઓ અંગ્રેજનાં હોય એ સ્વાભાવિક છે. સ્ત્રીઓની અતિ પરાધીનતાને પરિણામે reaction અર્થાત્ પ્રત્યાઘાત રૂપે સ્ત્રી જાતિમાંથી એવો એક વર્ગ યુરોપમાં નીકળ્યો છે કે જેને feminist નામે ઓળખવામાં આવે છે. સ્ત્રી જાતિને લગતા પ્રશ્નોમાં તેઓના અભિપ્રાય બીજે

છેડે ગએલા છે. સ્ત્રી જાતિ તે પુરુષની પાસેથી કોઈ જાતનું માન, માગતી નથી, પોતા પ્રત્યે પુરુષોનો પૂજ્ય ભાવ ઇચ્છતી નથી, પુરુષો પાસે રક્ષણની અપેક્ષા નથી રાખતી અને અત્યારે જેવી પુરુષોની જનસમાજમાં સ્થિતિ છે તેવી જ પોતાની સ્થિતિ હોવી જોઇએ એમ માને છે. સરખા હક કરતાં પણ તેઓ આગળ ગઇ છે. અને ત્યાં સુધી લગ્નની ઝુંસરીમાં ન પડવું એવું પણ તેમાંની કેટલીકને મતે છે અને લગ્ન કરવાં તો પુરુષે સર્વ રીતે સંસારમાં સ્ત્રીની ઇચ્છા પ્રમાણે જ વર્તવું જોઇએ એમ માને છે. દરેક સ્ત્રી સ્વતંત્ર થાય, પોતાના ગુજરાનનું સાધન મેળવે અને પુરુષની ઓશીઆળી ન રહે એવી શિક્ષણની યોજના કરનાર તથા તેવા ધંધામાં પડવાના વિચારવાળી તેઓ છે. એ feminist પંથ તે woman movement નો અંતિમ છેડો છે, અને તેના સમર્થનમાં તે મતની બાઇઓએ અનેકાનેક પુસ્તકો લખ્યાં છે. સ્ત્રીઓના મતાધિકાર માટે પણ તેઓએ અને સ્ત્રી જાતિની ઉન્નતિ માટે પ્રયત્ન કરનાર અન્ય સ્ત્રીઓએ અપૂર્વ અને યોગ્યાયોગ્ય પ્રયાસ કર્યા અને અંતે ઇગ્લાંડમાં સ્ત્રીઓ મતાધિકાર મેળવવા સમર્થ થઈ.

સ્ત્રીને રાજકીય હકો પ્રાપ્ત થાય તો સ્ત્રી વર્ગનાં ઘણાં અનિષ્ટોનો સહેલાઇથી નાશ થાય. તેનાથી, કાયદામાં તેમને ઘટતું સ્થાન મળે અને સ્ત્રીઓ જાણે કોઇ ઉતરતા પ્રકારનાં પ્રાણી હોય એમ ઘણીવાર તેમને રાજકીય, ધાર્મિક અને નૈતિક બાબતોમાં ગણાવામાં આવે છે તે ઘટના દૂર થવાનો સંભવ છે તેથી જ મતાધિકારને આટલું બધું મહત્ત્વ આપવામાં આવે છે. સ્ત્રી જાતિની ઉન્નતિના એક મહાન હથીઆર તરીકે એની કીમત છે. એ હક સ્ત્રીઓનો દરજ્જો વધારવામાં સહાયભૂત થશે એ નિર્વિવાદ છે.

આ પુસ્તક લખનાર બાઇ કેવળ ઉદ્દામ મતની નથી. feminist ના મતોમાંથી જે યોગ્ય હોય તે જ તેને સંમત છે. સ્ત્રીઓની સ્થિતિ માટે તેણે અત્યંત મનનપૂર્વક વિચાર કરેલો છે અને કેટલાંક

સામાન્ય મનાતાં સત્યો અને પ્રચલિત અભિપ્રાયોનાં મૂળ ઉંડા મથનથી શોધી બહુ ગંભીર વિચારસૃષ્ટિ ઉભી કરી છે. તેણે દરેક પ્રશ્નને સર્વ દૃષ્ટિ બિન્દુથી ચર્ચ્યો છે અને ઘણી ઉદારતાથી તેનું અવલોકન કર્યું છે. વળી સ્ત્રીજીવનના ઇતિહાસ પર અવનવો પ્રકાશ પાડ્યો છે. તેણે એવું પુરવાર કરવાનો પ્રયત્ન કર્યો છે કે પ્રાચીન જમાનામાં સ્ત્રી તથા પુરુષ બંનેને સખત મહેનત કરવી પડતી. દરેક જણને પોતાનો ખોરાક વગેરે માટે આખો દહાડો મહેનત કરવાની હતી, સ્ત્રીને પણ ઘરમાં તેમ જ બહાર તન રગડવું પડતું. સમાજસ્થિતિનું પરિવર્તન થતાં પુરુષોના કામમાં ઓછા માણસની જરૂર પડવા લાગી અને સ્ત્રીના કામનો કેટલોક ભાગ પુરુષોએ લીધો અને તે પછી વળી એથી આગળ જનસમાજ વધવાથી યંત્રો દાખલ થયાં ને હાથની મહેનતનું ક્ષેત્ર નાનું થતું ગયું. આ યંત્રોમાં મોટે ભાગે પુરુષોની મહેનત હોય છે. આને પરિણામે સ્ત્રીઓને મહેનતનાં કામ ઓછાં થઈ ગયાં અને જે સ્ત્રી પોતાના ઘરમાં પુરુષ જેટલી જ મહેનત કરી તેની સમભાગી બનતી હતી તે માત્ર પુરુષના વિલાસના સાધન તરીકે આજીવિકા મેળવવા લાગી. પરિણીત જીવનમાં પુરુષની કમાઇપર તેનો એટલા પુરતો જ હક હતો. બીજાની કમાઇપર જીવવાનાં અનિષ્ટ પરિણામો સ્ત્રીજીવનમાં દાખલ થયાં અને સ્ત્રીઓની અધોગતિ થઈ. જનસુધારણા પાછી પ્રાચીન સ્થિતિમાં લઈ જવી શક્ય કે ઇષ્ટ નથી પણ જે પરિસ્થિતિ આવી છે તેને અનુકૂલ સ્ત્રીઓને શ્રમનાં સાધન મળવાં જોઇએ; તેઓ પોતાના શ્રમથી મેળવેલી વસ્તુનો ઉપભોગ કરે એ પ્રમાણે થવું જોઇએ. સ્ત્રીઓ જોઇએ તો લગ્ન કરે ને જોઇએ તો ન કરે પણ દરેક સ્થિતિમાં તે પુરુષની ઓશીયાળી ન હોવી જોઇએ. આર્થિક સ્વાતંત્ર્ય એટલે તે પણ પોતાની મહેનતનું ફળ મેળવે એ સ્થિતિ હોવી જોઇએ. પુરુષ પોતાના પ્રેમના પાત્ર તરીકે સ્ત્રીને ગમે તેટલું માન આપતો હોય, પોતાનાં ધનદોલત સર્વસ્વ તેનાપર કુરબાન કરતો હોય તો

તે શેનો બદલો છે તે વિચાર કરી જોતાં ઘણે ભાગે એમ જ જણાશે કે સ્ત્રી પુરુષને વિષયસુખ પુરૂં પાડે છે તેટલા માટે તેના પર આ કુરબાની થાય છે. તેને માટે પ્રેમ એવું ઉચ્ચ નામ અપાય છે પણ તેમાં અંતર્ભૂત પ્રબળ લાગણી ઉપર કહી તે જ છે. તેને બદલે જો જીવનનાં સર્વ પુરુષનાં કાર્યોમાં સ્ત્રીઓ યોગ્ય હીસ્સો લે અને પછી પુરુષના સર્વસ્વની અધિકારી બને એ સ્થિતિ થાય તો જ સ્ત્રીઓની અધોગતિ બદલાય. જે પ્રજાની સ્ત્રીની દશા અવનત થઇ તે પ્રજા મોડી વહેલી અવનત થવાની, કારણકે સ્ત્રી પ્રજાની જનેતા છે અને તેના શારીરિક, માનસિક અને નૈતિક તેમ જ ધાર્મિક વિકાસના સંસ્કારો તેની સંતતિમાં પડવાના એ ચોક્કસ છે. માટે સ્ત્રી જાતિની અવનતિ દૂર કરવા માટે અવિશ્રાન્ત પ્રયત્ન કરવા જોઇએ જેથી સ્ત્રીઓ પોતાનું યોગ્ય, સ્થાન પામે અને પ્રજાનો અધઃપાત થતો અટકે.

આ પ્રમાણે લેખકનો મત છે. અને એક આદર્શ તરીકે તે પરિપૂર્ણ છે એમ કહીએ તો ચાલે. પરંતુ વ્યવહારમાં તે કેટલે દરજ્જે અમલમાં મૂકી શકાય તે જોવા જેવું છે. પ્રથમ તો સર્વ સ્ત્રીઓને શિક્ષણ પુરુષને અપાય છે એટલી જ ખંતથી અપાવું જોઇએ. તે ઉપરાંત તેને ઉચ્ચ કેળવણી આપવી જોઇએ તેમ જ જરૂર પડવે પોતાનું એકલી ગુજરાન કરી શકે એવું શિક્ષણ પણ તેને મળવું જોઇએ. એટલું પ્રયત્ને પણ બની શકે પણ ગૃહજીવનની સાથે બહારની મહેનત કેટલે અંશે સફળતાથી થઇ શકે એ પ્રશ્ન ઉભો થાય છે. આગળ પણ સ્ત્રીઓ ઘર ચલાવતી અને ખેતરનાં કામ કરતી. હજી પણ સ્ત્રી વર્ગનો કેટલોક ભાગ બહારનું કામ તેમ જ ઘરનું કરે છે પણ તેમ કરવામાં કેટલેક દરજ્જે તેમનાં ઘર અને બાળકોને પડતાં મુકવાં પડે છે. પુસ્તક લખનારનો મત એવો છે કે બાલકોને જન્મ આપવાનું અને ઉછેરવાનું કામ એવું નથી કે તે કરનાર બીજી કાર્યપ્રવૃત્તિ ન કરી શકે. તે કહે છે

કે અમો સ્ત્રીઓ એ પણ કરીશું અને બહારનું પણ કરીશું. સર્વ પ્રકારનાં કામ કરીશું પણ વિલાસના સાધન તરીકે ગણી અમને જે સોનાની બેડીઓ નાંખી છે તે દૂર કરીશું. અલબત્ત સુખસામગ્રી અને વૈભવમાં રચ્યાં પચ્યાં રખાઈ પુરુષ વર્ગની જે પરાધીનતા સ્ત્રીઓ વેઠે છે અને પોતે સ્વતંત્રતાની આહૂતિ આપે છે એ સ્ત્રીવર્ગને સાલે એમાં આશ્ચર્ય નથી, પણ એ દૂર શી રીતે થાય એ સવાલ સહેલો નથી. સ્ત્રીઓ પોતે કમાય એટલે આ સર્વ સ્થિતિ બદલાઇ જાય એ બનતું નથી એ તો આપણે જોઇએ છીએ. મજૂરવર્ગ અને બીજા વર્ગની સ્ત્રીઓ વૈતરૂં કરી પુરુષની કમાઈમાં ઉમેરો કરે છે તે વર્ગમાં સ્ત્રીઓ વધારે ઇષ્ટ સ્થિતિમાં છે? આળસ, એશ અને પારકાને આધારે રહેવાથી કોઇ પણ મનુષ્યનું અધઃપતન થાય એ સ્વાભાવિક છે તો જનસમાજમાં કેવા પ્રકારની કામની વહેંચણી થાય જેથી સ્ત્રીઓ પોતાનાં ઘર તથા બાળકોનાં સર્વ કાર્ય કરે અને સાથે પુરુષને મદદરૂપ થાય જેથી તે પોતાની સ્ત્રી તરીકેની માત્ર શક્તિ ઉપર જીવતી નથી એમ તેને ભાન થાય. લેખક પણ સ્ત્રીપુરુષમાં અસમાનતા દૂર કરી એક કક્ષામાં તેઓ આવે અને અન્યો-અન્ય અપૂર્ણતા પૂરી કરી પરિપૂર્ણતા સાધે એમ કહે છે. દરેક ધંધા, દરેક સાધનો સ્ત્રીઓ પ્રાપ્ત કરે એમ ઇચ્છે છે. સ્ત્રીઓ બધાં કાર્ય કરવાને સમર્થ થશે-જો તેમના અંતરાય દૂર થશે તો-એ વાત સત્ય છે; અને જ્યાં જ્યાં અખતરા કરવામાં આવ્યા છે ત્યાં સ્ત્રીઓએ સફળતા મેળવી છે. તેમને અવકાશ ન આપ્યો હોય એવાં કાર્યો તે નહીં કરી શકે એમ માની લીધું છે એમ ધીરે ધીરે સિદ્ધ થતું જાય છે એ પણ અનુભવની વાત છે. છતાં અમને કાર્ય કરવાનું આપો અમે મહેનત કરવા ઇચ્છીએ છીએ એટલું અસ્પષ્ટ કહેવાથી કર્તવ્યના માર્ગનું દિગ્દર્શન થતું નથી.

લેખક જાતે જ કહે છે કે આ પુસ્તકમાં ઘણી ત્રુટિઓ છે ખાસ કરીને અસલ પુસ્તક બળી જવા પછી સ્મરણ પરથી ફરી

લખેલો કેટલોક ભાગ જ આ છે એ વાત ધ્યાનમાં રાખવાની છે. તે ઉપરાંત આવાં પુસ્તકો બીજાને વિચાર કરવાની વસ્તુ પુરી પાડે એ તેની સફળતા છે. આ પ્રશ્નપર લેખકે પોતે સતત વિચાર કરી તેનો અભ્યાસ કરી જે નિર્ણયો દર્શાવ્યા છે તે સર્વે વિચારકો માટે સામગ્રી રૂપ છે. એમાંથી ઘણું જાણવાનું કે વિચારવાનું મળે તેમ છે.

આ જમાનામાં ઘણી સ્ત્રીઓ યુરોપ, અમેરિકામાં—કલાર્ક, ટાઇપીસ્ટ તરીકે તેમજ ટપાલખાતાં, તારખાતાં અને બીજાં ખાતામાં નાની નાની નોકરીઓ કરે છે અને કુંવારી કે અનાથ સ્ત્રીઓ આથી કરીને પોતાના કુટુંબને ભારરૂપ થતી મટે છે. પણ તે સાથે તેમના તે જીવનમાં કેટલાંક જોખમો રહેલાં છે. ફેમીનીસ્ટો કહે છે કે અમે એવી જનસમાજ ઇચ્છીએ છીએ કે સ્ત્રીજાતિને પુરુષવર્ગ તરફથી ભયનું કારણ ન રહે. ખરેખર એ સ્થિતિ તો આ દુનીઆ દુનીઆ રહેશે અને તેના પુરુષો પુરુષો રહેશે ત્યાં સુધી આવવાનો સંભવ જણાતો નથી પણ એટલું તો ખરૂં જ છે કે જેમ સ્ત્રીઓ છુટથી ફરતી હરતી થાય, ધંધામાં પડતી થાય અને તેમને લિંગભેદના દૃષ્ટિબિન્દુથી જોવામાં ન આવે તેમ તેમ એ જોખમ કેટલેક અંશે ઓછું થાય અને તે જ માર્ગે ઓછું થવા સંભવ છે. બાકી પડદે રહેનાર બાઇઓ પોતાનું સ્ત્રીજાતિત્વ કોઇ પણ સમય ભૂલી શકતી નથી તેમ જ તે વર્ગના પુરુષો એ કારણથી સ્ત્રીઓને મનુષ્યો નહીં પણ સ્ત્રીજાતિ-વિશિષ્ટ હરહમેશ ગણે છે. લિંગભેદ તેમના મનને છોડી શકતો નથી.

ઉપર કહ્યું તેમ ધંધામાં સ્ત્રીઓને જોખમ છે પણ સાથે સ્ત્રી જાતિને એ જાતનાં જોખમોથી મુક્ત થવાનો માર્ગ પણ એ જ છે છતાં એ જોખમ વહોરવા જેવું છે કે કેમ એ પણ નિશ્ચિતતાથી કહી શકાય નહીં.

બીજાવર્ગની સ્ત્રીઓ જે પુરુષોની બરાબરીનાં કામ કરે છે તે મજુરવર્ગ છે. તેઓ જે કામ કરે છે તેને પરિણામે તેમનાં ઘર

અને સંતાન તરફ દુર્લક્ષ રહે છે એ તો જાણીતી વાત છે. તેઓ ઘરની કમાઈમાં ઉમેરો કરે છે એ ખરૂં છે પણ તેથી ઘરનાં સુખસાધન વધે છે કે નહીં એ સંદેહ પડતું છે. તે વર્ગના પુરુષો દારૂ વગેરેમાં વધારે ખરચ કરી નાંખવા શક્તિમાન થાય છે એ તો દેખીતું જ છે. તે વર્ગની સ્ત્રીઓનાં જીવન અસ્તવ્યસ્ત થઈ જાય છે. તેમની નીતિ શિથિલ થાય છે અને આર્થિક સ્વતંત્રતાથી સ્વાશ્રયીપણું આવવું જોઈએ તે જોવામાં આવતું નથી. પરાધીનતામાંથી છૂટવા માટે જો આ મહેનત, આ અતિશ્રમ સાધન હોય તો તે નિરર્થક છે એમ કહીએ તો ચાલે. સામાન્ય વ્યવહારમાં તેવી સ્ત્રીઓ કોઈ રીતે સ્વતંત્ર નથી તેમ જ પોતાનાં બાળકો તથા પોતાની જાત માટે સર્વથા પુરુષને આધારે જ પડેલી છે. પુરુષો તેમના પ્રત્યે મનગમતો વ્યવહાર કરી શકે છે. એ વર્ગ અજ્ઞાન છે અને તેમના પરથી સર્વને માટે અનુમાન ના બાંધી શકાય પણ તેમના આધાર સિવાય પણ પરાધીનતા દૂર કરવાનો માર્ગ માત્ર મહેનત છે એ સિદ્ધ કરવું મુશ્કેલ છે.

આજ સુધી સ્ત્રીજાતિ પુરુષ વર્ગને આધારે પડેલી છે અને લગ્નથી એ પરાધીનતા દૃઢીભૂત થાય છે એમ વ્યવહારમાં જોવા છતાં લેખક લગ્નવ્યવસ્થાને અખંડિત રાખવાનું વલણ દર્શાવે છે. લગ્નમાં સ્ત્રીપુરુષનો સંબંધ વિષયથી બને તેટલો મુક્ત રહે અને ઉચ્ચ સહવાસ અને મૈત્રીનું સ્વરૂપ ધારણ કરે એ લેખકનો મોટો સદાગ્રહ છે. જેટલી અસમાનતા સ્ત્રીપુરુષમાં મનુષ્યોના રીતરીવાજોએ દાખલ કરી છે તે દૂર થાય એ તેની મહદિચ્છા છે કારણ કે તેમ થાય તો જ લગ્નની ઉચ્ચ ભાવના ફળીભૂત થાય.

આપણા દેશમાં પણ ઘણાં સ્ત્રીપુરુષો છે જેમને આપણા સમાજના પ્રશ્નો નિરંતર લક્ષમાં રહે છે, જેમનાં હૃદયોને સામાજિક અનિષ્ટો હલમલાવી નાંખે છે, જેઓ રાત દિવસ એ સંબંધે વિચાર કર્યા કરે છે. તેમને આ પુસ્તકના વાંચનથી ઘણા ખુલાસા થશે તેમ જ

નવી નવી વિચાર શ્રેણીઓ હાથ લાગશે. લેખક બાઇએ પોતાના જીવનમાં સ્ત્રીજાતિના પ્રશ્નને શ્રેષ્ઠ સ્થાન આપેલું છે અને વર્ષો પર્યન્ત તેનો અભ્યાસ કરેલો છે. એવા પરિપક્વ અભ્યાસનું આ પુસ્તક ફળ છે તેથી તેના વિચારો એકદમ કાઢી નાંખવા જેવા નથી. એના થોડા ભાગનો પણ આપણામાં કોઇએ એ સંબંધે અભ્યાસ કર્યો હશે, જેઓ સર્વથા લેખકને સંમત નહિં થતા હોય તેઓ પણ લેખકના મત વિચારપૂર્વક ગ્રહણ કરેલા છે એ સ્વીકારશે જ. એક ધર્મકૃત્ય જેવી ખંત અને આગ્રહથી આવા મહત્ત્વના પ્રશ્નનું નિરાકરણ થાય, હૃદયની લાગણીપૂર્વક તે સંબંધે અભિપ્રાય બંધાય, માત્ર aca-demic–વાદના વિષયની દૃષ્ટિથી નહીં પણ જીવન્ત સહાનુભૂતિથી સ્ત્રીજાતિ સંબંધે સ્ત્રીઓ તેમજ પુરુષો તેને લગતા વિચારોની આપ લે કરે તો જ ભવિષ્યમાં કોઇ કાળે સ્ત્રીજાતિ પોતાને ઇષ્ટ દશાને પામશે.

અમદાવાદ. } સૌ. વિદ્યા રમણભાઈ નીલકંઠ.



# અનુવાદકની પ્રસ્તાવના.



જે પુસ્તકનો અનુવાદ અહિં ગુજરાતી બંધુઓ અને ખાસ કરીને ભગિનીઓને ચરણે ધરવામાં આવ્યો છે તે દક્ષિણ આફ્રિકાની ભૂમિમાં ઓલીવ સ્ક્રીનર નામની એક યૂરોપીઅન બાઇએ લખેલ છે. આ પુસ્તક દક્ષિણ આફ્રિકામાં લખાયું છે એમ જે કહેવામાં આવ્યું છે તેનો ખાસ હેતુ છે. દક્ષિણ આફ્રિકા એ એવો પ્રદેશ છે કે જ્યાં વિધવિધ સંસ્કૃતિઓ એકત્ર થયેલી જોવામાં આવે છે, અને તે એવી રીતે કે અત્યારે જે સ્થિતિ ત્યાં જોવામાં આવે છે તે દુનિયાના બીજા કોઇ પણ ભાગમાં જોવામાં આવતી નથી, એમ કહીએ તો તેમાં જરાપણ અતિશયોક્તિ નથી. એક બાજુ ત્યાંની જ અસલી પ્રજા છેક જૂની અથવા લગભગ જંગલી હાલતમાં રહેલી જોવામાં આવે છે. વળી દક્ષિણ આફ્રિકા અને પૂર્વ અને પશ્ચિમના કાંઠાના પ્રદેશોમાં આજે એકાદ બે સૈકા થયાં એશિયાની અમુક પ્રજાઓ અને ખાસ કરીને ઇસ્લામ લોકોનો વસવાટ થવા લાગ્યો છે; અને અમુક પ્રમાણમાં મુસલમાન ધર્મ પણ ફેલાવા લાગ્યો છે. આ ઉપરાંત ઓછામાં ઓછા સોએક વર્ષ થયાં યુરોપિયન લોકોએ પણ ત્યાં વસવાટ શરૂ કર્યો છે અને તેમની સંખ્યા દિન પ્રતિદિન વધતી જતી જોવામાં આવે છે. એજ અરસામાં હિંદીઓ પણ ત્યાં જવા લાગ્યા છે અને તેમની સંખ્યા પણ આજે કાંઈ થોડી નથી. આ રીતે મનુષ્યજાતિએ જે સંસ્કૃતિઓ જોઇ છે તે બધી અમુક અંશે આફ્રિકાના આ પ્રદેશમાં જોવામાં આવે છે. હવે એ સ્થિતિમાં વિચારવંત પુરૂષો કે વિચારવંતી સ્ત્રીઓને એ જૂદી જૂદી સંસ્કૃતિ-ઓની તુલના કે તેમનો મુકાબલો કરતાં કેટલાક નવા વિચારો સ્ફુરી આવે અને જીવનના નવા માર્ગ પણ સુઝે, એમાં કંઇ નવાઇ પામવા

જેવું નથી. આનું સચોટ દૃષ્ટાંત ગાંધીજીનું જીવન પૂરું પાડે છે. ગાંધીજીએ "હિંદ સ્વરાજ્ય" નામનું જે પુસ્તક લખ્યું છે તે તેઓ આફ્રિકામાં ગયા સિવાય અને ત્યાં તેમને જે ખાસ અનુભવો થયા તે સિવાય કદિ પણ લખી શક્યા ન હોત. એ પુસ્તકમાં તેમણે એક નવો જ માર્ગ દર્શાવવા પ્રયત્ન કર્યો છે. જો કે તેનાથી વિગતમાં છેક જૂદો પણ એવી જ જાતનો પ્રયત્ન ઓલીવ સ્કોનરના આ પુસ્તકમાં જોવામાં આવે છે. એ બાઇએ પોતાના વિધવિધ અનુભવથી જ્ઞાન પામી સ્ત્રીજાતિને ભવિષ્યને માટે એક નવો જ માર્ગ દર્શાવવા પ્રયત્ન કર્યો છે. અને એ નજરે જોતાં આ પુસ્તક અસાધારણ છે એમ કહેવામા જરા પણ અતિશયોક્તિ થતી નથી. એ બાઇએ જે પુસ્તક પહેલાં લખ્યું હતું અને જે જગતના દુર્ભાગ્યે બોયર વિગ્રહમાં બળી ગયું હતું તેનો દશાંશ માત્ર આ પુસ્તકમાં જોવામાં આવે છે, અને આટલા ન્હાના ભાગમાંથી દુનિયાને આટલું બધું શિખવાનું મળે છે તો બધું પુસ્તક પ્રાપ્ત થયું હોત તો કેટલું બધું શિખવાનું મળત, તેની તો કલ્પના જ નથી થતી!

સ્ત્રીઓને માટે જે માર્ગ આ પુસ્તકમાં દર્શાવવામાં આવ્યો છે તે હિંદુસ્થાનમાં સ્ત્રીઓને માટે કેટલે અંશે ગ્રહણ કરવા યોગ્ય છે, એ એક મુદ્દાનો પ્રશ્ન છે. આ બાબતનો વિચાર કરતાં જે પહેલી વાત નજરે ચઢે છે, તે એ છે કે ગાંધીજીએ પોતાના 'હિંદ–સ્વરાજ્ય' માં દર્શાવેલો માર્ગ અહિં બતાવેલા માર્ગથી છેક વિપરીત છે. જો ગાંધીજીનો બતાવેલો માર્ગ ગ્રહણ કરવામાં આવે તો આ પુસ્તકમાં જે કાંઇ કહેવામાં આવ્યું છે તેનો જરા પણ અવકાશ રહેતો નથી. પણ એમ છે કે ગાંધીજીનો માર્ગ લોકો ગ્રહણ કરશે ખરા કે? છેલ્લા મહાન્ યુદ્ધને લીધે યુરોપની સ્થિતિ ઘણી કફોડી થઈ પડી છે અને દુનિયાના બીજા ભાગના લોકોને યુરોપિયન સંસ્કૃતિ પર મોહ રહ્યો નથી, એ આપણે સહુ જાણીએ છીએ પણ એમ છતાં યંત્ર–યુગ પૂરો થવા આવ્યો છે, એનું તો કશું પણ ચિહ્ન આપણા જોવામાં આવતું નથી.

ઉલટું બધાં ચિહ્ન તેની શરૂઆતનાંજ હોય એમ લાગે છે. હિંદુસ્થાનમાં પણ ખાદીનો પ્રચાર થવા છતાં યંત્રો પ્રત્યે લોકોના મ્હોટા ભાગનો કાંઈ ખાસ અભાવ થયો હોય એવું માનવાને કશું કારણ નથી.

હવે જો યંત્રોની દિન પ્રતિદિન વૃદ્ધિ થતી રહેવાની છે તો પછી આ પુસ્તકમાં સ્ત્રી જાતિના કાર્ય સંબંધી જે કાંઈ કહેવામાં આવ્યું છે તે થોડા કે વધારે અંશે આપણા દેશની સ્ત્રીઓને પણ લાગુ પડે છે. હિંદુસ્થાનનાં મ્હોટાં શહેરોમાં ખાસ કરીને સ્ત્રીઓને કરવાનું કામ ઘણું ઓછું થયું છે, અને તેને પરિણામે તેમનામાં આલસ્ય વધતાં તેમની સ્થિતિ વિલાસી પરાધીનતાની થઇ છે, એ વાત નિઃશંક છે. વળી કેટલાક વર્ગો અને કેટલીક કોમોની સ્ત્રીઓની સ્થિતિ એ જાતની યંત્રયુગ આવ્યા પહેલાંની થયેલ છે. દાખલા તરીકે મુસલમાન લોકોનો અમીર ઉમરાવ વર્ગ; ગીરાસીઆ કોમ; નાગર, કાયસ્થ, બ્રહ્મક્ષત્રિય વગેરે મુત્સદી કોમો; અને ધનાઢ્ય વર્ગ વગેરે આ વાતનું દૃષ્ટાંત પૂરું પાડે છે. પણ જે સ્થિતિ સો વર્ષ પહેલાં અમુક કોમ કે વર્ગમાંજ જોવામાં આવતી હતી તે આજે ઘણે મ્હોટે ભાગે ઠેર ઠેર જોવામાં આવે છે. એ ખરૂં છે કે યૂરોપ અને અમેરિકામાં આ બાબતમાં જે વસ્તુસ્થિતિ છે તે અહિં હજુ સુધી જોવામાં આવતી નથી, પણ કાળ જતાં એ સ્થિતિ આવશે કે નહિ? એ કહેવું બહુ મુશ્કેલ છે. કેટલાકનું એમ કહેવું છે કે યૂરોપનો કચ્ચરઘાણ વળવાથી આપણે તેની સંસ્કૃતિની નકલ કરતા અટકીશું, અને માત્ર જે યંત્રોરૂપી સાધન વગર ચાલે જ નહિ તે લઇશું. આમ થાય એ ઘણા કારણથી ઇચ્છવાયોગ્ય છે, પણ આધુનિક વિજ્ઞાનના પ્રચારનો પ્રવાહ એવા તો જોરથી ચાલી રહ્યો છે કે તેમાં ઘસડાયા વગર ચાલે તેમ નથી. હવે આ પ્રવાહમાં તણાયા પછી આપણે અને ખાસ કરીને સ્ત્રીઓએ શું કરવું જોઇએ, તેનો આ પુસ્તકમાં કંઇક ખુલાસો કરેલો છે. [illegible] વાત છે કે આ પુસ્તક યૂરોપ અને અમેરિકાની સ્થિતિને

ઉદ્દેશીને લખાયું છે, જેથી આપણે તેમાંનું સર્વ કાંઈ એમને એમ માન્ય કરી શકતા નથી, અને એમ કરવાની જરૂર પણ નથી. આપણી સ્થિતિ અત્યારે પણ જુદી છે અને હમેશને માટે અમુક અંશે તો જુદી રહેવાની જ.

આપણી સ્થિતિ યૂરોપની સ્થિતિથી જુદી રહેવાનું કારણ કાંઈક અંશે જેને આપણે "આર્ય સ્ત્રીત્વ" અથવા "હિંદુ સ્ત્રીત્વ" કહી શકીએ છીએ તેમાં રહેલું છે. આ સ્ત્રીત્વ પરમ સતી સીતા અને બીજી અનેક સતીઓના દૃષ્ટાંતથી આજે હજારો વર્ષો થયાં પોષાતું આવ્યું છે, અને તેમાં કાંઇ એવું તત્ત્વ રહેલું છે કે જેને લીધે સ્ત્રીઓ પુરૂષો સાથે હરીફાઈ કે સ્પર્ધામાં ઉતરવા ઈચ્છતી નથી. આ સ્ત્રીત્વ હિંદુસ્થાનના બધા ભાગોમાં જોવામાં આવે છે, પણ અહિં એ કહેવું જરૂરનું છે કે આપણા ક્રમભાગ્યે ગુજરાતમાં એ કદાચિત્ સહુથી થોડા પરિમાણુમાં જોવામાં આવે છે. હિંદુસ્થાનના બીજા કોઇ પણ પ્રાંત કરતાં ગુજરાતમાં સ્ત્રીઓ વિશેષ અંશે મરદો જેવી લાગે છે અને મરદોની સાથે ઉભી રહી ઘણું કામકાજ કરે છે. આનો દાખલો ગુજરાતનું કોઈ પણ શહેર—જેવું કે અમદાવાદ, વડોદરા, સુરત વગેરે—પૂરૂં પાડે છે. ગુજરાતને માટે આ સ્થિતિ ઇચ્છવાયોગ્ય નથી એમ કહેવાનો આ અનુવાદકનો બીલકુલ આશય નથી, પણ તેનો ભાવાર્થ એ છે કે આપણે જ્યારે આ બાબતમાં આખા હિંદુસ્થાનનો વિચાર કરીએ ત્યારે આપણે માત્ર ગુજરાતને જ આપણી આંખ આગળ રાખી સંતોષ માનવો, જોઇતો નથી. ગુજરાતની સ્થિતિ આ વાતમાં નમુનેદાર નહિ પણ અપવાદરૂપ છે. વળી ગુજરાતમાં સમૃદ્ધિ વધારે હોવાથી મીલો વગેરે વધારે પરિમાણુમાં દાખલ થયાં છે, જેથી સ્ત્રીઓને મૂળથી જ છૂટ હતી તેમાં સારી રીતે વધારો થયો છે. આના પરિણામે સ્ત્રીઓ ઉદ્યોગમાં તેમ વ્યાપારવણુજમાં પુરૂષો સાથે ઉભી રહેવા લાગી છે, અને મ્હોટો નહિ તો ન્હાનો એવો ઘણો વ્યાપાર તેમના હાથમાં રહેલો જોવામાં આવે છે.

આ સ્થિતિ હિંદુસ્થાનના બીજા ભાગો–જેવા કે મહારાષ્ટ્ર, મદ્રાસ ઇલાકો વગેરે–જ્યાં સ્ત્રીઓને પડદો નથી અને ફરવા હરવાની છૂટ છે ત્યાં પણ જોવામાં આવતી નથી.

જે "આર્ય સ્ત્રીત્વ" ની અહિં અતિ અલ્પ વાત કરવામાં આવી છે અને જે ગુજરાત સિવાયના બીજા પ્રાંતોમાં વધારે પરિમાણમાં જોવામાં આવે છે તેને લીધે "આર્ય સંસ્કૃતિ" નું પણ રક્ષણ થાય છે અને આપણે યૂરોપથી આવતા યંત્રયુગના પ્રવાહમાં પૂરેપૂરા ન તણાઇએ એ પણ બનવાજોગ છે. આર્ય કે હિંદુ સ્ત્રીએ આજે ગૃહિણીનું અતિ ઉચ્ચ દૃષ્ટાંત સૈકાઓ થયાં આપ્યું છે, અને તેનું જીવન ગૃહ અને ગૃહકાર્યમાં એવું ઓતપ્રોત થયેલું છે કે તેને માટે ગૃહિણી તરીકે જીવન ગાળતાં બંધ થવું એ મૃત્યુ સમાન છે. ગૃહ તેમનું આ પૃથ્વી ઉપર રહેલું સ્વર્ગ છે, અને એ સ્વર્ગ તેઓ બીજા કોઈ પણ સુખને માટે છોડે તેમ નથી. અને જ્યાં સુધી સ્ત્રીઓ ગૃહને જ પોતાનું મુખ્ય કાર્યક્ષેત્ર ગણશે અને તેને લગતા એક કે બીજા કાર્યમાં પોતાનું ચિત્ત લગાડી જે વિલાસી પરાધીનતા તેમના મોટામાં મોટા દુશ્મન તરીકે તેમનો વિનાશ કરવા તત્પર છે તેમાંથી બચવા પ્રયત્ન કરશે, ત્યાં સુધી તેઓ તેમનું પોતાનું, આખા દેશનું અને અમુક અંશે આખા જગતનું કલ્યાણ કરશે. સ્ત્રીઓ ગૃહિણીનું ખરૂં સ્વરૂપ પ્રકટ કરે એ જગતને માટે અત્યારે એક મ્હોટામાં મ્હોટી જરૂરીયાતની વસ્તુ છે. યૂરોપમાં આજે ગૃહ, જે સમાજના એક માત્ર પાયારૂપ સંસ્થા છે તે તૂટતું જાય છે, અને એ વાત આજે ત્યાંના ચિંતકો અને વિચારવંત પુરૂષો કે વિચારવતી સ્ત્રીઓના ચિંતાજનક વિચારનો મુખ્ય પ્રશ્ન છે. આ સ્થિતિમાં એવું કેમ ન બને કે હિંદુસ્થાન ગૃહિણીઓનું સુંદર દૃષ્ટાંત પૂરૂં પાડે, અને તેમ કરી યૂરોપની સ્ત્રીઓને ગૃહ પ્રત્યે પાછી વાળે? આ બાબતમાં હિંદુસ્થાનની સ્ત્રીઓની જવાબદારી કેટલી બધી મ્હોટી છે?

અહિં એક બીજો મુદ્દાનો પ્રશ્ન વિચારવાની જરૂર છે; અને તે

એ છે કે જે કેળવણીનો પ્રચાર આજે થતો જોવામાં આવે છે તેની સ્ત્રી ઉપર શી અસર થઇ છે? આના ઉત્તરમાં પહેલેથી જ એવું દુઃખની સાથે કહેવું પડે છે કે આપણે ત્યાં સ્ત્રીઓ ઉપર કેળવણીની અસર જેવી જોઇએ તેવી થઈ નથી. આ લેખકને બંગાળની બ્રહ્મસમાજ, હિંદુસ્થાનના કેટલાક ભાગની ખ્રિસ્તી સમાજ અને હિંદુસમાજનો જે કેટલોક અનુભવ થયો છે તે ઉપરથી તે પોતે કહી શકે છે કે સ્ત્રીકેળવણીના ફળની પડેલાંના સુધારકો વગેરેએ જેવી આશા રાખી હતી તેવાં ફળ આવ્યાં નથી, અને તેના આ વિચારમાં તેના કેટલાક ગુજરાતી, દક્ષિણી વગેરે મિત્રો પણ સંમત થયા છે. અનુવાદકને સારી રીતે કેળવાયેલી યુરોપિયન સ્ત્રીઓને જોવાનું પણ અમુક અંશે પ્રાપ્ત થયું છે, અને તેને દુઃખની સાથે કહેવું પડે છે કે એ સ્ત્રીઓ અને આપણી કેળવાયેલી સ્ત્રીઓ વચ્ચે મહદ્ અંતર રહેલું છે. આ વાતમાં પણ તેના મિત્રોનો અનુભવ તેના સરખો જ છે. તેના એક મિત્રે પોતાના બાર વર્ષના વિલાયતના અનુભવ ઉપરથી થોડા જ વખત પહેલાં કહેલું હતું કે યુરોપમા ગમે તેટલું ભણેલી સ્ત્રી પણ લગ્ન કરે કે તુરત જ આદર્શ પત્ની અને ગૃહિણી થવા પ્રયત્ન કરે છે, પણ એ જાતનું હિંદુસ્થાનમાં 'કેળવાયેલી સ્ત્રીઓમાં' બહુ જ થોડું જોવામાં આવે છે. યુરોપમાં પોતાના આવા લાંબા વાસ પછી તેને એમ ચોક્કસ ખાત્રી થઇ હતી કે આ દેશમાંની કોઇ કેળવાયેલી સ્ત્રી સાથે લગ્ન કરવા કરતાં કોઈ સારૂં ભણેલી યુરોપિયન સ્ત્રી સાથે અથવા નહિ જેવું ભણેલી કોઇ સારા કુટુંબની છોકરી સાથે લગ્ન કરવું એ વધારે સારૂં છે. આ માણુસ મદ્રાસ તરફનો એક સારા ખ્રિસ્તી કુટુંબનો છે અને પોતે સારા હોદ્દા પર હોવાથી સારાં સારાં કુટુંબોની કેળવાયેલી કન્યાઓ તેને મળી શકે તેમ છે. બ્રહ્મસમાજ જે સ્ત્રી કેળવણીની બાબતમાં ઘણી વધારે આગળ પડતી છે તેમાં પણ એ કેળવણીનાં ફળ બહુ સારાં આવ્યાં હોય અને કેળવાયેલી સ્ત્રીઓ તેમની માતાઓ કરતાં અક્ષરજ્ઞાન અને એવી એવી બીજી

કેટલીએક ન્હાની ન્હાની વાર્તા સિવાય ધર્મ કે ચારિત્ર કાંઇ વિશેષ પ્રમાણમાં પામી હોય એવું માનવાને કાંઇ ખાસ કારણ નથી. ઉલટું એમ કહેવામાં આવે છે કે એ સ્ત્રીઓ તેમની માતા કે નાની કે દાદી કરતાં ઉતરતા પ્રકારની છે. અહિં એમ કહેવાનો બીલકુલ આશય નથી કે બધી કેળવાયેલી સ્ત્રીઓ આવી છે. કેળવાયેલી સ્ત્રીઓમાં કેટલીક સારી છે અને કોઇ કોઈ તો બહુ સારી છે, પણ આ બધી અપવાદરૂપ અથવા બહુ થોડા પરિમાણમાં જોવામાં આવે છે.

વળી આ લેખકનો ભાવાર્થ એવો પણ નથી કે સ્ત્રીઓને કેળવણી અથવા જેને આપણે ઉચ્ચ કેળવણી કહીએ છીએ તે ન આપવી. તેણે જે ઉત્તમમાં ઉત્તમ સ્ત્રી જોઈ છે તે ઘણી સારી કેળવણી પામેલી હતી અને તેણે યૂરોપ અને અમેરિકામાં પાંચ સાત વર્ષ રહી ત્યાંનું ઘણું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. વળી આર્ય સંસ્કૃતિનું જ્ઞાન પણ તેનું તેવુંજ હતું. આ સ્ત્રી તે પંડિતા રમાબાઇ. તે સ્ત્રીમાં નવા અને જૂના શિક્ષણનું એવું સુંદર મિશ્રણ થયું હતું કે તેવું બીજી કોઇ પણ હિંદી સ્ત્રીમાં થયું હોય એમ માની શકાતું નથી. પણ એ બધા શિક્ષણના પાયારૂપ જે વસ્તુ-ધર્મ-છે તે તેનામાં ઘણા મ્હોટા પરિમાણમાં હતી અને એ કારણથી જ તેનું જાુદું જાુદું જ્ઞાન દીપી નીકળ્યું હતું. એ બાઇ વિદુષી તો હતી જ પણ સાથે સાધ્વી હતી. અને તેનું જ્ઞાન તેના ચારિત્રના પાયા ઉપર રચાયું હતું. આ ઉપરથી આ સાધ્વીનું દૃષ્ટાંત જે શિખવે છે તે એ છે કે કેળવણીના પાયારૂપ ધર્મનું શિક્ષણ આપવું જ જોઇએ, અને જો એમ થાય તો માત્ર એક સૈકામાં એક જ પંડિતા રમાબાઇ થઈ તેમ નહિ પણ અનેક સ્ત્રીઓ એ જાતની થાય એમાં કશી શંકા નથી. અને જ્યાં સુધી હિંદુસ્થાનમાં આવી સ્ત્રીઓ, આવાં સ્ત્રીરત્નો પાકયા કરશે ત્યાંસુધી સ્ત્રીઓનું ભવિષ્ય અને આખા દેશનું ભવિષ્ય ઉજ્જવળ જ રહેશે.

રાજકોટ, } મણિલાલ છોટાલાલ પારેખ.
૨૬ ઓકટોબર ૨૩. }

# મૂળ લેખકનો ઉપોદ્ઘાત.



આ પુસ્તકના સંબંધમાં થોડું કહેવાની જરૂર છે. તેનું મૂળ નામ "સ્ત્રીઓ અને તેમને કરવાના જૂદા જૂદા કાર્યને લગતા કેટલાક વિચારો" રાખવામાં આવ્યું હતું. અને તે એ નામ પ્રમાણે સ્ત્રીઓના કાર્યને લગતી કેટલીક વાતો પર કરવામાં આવેલ વિચારનો એક સંગ્રહ જ છે.

મારી યુવાવસ્થાની શરૂઆતમાં મેં સ્ત્રીઓ વિષે એક પુસ્તક લખવાનું શરૂ કર્યું હતું, અને એ પુસ્તક મેં લગભગ દસેક વર્ષ પહેલાંના કાળ સુધી લખવાનું ચાલુ રાખ્યું હતું. એ પુસ્તકમાં ખાસ કરીને નર અને નારી એ બે જાતિને લગતા પ્રશ્નો, પૂરી નહિ તો અધૂરી રીતે પણ ચર્ચવામાં આવ્યા હતા.

એ પુસ્તકની શરૂઆત પૃથ્વી ઉપરના લિંગભેદની પ્રથમાવસ્થાથી કરવામાં આવી હતી. આ લિંગભેદ તેની આદિ અવસ્થામાં પ્રાણીમાં જોવામાં આવે છે ત્યારથી નહિ પણ તે વનસ્પતિના જીવનમાં, તેથી પણ અધિક પ્રાથમિક અવસ્થામાં જોવામાં આવે છે ત્યારથી લેવામાં આવ્યો હતો. એ પુસ્તકનાં પહેલાં ત્રણ પ્રકરણમાં મારાથી બન્યું તેટલે અંશે મેં માનવી સિવાયના જીવનમાં લિંગભેદનો વિકાસ કેવી રીતે થયો હતો તે આલેખ્યું હતું. એ બધી વાતનો વિચાર કરવાથી આધુનિક કાળનાં સ્ત્રી પુરૂષોના પરસ્પર સંબંધ પર પ્રકાશ પાડે એવું ઘણું મને જાણવાનું મળ્યું અને તેથી મને નવાઈ પણ બહુ લાગી. એમાંનું કેટલુંક આ છે; પૃથ્વી ઉપરનાં પ્રાણીઓની જાતિઓમાં મ્હોટે ભાગે નર કરતાં માદા કદમાં, બળમાં અને કેટલીક

વાર શિકારી વૃત્તિમાં ચઢી જાય છે; નર અને માદાના પરસ્પર સંબંધ જુદી જુદી સ્થિતિને લઇને અનેકાનેક રૂપ ધારણ કરે છે; પોતાનાં બચ્ચાંઓ પ્રત્યે નર કે માદાના જે ખાસ ગુણો પ્રકાશિત થાય છે એવું આપણે સાધારણ રીતે ધારીએ છીએ તે તેમનામાં હમેશાં જોવામાં આવતા નથી–દાખલા તરીકે કેટલીક જાતના દેડકાઓમાં માદા પોતાનાં ઇંડા નરની પીઠ ઉપર આવેલા ખાડામાં મૂકે છે અને ત્યાં તેનું સંરક્ષણ થાય છે તેમ તે સેવાય પણ છે, અથવા કેટલાંક દરીયાઇ પ્રાણીઓ છે જેમાં નર બચ્ચાંઓને પોતાની સાથે ફેરવે છે અને પોતાના શરીરમાં રહેલી એક કોથળીમાં તેમને રાખી મ્હોટાં કરે છે, અને એવી એવી અનેક હકીકતો છે. અને જે વાત સહુથી વિશેષ ધ્યાનમાં લેવા લાયક છે, અને હું જ્યારે બાળક તરીકે આફ્રિકાની ઝાડીમાં ફરતી ફરતી કકો–વીટ નામના પક્ષીઓને તેમનાં પ્રેમ–ગીત ગાતાં સાંભળતી, અને ન્હાનાં ગાનારાં પક્ષીઓને તેમના માળા બાંધતાં અને માત્ર પોતાનાં બચ્ચાંનું જ નહિ પણ એકમેકનું રક્ષણ કરતાં જોતી ત્યારે મારા મન ઉપર જે વાતે ઘણી જ અસર કરી હતી અને જેની અસર મેં સ્ત્રી પુરૂષના પરસ્પર સંબંધ વિષે જે કાંઇ વિચાર્યું અને મને જે કાંઇ લાગ્યું છે તેના ઉપર ઘણી ઉંડી પડી છે, તે એ છે કે પક્ષીઓના જીવનમાં અને તેમાંય અમુક ખાસ જાતનાં પક્ષીઓમાં જેને આપણે લગ્ન–સ્નેહ કહી શકીએ તે, તેના પૃથ્વી ઉપરના સહુથી ઉંચા, સુંદરતા પ્રતિપાદક અને કદાચિત્ જે માનસિક પણ કહેવાય તે સ્વરૂપમાં જોઇએ છીએ. આ લગ્ન–સ્નેહ તેમનામાં એવી સ્થિતિએ પહોંચ્યો છે કે જે સ્થિતિ આજ સુધી મનુષ્યજાતિના કોઇ પણ વિભાગમાં જોવામાં આવી નથી, અને જે મનુષ્યજાતિના મનમાં રહેલા લગ્ન–સ્નેહના ઉંચામાં ઉંચા આદર્શનો અનુભવ છે.

આ ત્રણ પ્રકરણ પુરાં કર્યાં પછી મેં મારાથી બન્યું તેટલે અંશે મનુષ્યજાતિની છેક પ્રથમાવસ્થા, જંગલી અવસ્થા અને અર્ધ–

જંગલી અવસ્થામાં સ્ત્રીની જે સ્થિતિ હતી તેનું વર્ણન આપ્યું હતું. મારા બાળપણથી જ મારી આજુબાજુ રહેલી આફ્રિકાની સ્ત્રીઓને તેમની પ્રથમાવસ્થાના જીવનમાંનું નિરીક્ષણ કરવાનું મને બહુ ગમતું હતું. હું અઢાર વર્ષની થઈ ત્યારે મારે એક વખત એક કાફિર જાતની સ્ત્રી જે હજુ તેની જંગલી અવસ્થામાં જ રહી હતી તેની સાથે વાત કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો, અને એ વાતથી મારા મન ઉપર જેવી અસર થઈ હતી તેવી સ્ત્રીની સ્થિતિના સંબંધમાં બીજી એક જ વાતે કરેલી છે. આ સ્ત્રી કોઈ પ્રતિભાસંપન્ન નારી હતી. મેં આજ સુધી બીજી કોઇ પણ સ્ત્રીને મ્હોઢેથી સાંભળી નથી એવી વક્તૃત્વપૂર્ણ અને ઉંડી લાગણીવી ભરેલી ભાષામાં તેણે પોતાની જાતની સ્ત્રીઓની દશા મારી પાસે વર્ણવીઃ સ્ત્રીઓને કરવી પડતી સખ્ત મહેનત, જેમ જેમ સ્ત્રી મ્હોટી ઉમરની થતી જાય છે અને જીવનનાં જૂદાં જૂદાં બંધનથી બંધાતી જાય છે તેમ તેમ તેનો વધતો જતો સંતાપ, બહુપત્ની વિવાહ અને પરાધીનતાની સ્થિતિમાં તેને ભોગવવું પડતું અતિશય દુઃખ વગેરે બધું તેણે અપૂર્વ આવેશ અને તીવ્રતાથી વર્ણવ્યાં. ( આ વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે. ) મેં જ્યારે તેને અમુક પ્રશ્નો પૂછ્યા ત્યારે તેના ઉત્તરમાં જીવન અને જે અદૃશ્ય શક્તિથી જગત અને જીવન ઘડાયાં છે અને જેણે સ્ત્રીઓને તેમની આવી પરાધીન સ્થિતિમાં મૂકેલ છે તેના પ્રત્યે ઘણી સખ્ત કડવાશ બતાવી છતાં એ કડવાશનો કાંઈ પણ અંશ કોઇ પણ માણસ પ્રત્યે ન હતો, તેમ તેમની એ દુઃખમય સ્થિતિમાંથી છુટવાને માટે–સામે થવાની તેની જરા પણ ઇચ્છા જોવામાં આવી ન હતી; ઉલટું તેની પોતાની જાતિની અને તેના પોતાના જીવનની જે સ્થિતિ હતી તેને અનિવાર્ય સમજી તેને અધીન થવા અતિ દઢ અને અમુક અંશે પ્રતાપી ભાવ તેના વચનમાં વ્યાપી રહ્યો હતો. તેની આ વાતથી મારા મનમાં એક સત્ય ઠસી ગયું છે કે જેને હું ત્યારપછી લગભગ એક સ્વતઃસિદ્ધ સિદ્ધાંત તરીકે માનવા લાગી છું. એ સત્ય

એ છે કે કોઈ પણ જાતિ કે વર્ગની સ્ત્રીઓ, તેમનું દુઃખ ગમે તેટલું મ્હોટું હોય અને તેનું ભાન તેમને પૂરેપૂરૂં હોય તોપણ, તેમની સમાજમાં હયાતી અને હિતને માટે તેમની અધીનતા જરૂરની હોય તો પોતાની સ્થિતિ સુધારવા માટે સમાજની સામે જોર કરી ઉઠવાનું નથી; અને એ કે, જ્યાંજ્યાં કોઇ પણ સમાજની સ્ત્રીઓ પોતાની સ્થિતિ સુધારવા માટે કોઈ એક મ્હોટો પ્રયત્ન કરતી જોવામાં આવે છે, ત્યાં ત્યાં વિશેષ વિચાર કરતાં ચોક્કસ માલુમ પડશે કે એ સમાજની ફરી ગયેલી અથવા ફરી જતી સ્થિતિમા સ્ત્રીઓ પોતાની જૂની સ્થિતિને અધીન રહે એ જરૂરનું નથી તેમ ઇચ્છવાયોગ્ય પણ નહીં હોય.

એ પુસ્તકના આ ભાગમાં જે બીજી એક વાર્તા કહેવાનો પ્રયત્ન મેં કર્યો હતો તે એ હતી કે,* મનુષ્યજાતિએ ચોપગાં કે ચોહથાં જાનવરની સ્થિતિમાંથી પ્રગતિ પામી બે પગ ઉપર ટટ્ટાર ઉભા રહેવાની સ્થિતિ પ્રાપ્ત કરી છે તેને માટે કીમત આપવી પડેલી છે એ વાત સંભવિત છે એટલુંજ નહિ, પણ મ્હોટે ભાગે ખાત્રીપૂર્વક રીતે માની શકાય તેમ છે; અને બીજી વાત એ હતી કે આ વેદના અને દુઃખ જે મનુષ્યજાતિને આપણે અત્યારે પડતાં જાણીએ છીએ તે તેમની હયાતી ટકાવી રાખવી હોય તો જરૂરનાં છે. ( આ વાત સ્ત્રીઓની શારીરિક રચનાનો અભ્યાસ કરી સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો ) અને સ્ત્રીઓને પોતાનાં નિરાધાર બાળકોને, પોતાને માટે તેમ તેમને માટે ખોરાક મેળવવા માટે મહેનત કરતાં પોતાના હાથમાં રાખવાની, અને દુશ્મનોના હાથમાંથી છટકી જવાની વેળાએ તેમને ઉપાડવાં પડતાં હોવાની જરૂરને લીધે વિકાસ પામતી મનુષ્યજાતિને ચોપગી સ્થિતિને બદલે પોતાના પગ ઉપર ટટ્ટાર ઉભા રહેવાની જરૂર પડી હતી,

*બાળકને જન્મ આપતી વખતે અને બીજી કેટલીક રીતે સ્ત્રીઓને જે વેદના સહન કરવી પડે છે અને નબળાઇ વ્હોરવી પડે છે એ.

એ જાતના અતિ સંભવિત પણ પૂર્ણ ખાત્રી વગરના અને જેના સંબંધમાં કદાચિત્ કદિ પણ પૂર્ણ ખાત્રી થવાની નથી એવા સૂચન વિષે પણ કેટલુંક કહેવામાં આવ્યું હતું.

આ અને એવી એવી બીજી કેટલીક વાતો જે સ્ત્રીઓના ત્યારપછીના કાળના વિકાસના સંબંધમાં કેટલોક પ્રકાશ પાડે છે (જેવી કે ખેતી અને સ્ત્રીઓની પરાધીનતા વચ્ચેનો સંબંધ) તેનો, એ પુસ્તકના-પ્રથમાવસ્થાની અને અર્ધજંગલી અવસ્થાની સ્ત્રીઓની સ્થિતિનું વિવેચન કરતાં બીજા–આ ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો હતો.

આટલું કામ મેં ૧૮૮૮ માં પૂરૂં કર્યું હતું અને ત્યારબાદ મેં એ પુસ્તકનો આખરનો ભાગ હાથમાં લીધો. એ ભાગમાં જેને સાધારણ રીતે આધુનિક કાળનો સ્ત્રીનો પ્રશ્ન કહે છે તેનું વિવેચન કર્યું હતું. આધુનિક યૂરોપીય સમાજોમાં જે કારણોથી સ્ત્રીઓ સમાજ સાથેનો પોતાનો સંબંધ જૂદા પાયા ઉપર મૂકવા માગે છે તે, જે દિશામાં આ જાતનો પ્રયત્ન થઈ રહ્યો છે તે, અને આવા પ્રયત્નના પરિણામ રૂપ જે કંઇ ફેરફાર ભવિષ્યમાં થવાનો સંભવ છે તે બધાનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો હતો.

આ બધું લગભગ ૧૮૯૯ માં પૂરૂં થયું હતું, અને માત્ર પ્રસ્તાવના લખવાની બાકી હતી. એ પુસ્તકમાં મારે જે કંઇ કહેવાનું હતું તે દલીલના રૂપમાં કહેવા ઉપરાંત મેં દરેક પ્રકરણમાં એક કે વધારે રૂપક આપ્યાં હતાં. આમ કરવાનું કારણ એ હતું કે બુદ્ધિગમ્ય વિચારોને સાદી દલીલના રૂપમાં પ્રકટ કરવાનું કામ સ્હેલું છે, પણ એ વિચારથી જે કાંઇ લાગણીઓ મારા મનમાં ઉદ્ભવી હતી તેને આવા કંઇક રૂપમાં મૂક્યા સિવાય હું યોગ્ય રીતે દર્શાવી શકું તેમ ન હતું. આ ઉપરાંત એ આખા પુસ્તકમાં વિવેચન કરવામાં આવેલા વિષયના ઉદાહરણ તરીકે પ્રાણીજીવન અને મનુષ્યજીવનમાંની જે ખાસ વાતો પ્રત્યે મારૂં ધ્યાન ખેંચાયું હતું અને જેને લીધે મેં એ પુસ્ત-

ક્રમાં આપેલા સિદ્ધાંત બાંધ્યા હતા તે આપવાનો પ્રયત્ન પણ કર્યો હતો. આમ કરવું મને યોગ્ય લાગ્યું હતું, એનું કારણ એ છે કે સમાજજીવનને લગતા પ્રશ્નોનો વિચાર કરતાં કોઇપણ લેખકે પોતાના સિદ્ધાંત કેવી રીતે બાંધ્યાં તેનું બરાબર જ્ઞાન એ સિદ્ધાંતની કીંમત આંકવા માટે જરૂરનું છે. આ પુસ્તક લખવામાં મારા જીવનનો મ્હોટો ભાગ ગયો હતો, અને તેમાં કેટલીક અપૂર્ણતા હતી છતાં મેં એવી આશા રાખી હતી કે તેથી બીજાં કેટલાંક માણસોનાં મન વધારે ઉત્તેજિત થઇ એ પ્રશ્નનો વિશેષ વિચાર કરશે.

પણ મારૂં ધાર્યું થવાનું સૃજાયું નહોતું. ૧૮૯૯ માં હું જોહાન્સબર્ગ રહેતી હતી, અને એ અરસામાં મારી તબીયત બગડવાથી મારે હવાફેર માટે દૂર જવું પડયું. હું બહાર હતી એવામાં જ બોયર લોકો સાથે અંગ્રેજોને યુદ્ધ થયું. યુદ્ધની શરૂઆત થતાં જ હું ટ્રાન્સવાલ પાછી જવા નીકળી, પણ લશ્કરીખાતાના માણસોએ મને મારે ઘેર જવાની રજા આપી નહિ, આટલાથી જ સંતોષ નહિ પામતાં તેમણે મને મારા કોઈ મિત્ર ઉપર મારા ઘરની સંભાળ રાખવા માટે પત્ર લખવાની કે ખબર મોકલવાની પરવાનગી આપી નહિ. આઠેક માસ પછી અંગ્રેજ લશ્કરે જોહાન્સબર્ગ લીધું, અને એ વખતે એક મિત્રે મારૂં ઘર તપાસીને જોયું ત્યારે તેને માલુમ પડયું કે તેમાંનું સર્વ કાંઈ લુંટાઇ ગયું હતું અથવા બાળી નાંખવામાં આવ્યું હતું. આ બાળી નાખેલી વસ્તુઓમાં મારા બધા કીમતી કાગળીઆઓ અને આ હસ્તલેખિત પુસ્તક પણ હતાં.

આ બીના બન્યા પછી થોડા મહિના બાદ હું અમુક સ્થાને બંદિવાન તરીકે રહી હતી. મારી આજુબાજુ લડાઈની દોડધામ અને ધાંધલ થઈ રહ્યાં હતાં; અને મારા પોતા ઉપર સખ્ત જાપતો રાખવામાં આવ્યો હતો. જે ગામડામાં મને કેદી તરીકે રાખવામાં આવી હતી ત્યાં કોઇ કોઇ વાર ઘાયલ થયેલા માણસોને લાવવામાં આવતા હતા;

કોઇ કોઇ વાર બંદીવાનોમાંના કોઇને દેહાંત દંડની સજા કરવામાં આવતી હતી અને વળી કોઇ વાર નવા કેદીઓ પણ લાવવામાં આવતા હતા. એ સ્થિતિમાં કાલે શું થશે એ અમે જાણતાં નહતાં, અને અમારા મનમાં ઘણા ઉદ્વેગ અને અશાંતિ રહેતાં હતાં. એ વખતે મેં મારા મનને કોઈ સારા કામમાં રોકવા પ્રયત્ન કર્યો ત્યારે મેં જે કાંઇ કર્યું તે આ ન્હાનકડું પુસ્તક લખવાનું કાર્ય હતું. આ પુસ્તક મારા મ્હોટા પુસ્તકના એક જ પ્રકરણમાંથી મને જે કાંઇ યાદ રહ્યું હતું તેમાંથી લખાયું છે. મારા ન્હાનકડા ઘરની બારી આગળ ચોકીદાર સીપાઇઓની ટુકડી ઉભી રહેતી હતી જેથી મારે બારી બંધ રાખવી પડતી હતી અને ઘરમાં એવું અંધારૂં રહેતું હતું કે મારાથી લખી પણ શકાતું નહતું.

દોઢેક વર્ષ પછી યુદ્ધ પૂરૂં થયું અને મને મારા ઘર તરફ જવાની રજા મળી. ત્યાં જઈ નજરે જોતાં મને માલુમ પડયું કે મારૂં પુસ્તક છેક જ નાશ પામ્યું હતું અને જે અમુક ભાગ અધુંં બળેલો લાગતો તે પણ કશા ઉપયોગમાં આવે તેમ ન હતો. આ વખતે મને આશા હતી કે ભવિષ્યમાં હું કદિ એ પુસ્તક ફરીથી લખી શકીશ. પણ મનુષ્યનું આયુષ્ય બહુ અલ્પ છે અને મને ખાત્રી થઈ છે કે હું એ પુસ્તક ફરીથી લખી શકીશ નહિ. એટલું જ નહિ પણ તેમાંથી જે થોડું મારા સ્મરણમાં રહ્યું હતું અને જે મેં આ પુસ્તક રૂપે લખ્યું છે તેને પણ યોગ્ય સ્વરૂપ આપી શકીશ નહિ.

આ કારણથી મૂળ પુસ્તકનો આ એક માત્ર ટુકડો જગત આગળ મૂકતાં મને ઘણું દુઃખ થાય છે. પણ મને જે એક વિચારથી સાંત્વન મળે છે તે એ છે કે, સત્ય પાછળ જે કંઈ ખરી અને ઉત્કટ શોધ થાય છે તે સત્ય પાસે પહોંચતી ન હોય તોપણ તે તેની પાસે એટલું બધું નજદિક આવે છે કે બીજાં સત્યશોધક માણસો જે એ સત્ય જોવાનો વધારે સારી સ્થિતિમાં હોય તેઓ આ

પ્રયત્નમાં રહેલી અપૂર્ણતા અને ભૂલ જોઇ શકે અને સત્ય વિશેષ પ્રમાણમાં પ્રાપ્ત કરી શકે.

આ બધી વાતનું જે વિવેચન અહિં કરવામાં આવ્યું છે તે આ પુસ્તકમાં જોવામાં આવતી પુનરૂક્તિ અથવા તેમાં રહેલા કલાવિધાનને લગતા દોષની ક્ષમાર્થે નથી, કારણ કે એ વસ્તુઓ બહુ નજીવી છે, પણ જો વિષયની ઉત્પત્તિ કેવી રીતે થઈ એ વાત બરાબર સમજાય નહિ તો તેના સંબંધમાં ગેરસમજુત થવા સંભવ છે, એ માટે છે, અને આ એક મુદ્દાની વાત છે.

આ પુસ્તક સ્ત્રીજાતની સ્થિતિ સંબંધી જે કંઇ વિસ્તૃત ઘટનાયક રહ્યું છે તેનું સામાન્ય અવલોકન નથી, એટલું જ નહિ, પણ સ્ત્રીઓના આધુનિક કાર્યક્ષેત્ર સાથેના સંબંધનો જે પ્રશ્ન અત્યારે ઉભો થયો છે તેનું સિંહાવલોકન પણ નથી.

મૂળ પુસ્તકમાં સ્ત્રીની વિલાસી પરાધીનતાનો વિષય એ બાર પ્રકરણમાંનો એક હતો, અને મ્હોટે ભાગે એ એક પ્રકરણમાંથી જ આ પુસ્તક યોજાયું છે. મારા માનવા પ્રમાણે સ્ત્રીની આ જાતની પરાધીનતાનો પ્રશ્ન અતિ મહત્ત્વનો અને ઉપયોગી છે; એથી ઘણી વાતો જે બીજા કશાથી સ્પષ્ટ થતી નથી તે સારી રીતે સ્પષ્ટ થાય છે. અને એ પ્રશ્ન દિન પ્રતિદિન અધિકાધિક મહત્ત્વ ધારણ કરશે. પણ હાલ તુરતને માટે સ્ત્રીના કાર્યક્ષેત્ર સાથેના સંબંધને લગતી બીજી કેટલીક વાતો એવી જ જરૂરની છે. મૂળ પુસ્તકના બીજા એક પ્રકરણમાં સ્ત્રીએ આધુનિક કાળમાં જે કાંઇ કર્યું છે અને હજુ કરે છે તેનું, અને તેનું કાર્ય અને ખાસ કરીને ગૃહકાર્ય જે આખી મનુષ્યજાતિએ જાણેલું સર્વથી વિશેષ કંટાળાભરેલું અને પાર વગરનું કાર્ય છે તેની યોગ્ય કદર થતી નથી અથવા તેનો જોઇએ તેટલો બદલો આપવામાં આવતો નથી, એ વાતનું વિવેચન કરવામાં આવ્યું હતું. આ પુસ્તકના સંબંધમાં મને જે બીક રહે છે તે એ છે

કે તેમાં સ્ત્રીની વિલાસી પરાધીનતા ઉપર બહુ ભાર મૂકવામાં આવેલો હોવાથી અને બીજા વિષયો ઉપર જોઇએ તેટલું ધ્યાન નહિ અપાયાથી રખેને વાચક વર્ગને એમ લાગે કે અત્યારના વખતમાં સ્ત્રીના ગૃહકાર્યની (સ્ત્રી પુરૂષના પરસ્પર નર નારી તરીકેના સંબંધની સાથે આ કાર્ય આડકતરી રીતે જોડાયું છે છતાં તે તેથી તદ્દન જૂદું જ સમજવાનું છે). અતિ ઉંચા પરિમાણમાં કદર ન થાય અને તેનો ઉંચો બદલો ન મળે. એમ લાગે છે કે ભવિષ્યમાં એવું થશે, અને જ્યારે સ્ત્રી કોઇ પણ પ્રકારના ગૃહકાર્ય કે લગ્નને લગતા કાર્ય માટે પોતાનું સ્વતંત્ર કાર્યક્ષેત્ર મૂકી દેશે, ત્યારે તે પુરૂષની કમાઇનો ભાગ તેને પરાધીન કરે એવા એક ઉપકાર તરીકે નહિ પણ બે સરખા ભાગીદાર વચ્ચે પડતા સમાન ભાગ તરીકે સ્વીકારશે. એ ખરૂં છે કે ખરા પ્રેમમાં આવા વિચારનું સ્થાન નથી અને એક બીજાથી સેવા અને અધીનતામાં કેમ આગળ વધે એ જ લક્ષ્ય રહે છે. પણ આવું આજે બહુ જ થોડાં યુગલોમાં જોવામાં આવે છે અને મ્હોટે ભાગે સમાનતાની વાત કરવામાં આવે છે છતાં સ્ત્રીઓને આધીનતાની સ્થિતિ ભોગવવી પડે છે

વળી મને એ વાતનો ખાસ ભય હતો કે આ પુસ્તકમાં જે કંઇ કહેવામાં આવ્યું છે તે સ્ત્રીની સ્થિતિના અમુક ભાગને જ લગતું હોવાથી કદાચિત્ કોઇ એમ માને કે સ્ત્રીઓએ બાળકોને જન્મ આપવા ઉપરાંત પુરૂષ પાસેથી એ બાળકોનાં ભરણપોષણ વગેરેનો ભાર પોતાને શીર લેવો, એ સંમત્ત્વિ અથવા ઇચ્છવા યોગ્ય છે એમ કહેવાનો મારો હેતુ છે. મૂળ પુસ્તકના જે પ્રકરણમાં કોઇ પણ પુરૂષે સ્ત્રી અને તેના પોતાનાં બાળકના સંબંધમાં શું શું કરવું જોઇએ એ વાતનો વિચાર કરવામાં આવ્યો હતો તેમાં સૌ કરતાં પણ વધારે પૃષ્ટમાં પુરૂષને પોતાને અને તેના દ્વારા આખી મનુષ્યજાતિને વધારે ઉચ્ચ કરવા માટે કોઇ પણ સ્ત્રીના પતિ તરીકે અને બાળકોના પિતા તરીકેની તેની જવાબદારીનું, અને ઘરના કામકાજ કરનાર

તરીકે સ્ત્રી પ્રત્યે ન્યાયનું વિશેષ ભાન કેટલું બધું જરૂરનું છે એ કહેવામાં આવ્યું હતું. વળી એ જ પ્રકરણના ઉત્તરાર્ધમાં સ્ત્રી અને પુરૂષ વચ્ચેના સંબંધને અંગે ઉભો થતો હાલનો વધારે મુદ્દાનો પ્રશ્ન વિસ્તારપૂર્વક ચર્ચવામાં આવ્યો હતો. એ પ્રશ્ન આ છે; જે સ્ત્રીઓ દિન પ્રતિદિન અધિકાધિક સંખ્યામાં ઘરકામ છોડી બાહ્ય કામ લે છે અને જેને તેમ કરી પોતાનું તેમ કેટલીક વાર બીજાનું પણ ભરણપોષણ કરવાની ફરજ પડે છે, અને જેઓ એમ છતાં ભૂતકાલથી ઉતરી આવેલી કેટલીક કૃત્રિમ અને ખોટી માન્યતાઓને લઇને પોતાની માનસિક કે શારીરિક શક્તિમાં કાંઈ ખાસ રીતે ઉતરતી ન હોય તોપણ કેટલીક જાતનાં બંધનથી બંધાઈ રહી છે તેમના પ્રત્યે પુરૂષોનો ભાવ કેવો હોવો જોઇએ છે? આધુનિક સમાજના દર્દોના સહુથી વધારે ભયંકર દર્દનું મૂળ અને કારણ કોઈ પણ ઠેકાણેથી મળી આવતું હોય તો તે આ બધી સ્ત્રીઓને પુરૂષો તરફથી કરવામાં આવતા અનેક પ્રકારના અન્યાયમાં છે.

આ એક જ વાત કે કોઇ પણ કાર્ય પુરૂષ કે સ્ત્રી એકસરખી રીતે કરે છતાં સ્ત્રી એ સ્ત્રી છે માટે જ એ કાર્યના બદલા તરીકે ઓછું વેતન પામે, એ એક ચોખ્ખેચોખ્ખો અને હડહડતો અન્યાય છે, અને એ સ્ત્રીના શરીરનો બળાત્કારથી લાભ લેવા સરખું છે. બુદ્ધિશાળી અને ન્યાયપરાયણ પુરૂષો પણ આ જાતનો અન્યાય એક પળવાર પણ સહન કરી શકે છે, એ મારાથી સમજી શકાતું નથી, અને એનું કારણ માત્ર એટલું જ લાગે છે કે રૂઢિ અને ઘણા કાળથી ઉતરી આવેલા રીતરિવાજોને લઇને તેમની સમજશક્તિ, એવી અંધ થઇ ગઇ છે કે તે એ બાબતમાં જરા પણ વિચાર કરતા નથી અને આના સંબંધમાં એટલું બધું લાગી આવે છે કે એક આ વાત, તેમ જ સ્ત્રી અને પુરૂષના પરસ્પર નર નારી તરીકેના સંબંધને લગતી બીજી એક વાતના વિચારથી મારૂં લોહી એટલું બધું તપી જાય છે કે મારે મારા ઉપર સ્ત્રીને લગતાં બધા પ્રશ્નોનો બરા-

બર વિચાર કરવા માટે ઘણો જ કાબુ રાખવો જોઇએ છીએ. આ વાત આટલી બધી અગત્યની છે છતાં એનો વિચાર આ પુસ્તકમાં બરાબર કરવામાં આવ્યો નથી એથી કોઇને એની અગત્ય ઓછી જણાય તો તે મારે માટે એક મ્હોટું દિલગીરીનું કારણ રહેશે.

મૂળ પુસ્તકના છેલ્લા, સહુથી લાંબા, અને મારા માનવા પ્રમાણે સહુથી વધારે અગત્યના પ્રકરણમાં મેં લગ્ન અને આધુનિક જગતમાં સ્ત્રીઓ અને પુરૂષોના પરસ્પર અંગત સંબંધને લગતા પ્રશ્નો ચર્ચ્યા હતા. એમાં જે એક વાત મેં એક મહાન્ સત્ય તરીકે જણાવવાને પ્રયત્ન કર્યો હતો અને જેના સંબંધમાં દૂરના ભવિષ્યકાળનો અનુભવ કે નિર્ણય એની વિરૂદ્ધ જાય એવી મને જરા પણ ભીતિ નથી તે આ છે; સમાજની નવી પરિસ્થિતિને અનુકૂળ થવા સ્ત્રીઓ જે પ્રયત્ન કરી રહી છે તેનું પરિણામ સ્ત્રી અને પુરૂષના નર અને નારી તરીકેના સંબંધમાં કોઈ પણ પ્રકારની વિશેષ શિથિલતા કે લગ્નના બંધન વગરના સ્વેચ્છાચાર કે વિશેષ સ્વચ્છંદની દિશામાં નથી, પણ એ સંબંધ પવિત્ર છે, અને નર અને નારીના પતિપત્ની તરીકેના સંબંધ ઉપર જ સમાજજીવન રચાયું છે અને મનુષ્યજાતિનું સમગ્ર જીવન એ સંબંધને શુદ્ધ, સુંદર અને નિર્મળ રાખવા ઉપર જ આધાર રાખે છે એ વાતની સમજ અધિકાધિક પ્રમાણમાં પ્રાપ્ત કરવાની દિશામાં છે. વિશેષમાં સ્ત્રીઓનો એ પ્રયત્ન પુરૂષ અને સ્ત્રી વચ્ચે પતિપત્ની તરીકેનો સંબંધ વધારે નિકટનો, સ્થાયી અને લાગણીમાં તેમ માનસિક રીતે વિશેષ પ્રમાણમાં ઐક્ય ઉત્પન્ન કરાવનાર નીવડશે. સ્ત્રી અને પુરૂષના શારીરિક ઐક્યથી મનુષ્યજાતિને ઉત્પન્ન કરવાનું કામ બહુ ઉત્તમ છે, છતાં એ ઐક્યથી એક ઘણી વધારે ઉત્તમ સૃજનશક્તિ અને જીવનશક્તિ જન્મ પામે છે, અને એ ઉંચા પ્રકારની શક્તિનો તો હજુ માત્ર જન્મ જ થયો છે. જેમ જંગલી ગુલાબના ફૂલમા આકાર એવો જ હોવા છતાં સૌદર્ય અને સુવાસ બહુ હોતાં નથી, પણ એ તેમાં ધીમેધીમે આવેલાં છે અને તેનું કદ પણ મ્હોટું

થતું ગયું છે અને આજે ગુલામનું ફૂલ એ અતિ શ્રેષ્ઠ ગણાય છે, તેમજ આ સૃજન અને જીવનશક્તિ જે અત્યારે તેની પ્રાથમિક દશામાં છે તે દિન પ્રતિદિન વધતાં વધતાં અદ્દભુત રૂપ ધારણ કરશે એમાં કશી શંકા નથી.

મ્હોટે ભાગે એમ લાગે છે કે પૃથ્વી ઉપરના સ્ત્રી અને પુરૂષના નરનારી તરીકેના સંબંધના વિકાસના માર્ગમાં, જેમ બીજી દિશાઓમાં પુરૂષોએ ઘણીવાર નેતૃત્વ લીધું છે તેમ, અહિં કદાચિત્ સ્ત્રીઓ, આ બાબતમાં ભૂતકાળમાં તેમણે જે પરાધીનતા અનુભવી છે અને જેને લીધે તેઓ પૂરેપૂરી દબાઇ રહી છે તેને લીધે જ, નેતૃત્વ લેશે અને પુરૂષો તેમને અનુસરશે. આનું પરિણામ આખરે એ પણ આવે કે સ્ત્રી પુરૂષનો પરસ્પર પ્રેમ જે અત્યાર સુધી કામવાસના અને વિષયલાલસાના મેલા કીચડથી ખરડાયેલો છે અને જે લોભનો ગુલામ બનેલો છે, અને જે જગતનો અમુક રીતે અધિપતિ હોવ છતાં, આ કારણથી એ સંબંધ જગતના કલ્યાણરૂપ નહિ પણ અકલ્યાણરૂપ લોકો સમજે છે અને એમ સમજી તેનો નાશ કરવા પણ તત્પર થયા છે, તે શુદ્ધ અને સુંદર થશે અને સ્વતંત્ર બની ખરી મૈત્રિનું સ્વરૂપ ધારણ કરશે, અને તે મનુષ્યજીવનની પરમ કલ્યાણકર વસ્તુ નીવડશે.

આ ન્હાના પુસ્તકના મૂળ અને ક્ષેત્ર વિષે આટલું બધું વિવેચન કરવામાં આવ્યું છે તેનું કારણ માત્ર એ જ છે કે એ કેવી રીતે લખાયું અને તેમાં શું શું કહેવાનું બાકી રહી ગયું છે તે વિષે મ્હોટી ગેરસમજ ઉત્પન્ન ન થાય.

**ઓલીવ સ્કીનર.**



# સ્ત્રીઓનો કાર્યપ્રદેશ.

——:*:——

## પ્રકરણ ૧.



### "સ્ત્રીઓના કાર્યક્ષેત્રનું સંકુચિત થવું."

આજે બધી સુધરેલી પ્રજાઓમાં સ્ત્રીઓ પોતાનાં જૂદાં જૂદાં મંડળો દ્વારા જૂદી જૂદી રીતે પોતાના હક માગી રહી છે. તેમની આ અનેક પ્રકારે થતી માગણીનો સાર લઇએ તો તે એ છે કે, અમારે કામ જોઇએ છે અને એ કામને માટે જે કંઈ શિક્ષણ કે કેળવણી જરૂરનાં હોય તે અમારે જોઇએ છે. આ કંઈ અમે અમારા પોતાના સ્વાર્થ માટે માગતાં નથી, પણ આખી મનુષ્ય જાતિના હિત માટે માગીએ છીએ.

આ જમાનામાં સ્ત્રીઓ કામની જે માગણી કરે છે તેનું ખરૂં સ્વરૂપ આપણે તપાસીએ તો તે કંઇક આવું દેખાશે.

અમે અત્યારે કામ માગીએ છીએ એ ખરૂં છે, પણ આમાં અમે કંઈ નવું ઇચ્છતાં નથી. અમે સૈકાઓ થયાં, હજારો વર્ષો થયાં, અરે, કદાચિત્ લાખો વર્ષો થયાં કામ કરતાં આવ્યાં છીએ. જ્યારે પુરૂષો નગ્નાવસ્થામાં ભટકતા હતા અને માત્ર શિકાર કરીને કે એક બીજા સાથે લડીને પોતાનો નિર્વાહ કરતા હતા, ત્યારે અમે પણ તેમની સાથેજ હતાં; તેમની સાથે ભટકતાં હતાં અને શિકાર વગેરે પણ કરતાં હતાં. અમારા શરીરના અંતરમાં અમે ભાર ઉપાડતાં હતાં

અને અમારા ખભા ઉપર કે માથા ઉપર પણ અમે ભાર ઉપાડતાં હતાં. વળી આ બાળકોરૂપી બોજો લેવા ઉપરાંત અમે કંદ કે વન સ્પતિ શોધી લાવતાં અને જ્યારે અમારા પુરૂષો કંઈ જનાવર વગેરે મારી લાવતા ત્યારે અમે તે રાંધી આપતાં. એ વખતે અમે અમારા પુરૂષોની સાથેજ ભટકતાં અને કામ કરતાં. એ વખતે અમે છૂટ ભોગવતાં અને સંતોષી હતાં.

આ સ્થિતિ લાંબો વખત રહી નહિ. અમારૂં સહુનું ભટકવું બંધ થયું અને અમારે એક સ્થાને રહેવાનું થયું. પણ તે વખતેય કામ તો અમે પુરૂષોની માફક જ કરતાં. અમારા પુરૂષો શિકારે જતા અથવા અમારા રક્ષણને માટે દુશ્મનો સામે લડવા જતા, અને અમે ઘેર રહી જમીન સંભાળતાં. અમે જમીન ખેડતાં, પાક લણતાં, ઘર બાંધતાં, રૂ કાંતતાં અને કપડાં વણતાં; માટીનાં વાસણ બનાવતાં અને તેના ઉપર જૂદી જૂદી આકૃતિઓ દોરી મનુષ્ય જાતિને કલાનો પ્રથમ પાઠ શિખવતાં: અમે જૂદી જૂદી વનસ્પતિઓના ગુણદોષ પારખતાં અને તે વખતની અમારામાંની વૃદ્ધ સ્ત્રીઓએ મનુષ્યજાતિને વૈદકના તેમજ ધર્મના પ્રથમ પાઠ ભણાવ્યા હતા.

અમે મનુષ્યજાતિનું અમારા જીવનના તત્ત્વરૂપી ધાવણથી પોષણ કર્યું અને તેનો ભાર અમારી કુખે કે અમારા ખભા ઉપર ઉપાડયો. અમે મનુષ્યજાતિને પાળી, પોષી અને મ્હોટી કરી. કામનો બોજો પુરૂષોના કરતાં અમારા ઉપર વિશેષ હતો, તોપણ અમે તેથી કદિ કંટાળ્યાં નહોતાં, તેમ અમે તે વાતની ફર્યાદ પણ કરી નહોતી. એ કાળે પુરૂષવર્ગને લડવાનું કે શિકાર કરવાનું કામ ન હોય તો તે પોતાનો વખત આળસમાં ગુમાવતા હતા અને અમે તો બધો વખત કામ જ કરતાં હતાં. ઘણીવાર અમારે દળવાનું કે કાપવાનું કે લણવાનું કામ અમારા પેટમાં કે અમારી પીઠપર એક બાળક હોય અને કોઈ કોઈ વાર તો એક પેટમાં અને બીજું પીઠ પર હોય એ સ્થિતિમાં કરવું પડતું, અને એ કારણથી અમે વૃદ્ધ પણ વહેલાં થતાં. પણ

અમારી આવી અવસ્થામાંયે અમે અમારા ઉપર કામનો બોજો બહુ છે એવું કદિ કહ્યું નહોતું. એ વખતે અમારામાંથી કોઈ સ્ત્રી કામથ કંટાળે તો જેમ પુરૂષવર્ગમાંથી કોઈ યુદ્ધ કરતાં નાશી જાય ત્યાં તે કાયર ગણાતો હતો, તેમ તે સ્ત્રી કાયર ગણાતી હતી અને તેનો અમે સૌ તિરસ્કાર કરતાં. એ વખતે પુરૂષો લડતા હતા–એ તેમનું કામ હતું; અમે સહુનું પાલનપોષણ કરતાં–એ અમારૂં કામ હતું. અમે જાણતાં હતાં કે જે આખી મનુષ્યજાતિને અમે જન્મ આપ્યો હતો તેનું જીવન તેમજ હિત જેમ પુરૂષ વર્ગની મહેનત ઉપર આધાર રાખતું હતું તેમજ અમારી મહેનત ઉપર આધાર રાખતું હતું. જેમ પુરૂષો લડાઇમાં ઘા વાગે તો તે ગુપચુપ સહન કરતા, તેમ અમે અમારૂં વૈતરૂં સહન કરતાં હતાં, અને એ કાળે અમે સંતોષી હતાં.

પણ આ સ્થિતિમાં યે ફેરફાર થયો. કાળ જતાં બધા પુરૂષોને લડાઇમાં કે શિકાર માટે જવાનું રહ્યું નહિ; અને આ કામો માટે તે પાંચમાં કે દસમાં કે વીસમાં માત્ર એકની બધો વખત જરૂર રહેવા લાગી. આ વખતે પુરૂષો અમારી સાથે અમારી મહેનતમાં ભાગ લેવા લાગ્યા. પુરૂષો ખેતર ખેડવા, ઘર બાંધવા, કપડાં વણવા અને એવાં એવાં બીજાં કામ કરવા લાગ્યા, અને ધીમે ધીમે કોદાળી, પાવડો, ચાકડો વગેરે કામનાં ઓજાર અમારા હાથમાંથી તેમના હાથમાં જવા લાગ્યાં. ત્યારે ખુલ્લાં ખેતરો અને મેદાનોમાંનું મીઠું જીવન અમારાથી દૂર થયું. અને અમારે ઘરમાં ભરાઈ રહી અમારૂં જીવન કંટાળાભરેલી રીતે ગાળવું પડયું. અમારે માટે એ અવસ્થા કાંઇક અંશે આગળ કરતાં વધારે દુઃખદાયક હતી તોપણ અમારે કામ કરવાનું હતું અને તેનાં અમે સંતોષ માન્યો હતો.

એ કાળે અમે અનાજ ઉગાડતાં નહિ એ ખરૂં છે, પણ તે રાંધી આપતાં; અમે કપાસ વાવતાં નહિ પણ કાલાં ફોલતાં અને રૂ કાંતતાં અને કેટલીકવાર કપડાં પણ વણતાં; અમે ઘર ચણતાં નહિ

પણ ઘરની અંદરનું લીંપણ વગેરે કરતાં અને ઘરના જૂદા જૂદા શણગાર અમારે હાથે તૈયાર થતા. અમે ઢોર સાચવતાં અને દૂધમાંથી છાશ, ઘી વગેરે તૈયાર કરતાં; અમે દૂરથી પાણી લાવતાં; બળતણ લાવતાં અથવા ઢોરના છાણમાંથી તે તૈયાર કરતાં, ઢોરોને માટે ખડ કાપી લાવતાં, પુરૂષોને ખેતરોમાં જઇ ભાત આપી આવતાં, દળતાં અને એવું એવું ઘણું કરતાં. આ ઉપરાંત અમારે ગર્ભ ધારણ કરવાનું, બાળકો જણવાનું, તેમને ઉછેરવાનું અને તેઓ મ્હોટાં થાય ત્યાં સુધી તેમને પાળવા પોષવાનું અને સંભાળવાનું કામ હતું તે તો જૂદું જ. અમારે ઘરમાં ભરાઈ રહેવાનું હતું તે છતાં અમારે સહુને કામ કરવાનું હતું તેથી અમે સંતોષ માનતાં. આ બધા કામમાંનું કાંઈક કામ તો મ્હોટા મ્હોટાઓની સ્ત્રીઓ પણ તે વખતે કરતી.

એ વખતે કોઈ રાણીને એમ પૂછવામાં આવે કે તમે શિકારે કેમ જતાં નથી, અથવા ન્યાયાસને બેસી ન્યાય કેમ આપતાં નથી, તો તે એમ જ ઉત્તર આપે કે "એ બધું શું મારૂં કામ છે? મારે મારા મહેલમાં સો દાસીઓ ઉપર દેખરેખ રાખવી પડે છે અને તેમની પાસેથી જૂદું જૂદું કામ લેવાનું હોય છે. આ ઉપરાંત મ્હારે બાર મહિના માટે અનાજ વગેરે સાફ કરી ભરી રખાવવું પડે છે અને અથાણાં, પાપડ, વડી, સેવ વગેરે તૈયાર કરાવવાનાં હોય છે. વળી મારૂં પોતાનું ભરત શીવણ છે તે તો જૂદું જ. મારે મ્હેમાનોની સંભાળ રાખવી પડે છે, ગરીબોને દાન આપવાનું હોય છે, નોકર-ચાકરમાં કે સગાંસંબંધીમાં કોઇ સાજું માંદું થયું કે સારો માઠો પ્રસંગ આવ્યો હોય ત્યારે ત્યાં જવાનું હોય છે અને એવું એવું એટલું બધું કરવાનું રહે છે કે મારાથી મારૂં માથું પણ ઉંચું કરી શકાતું નથી. વળી સહુથી વિશેષ મારે મારાં પોતાનાં બાળકોની ન્હાની મોટી બધી વાતમાં સંભાળ લેવાની છે તે તો હું ગણતી પણ નથી. આ બધું કામ શું કંઇ થોડું છે કે હું શિકારે જવાની કે ન્યાયાસને બેસવાની નકામી આપદા વ્હોરૂં?"

અને કોઇ વ્યાપારીની સ્ત્રીને પુછવામાં આવે કે તું તારા ધણીની દુકાને કેમ બેસતી નથી, તો તે એમ જ જવાબ આપે કે, " અરે, ભાઈ, તું શું બોલે છે ? મારે ઘરમાં જ એટલું બધું કામ છે કે મને એક પળની ફુરસદ મળતી નથી. સવારમાં વહેલાં ઉઠી મારે ઢોરને નીરણ નાંખવાનું, ઘરનો પુંજો કાઢવાનું, છાશ કરવાનું, ગાયો ભેંસોને દોહવાનું વગેરે ઘણાં કામ કરવાં પડે છે. એ બધું પૂરૂં થયું ન થયું કે મારે ચુલો સળગાવવો પડે છે અને બપોરના બાર વાગ્યા સુધી તે સંભાળવો જોઇએ છે. અમે ખાઇને ઉઠયાં કે તુરત જ વાસણનો ગંજ માંજવાનો હોય છે. એ કરી રહું કે કંઇક કંઇક કામ તો તૈયાર હોય જ. કોઇ કાપડાંને થીગડાં દેવાનાં હોય, કે કાંઇ શીવણ કરવાનું હોય, કે કંઈ બીજું સમું કરવાનું હોય. વળી ક્યાંય સારે-નરસે જવાનું પણ હોય. આટલું આટોપી રહું કે તુરત જ ફરી ચુલો સળગાવવાનો હોય છે અને તેમાંથી હું રાત્રે દશ વાગે પરવારૂં છું. મારે એટલું બધું કામ કરવાનું હોય છે કે હું મારાં છોકરાંઓની જોઇએ તેટલી સંભાળ રાખી શક્તી નથી. તો પછી મારા ધણીની દુકાન સંભાળવાનો વખત તો ક્યાંથી જ હોય. હું મારા કામમાં પડી છું અને મને અમારી દુકાન ક્યાં છે અથવા ત્યાં શું ચાલી રહ્યું છે તે જાણવાનો વખત નથી અને મને તેની પરવા પણ નથી. "

આવો જ જવાબ તે વખતે સહુ સ્ત્રીઓએ આપો હોત અને આજે પણ હિંદુસ્તાનમાં તો ઘણી સ્ત્રીઓ આપી શકે છે. કામના સંબંધમાં જે સ્થિતિ સ્ત્રીઓની હતી, તે જ કુમારિકાઓની હતી. તેમને પણ ઘરના બધા કામકાજમાં ભાગ લેવો પડતા અને ઘણી વખત મ્હોટી ઉમરની કન્યાઓને પોતાની માતા જેટલું જ અથવા તેથી પણ વધારે કામ કરવું પડતું. માતા વૃદ્ધ કે અશક્ત હોય તો ઘરનું બધું કામકાજ તેમને માથે આવી પડતું, અને તેઓ તે ઉમંગથી કરતી. આવી રીતે કામ કરવું એ સ્ત્રીઓ તેમ કુમારિકાઓ પોતાની ફરજ સમજતી, અને કોઇ તેમને તે ન કરવાનું કહે તો તેઓ તેને

ધેલો અથવા મૂર્ખ અથવા અવળી મતિ આપનાર જ ગણે. તેઓ પોતાના કામમાં સંતોષ માનતી અને જોકે કામમાં તેમને હિસ્સો સરખો જ હતો તોપણુ પુરુષો અને તેમની વચ્ચે કોઇ પણ જાતની પ્રતિસ્પર્ધા છે એવો ખ્યાલ સરખો તેમને ન હતો.

પણ હવે આ સ્થિતિમાં ફેરફાર થયો છે અથવા થતો જાય છે. જૂદાં જૂદાં યંત્રોની શોધને લીધે કામ કરવાની રીતમાં મ્હોટું પરિવર્તન થયું છે અને તેને લીધે આજે સામાજિક સ્થિતિ બદલાઇ છે. યંત્ર વડે આજે એક માણસ પચાસ કે સો માણસોનું કામ સ્હેલાઇથી કરી શકે છે. આ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ આપણે મીલોના ઉદ્યોગમાં જોઇએ છીએ. કપાસ પીલવાનું, રૂ કાંતવાનું અને કાપડ વણવાનું કામ જૂદાં જૂદાં કારખાનાંઓમાં કેટલી ઝડપથી થાય છે તેનો આપણુને સહુને ઓછો વત્તો અનુભવ છે. અનાજ દળવાની ગીરણીઓ જે જૂદી જૂદી જગ્યાઓમાં દાખલ થતી જાય છે તે કેટલા થોડા વખતમાં અનાજ દળી શકે છે તે આપણે જાણીએ છીએ. આવું માત્ર એક ક્ષેત્રમાં નહી પણ મહેનતના બધા ક્ષેત્રમાં થવા લાગ્યું છે. ઇંગ્લેંડ કે જર્મની જેવો ન્હાનો દેશ પોતાના કારખાનાઓ વડે દુનિયાના પા, અર્ધા કે પોણા ભાગને જૂદી જૂદી જાતની વસ્તુઓ પૂરી પાડે છે, અને આ બધું તે માત્ર સંચાકામના બળથી કરે છે. એ દેશોમાં લોકો ખેતીનું કામ પણ સંચાથી કરે છે અને યુનાઇટેડ સ્ટેટસના અમુક ભાગોમાં તો લગભગ બધું કામ વીજળીથી કરવામાં આવે છે.

આ જાતનું પરિવર્તન જેમ કાર્યના બીજા પ્રદેશમાં થયું છે તેમ યુદ્ધના પ્રદેશમાં પણ થયું છે. એક વખત એવો હતો કે એક જ માણસ પોતાનાં હિમ્મત, અંગબળ અને લડવાની કળાથી પાંચ, દશ કે પચીસ માણસને પાછાં પાડી તેમના ઉપર વિજય પ્રાપ્ત કરી શકતો. આજે એક માણસ ગમે તેવો કાયર હોય તોપણુ, અથવા કોઈ એક અભણુ કે એક છોકરો પણુ તેને 'મેકિસમ' નામની ન્હાની તોપ

વાપરતાં આવડતી હોય તો હજારો માણસો અથવા વીર પુરૂષોને તેઓ એ પ્રકારનાં શસ્ત્ર વગરના હોય તો દૂર રાખી શકે છે અથવા મારી પણ શકે છે. આવાં શસ્ત્રોની સામે અંગબળ કે હિમ્મત કંઈ પણ ઉપયોગનાં નથી એ આપણે સહુ સારી રીતે જાણીએ છીએ. છેલ્લાં સો સવાસો વર્ષ થયાં યુરોપીઅન પ્રજાઓ સામે એશિયા કે આફ્રિકાની પ્રજાઓ ટકી શકતી નહોતી અને આજે પણ ટકી શકતી નથી એનું મુખ્ય કારણ માત્ર આ જ છે કે તેમની પાસે એ પ્રકારનું શસ્ત્રબળ નથી.

આવી રીતે આ પ્રકારનું પરિવર્તન મહેનતના સર્વ પ્રદેશમાં થઇ રહ્યું છે અને તેમાં દિન પ્રતિદિન વધારો થતો જાય છે. ધીમે ધીમે સર્વત્ર અંગબળનું સ્થાન યંત્રબળ લેતું જાય છે, અને યુરોપ અને અમેરિકા જ્યાં વરાળ, વિદ્યુત વગેરે વસ્તુઓની શક્તિનો ઉપયોગ ઘણા મ્હોટા પ્રમાણમાં કરવામાં આવે છે ત્યાં સો વર્ષ પહેલાં મૃત્યુ પામ્યો હોય એવો કોઇ માણસ પાછો આવે તો તેને એમ જ લાગે કે તેણે કોઈ નવી જ દુનિયામાં પ્રવેશ કર્યો છે. આગગાડીઓ, આગબોટો, હવાઇ વિમાનો, ન્હાની મ્હોટી જાત જાતની તોપો અને બંદુકો, જુદા જુદા પ્રકારની અસંખ્ય વસ્તુઓ બનાવવા માટે ઉભા કરવામાં આવેલાં કારખાનાંઓ, તાર, દોરડાં વગરના તાર વગેરે સાધનોને લઇને આખી દુનિયામાં અસાધારણ પરિવર્ત્તન થયું છે, અને તેને લીધે એક નવો યુગ આવ્યો છે એમ કહીએ તો તેમાં જરા પણ અતિશયોક્તિ નથી. આ નવા યુગની તો માત્ર શરૂઆત જ થાય છે, કારણ કે રોજ કંઇક નવી શોધખોળ થતી જાય છે, અને પચાસ વર્ષ પછી મનુષ્યજાતિનું યંત્રબળ કેટલું વધ્યું હશે અને માણસ શું કરી શકશે અથવા શું નહિ કરી શકે તે આજે કોઇ કહી શકતું નથી. દર પાંચ દસ વર્ષે કોઇ નવી શક્તિ માણસને હાથ લાગતી જાય છે અને તેને લીધે અંગબળનો ખપ ઓછો થતો જાય છે. વળી પાંચ કે પચીસ વર્ષે કોઇ એવી શક્તિ, હવામાં રહેલા

ધરમાંથી કે દરિયાના મોજાંમાંથી કે બીજી કોઇ વસ્તુમાંથી, માણુસજાતને હાથ લાગે કે જેથી અંગબળનો ઉપયોગ ઘણો જ ઓછો થઇ જાય અને મનુષ્યજાતિનું ઘણું કામકાજ યંત્રબળથી ચાલે એ છેક અસંભવિત નથી.

અત્યાર સુધીમાં યંત્રબળનો જે કંઇ ઉપયોગ કરવામાં આવ્યો છે તેનાં પરિણામ ઘણાં જ આવ્યાં છે અને તે ધ્યાનમાં લેવા જેવાં છે. એમાંનું મુખ્ય પરિણામ એ છે કે જે દેશોમાં આવું યંત્રબળ ઓછા પ્રમાણુમાં વાપરવામાં આવ્યું છે તેની પ્રજાઓનો ન્હાનો કે મ્હોટો ભાગ કામ વગરનો થઇ પડયો છે અને એ દેશો નિર્ધન થઇ ગયા છે. આનો અર્થ એમ નથી કે આ લોકો પોતાના બુદ્ધિબળમાં યંત્રબળનો વધારે ઉપયોગ કરતા હોય તેવા લોકોથી કોઇ પણ રીતે ઉતરતી પંક્તિના છે. દાખલા તરીકે એશિયાની પ્રજાઓ યુરોપની પ્રજાઓ કરતાં માનસિક શક્તિમાં કમ નથી, છતાં યુરોપમાં યંત્રો વહેલાં દાખલ થવાથી ત્યાંની પ્રજાઓ વ્યાપાર ઉદ્યોગમાં ઘણી આગળ વધી ગઈ અને એશિયાની પ્રજાઓને પછાત રહેવું પડયું. યુરોપમાં આધુનિક કાળમાં યંત્રો પહેલાં આવ્યાં એનું મ્હોટું કારણ ત્યાંના લોકોનું વિશેષ બુદ્ધિબળ નથી પણ કુદરતની અનુકૂળતા છે.

આ સિવાય બીજું એક પરિણામ એ આવ્યું છે કે યુરોપ અને અમેરિકામાં પણ કેટલાક માણસો કામ વગરના થઇ ગયા છે અને અમુક તો નિરંતર કામ વગરના રહે છે. એ ખરૂં છે કે આવાં માણસોની સંખ્યા હમેશને માટે બહુ મોટી હોતી નથી, તોપણ કોઈ કોઈ વખતે જ્યારે વ્યાપાર મંદ હોય છે ત્યારે ઘણા માણસો કામ વગરનાં થઇ પડે છે. જે સ્થિતિ બહુ મ્હોટા પ્રમાણુમાં એશિયાના લોકોની થઇ છે તે જ ન્હાના પ્રમાણુમાં યુરોપના લોકોની થઇ છે. જે લોકો આવી રીતે યુરોપમાં કામ વગરના થયા છે તે ત્યાંના બીજા લોકો કરતાં અંગબળમાં ચઢીઆતા છે, અને જો માત્ર અંગબળ ઉપર જ આધાર રાખવાનો હોય તો તેઓ બીજાના કરતાં વધારે

ક્ષાવે એમાં કશો શક નથી. પણ તેમને સંચાનું કેટલુંક ઝીણું કામ આવડતું નહિ હોવાથી તેમની આ સ્થિતિ થઇ છે. આ બધું એજ સૂચવે છે કે માત્ર અંગબળ હવે બહુ ખપતું રહ્યું નથી અને માણસોએ પોતાનું બુદ્ધિબળ તેમ જ યાંત્રિક કામને લગતી પોતાની શક્તિ વિશેષ પ્રમાણમાં ખીલવવાં જોઇએ છે.

અહિં એક બીજી વાત ધ્યાનમાં લેવા જેવી છે તે એ છે કે જ્યારે યૂરોપમાં આધુનિક યંત્રોના સંબંધમાં પહેલવહેલી શોધખોળ થઈ ત્યારે ત્યાંના લોકો એશિયાના લોકો કરતાં વિશેષ બુદ્ધિમાન નહોતા, પણ આજે તેઓ અથવા તેમનો મ્હોટો ભાગ કેટલાંક કારણોને લઇને પોતાની બુદ્ધિ સારી રીતે ખીલવી શકે છે અને વિચારશક્તિમાં આપણા કરતાં ચઢી પણ જાય છે. યંત્રરૂપી સાધનથી તેમને તેમના જીવનમાં ઘણી સગવડતા મળે છે; અંગમહેનતનું કામકાજ કેટલુંક ઓછું થઈ જાય છે; વળી યંત્રની સહાયતાથી ધન વગેરેની પ્રાપ્તિ પણ સારી થાય છે. આ બધાં કારણથી તેમને પોતાની માનસિક શક્તિ ખીલવવા માટે વખત સારો રહે છે, તેમ સાધન પણ પુષ્કળ મળી શકે છે. આવા પરિણામે યૂરોપના અમુક દેશો જેવાકે ઇંગ્લેંડ, ફ્રાન્સ, જર્મની અને અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસ વગેરેના લોકો દુનિયાના બીજા લોકો કરતાં કેટલીક વાતમાં ઘણા આગળ વધેલા છે, અને તેમનું બુદ્ધિબળ ઘણું સારૂ ખીલેલું છે. દુનિયાના વ્યાપારનો મ્હોટો ભાગ તેમના હાથમાં છે અને એને માટે જોઇતા અસંખ્ય એન્જીનિયરો, હુન્નરી માણસો અને કારીગરો તેમનામાં છે. વળી તેઓ પોતાના વ્યાપારની વૃદ્ધિ માટે નવી શોધખોળ કરતા જ રહે છે, અને તેને અંગે તેમનામાં અનેક વિજ્ઞાનશાસ્ત્રીઓ કામે લાગેલા હોય છે.

આ સિવાય આ પ્રજાઓ પાસે ધન પુષ્કળ હોવાથી અને તે દિન પ્રતિદિન વધતું જતું હોવાથી ઘણા માણસો સાહિત્ય, કળા વગેરેની ખીલવણી કરવામાં લાગેલા રહે છે. આગળ એક વર્ષમાં

પાંચ કે પચીસ પુસ્તકો નીકળતાં હતાં ત્યારે આજે તેટલાં હજાર અથવા તેથી પણ વધારે પુસ્તકો નીકળે છે. અસંખ્ય વર્તમાનપત્રો, ચોપાનીઆંઓ અને ન્હાની મ્હોટી ચોપડીઓ લખવામાં, છાપવામાં અને એ બધાને પ્રચાર કરવામાં અસંખ્ય માણસો કામે લાગેલાં હોય છે, અને એ સહુને પોતાની રોજી મળે છે એટલુંજ નહિ પણ તેમાંના કેટલાક તો ધનાઢ્ય થઇ જાય છે. જે રિથતિ સાહિત્યના પ્રદેશમાં જોવામાં આવે છે તે જ કળાના પ્રદેશમાં પણ જોવામાં આવે છે. એ પ્રદેશમાં આગળ અમુક માણસો અથવા અમુક જ વર્ગ કામ કરતાં હતાં, પણ આજે ઓછા કે વત્તા પ્રમાણમાં સહુ માણસો અથવા સહુ વર્ગમાંનાં માણસો તેમાં ધ્યાન આપવા લાગ્યાં છે, અને એકદમ ઉંચા પ્રકારની નહિ પણ મધ્યમ પ્રકારની કળા–જેવી કે ચિત્રકામ, શિલ્પ, કે સંગીત–માં ઘણા મ્હોટા પ્રમાણમાં જોવામાં આવે છે.

જે સ્થિતિ સાહિત્ય અને કલાના પ્રદેશમાં જોવામાં આવે છે તે વિશેષ અંશે વિજ્ઞાનના પ્રદેશમાં જોવામાં આવે છે. એક રીતે આ યુગને આપણે વિજ્ઞાનનો યુગ કહીએ તો કંઇ ખોટું નથી. આ યુગની વિશેષતા વિજ્ઞાનમાં જ છે. માણસ પોતાની અંદર, બાહર, ઉપર, નીચે, આકાશમાં, પાતાળમાં એમ સર્વત્ર જોવા લાગ્યો છે, અને તેના એ નવા પ્રયાસના પરિણામે તેને અનેક દિશામાં નવું નવું જ્ઞાન પ્રાપ્ત થયું છે, અને થતું જાય છે. વળી એ પ્રદેશ એટલો મ્હોટો છે કે તેમાં જેટલા માણસો કામે લાગે તેટલા ઓછા છે. ઉપરાંત આ જ્ઞાન વ્યવહારિક છે જેથી તેનો ઉપયોગ વ્યાપાર ઉદ્યોગની પ્રત્યેક દિશામાં કરવામાં આવે છે. યંત્રની શોધ થઇ એ પણ એ જ્ઞાનનું જ પરિણામ હતું, અને દિવસે દિવસે એ જ્ઞાનમા જેમ વધારો થતો જાય છે, તેમ જૂદા જૂદા યંત્રોમાં સુધારોવધારો થતો જાય છે એટલું જ નહિ પણ નવાં નવાં યંત્રો શોધાતાં જાય છે. આથી વ્યાપાર ઉદ્યોગ વધે છે અને એને પરિણામે પાછું વિજ્ઞાન ઉપર વિશેષ ધ્યાન અપાતું જાય છે. એમ વધારામાં વધારો થતો જ જાય

છે. આનું એક બીજું પરિણામ એ થયું છે કે આવા દેશોના સામાન્ય લોકમાં પણ વિજ્ઞાનનો પ્રચાર સારો થયો છે અને તેમને કુદરતના નિયમનું જ્ઞાન વિશેષ છે.

આ ઉપરાંત આ બધા દેશોમાં આજે સામાન્ય લોકો પણ રાજકીય વિષયના વિચારમાં તેમ તેને લગતા કાર્યમાં ઘણો ભાગ લેતા થયા છે. આગળના કાળમાં આ વિષયમાં માત્ર રાજા કે તેના મંત્રીઓ જ માથું નાંખતા, પણ આજે યૂરોપ અને અમેરિકાના ઘણા દેશોમાં રાજાનું નામ સરખું નથી, અને છેક સામાન્ય માણસ પણ પોતાના બુદ્ધિબળથી આગળના કાળના રાજાના જેટલી સત્તા ભોગવવા શક્તિમાન થાય છે. આથી પ્રત્યેક માણસને રાજકીય વિષય વિષે વિચાર અને ચર્ચા કરવાનું સ્વાભાવિક રીતે મન થાય છે અને એ કરવા માટે તેમને સાધનો પણ જોઇએ તેટલાં મળે છે. વળી પ્રજાના બધા લોકો રાજકીય કે સામાજિક વિષયો ઉપર સારી રીતે વિચાર કરી શકે એ માટે ઘણા માણસો લોકોને આ પ્રકારનું શિક્ષણ આપવાનું કામ પોતાને માથે લે છે અને એમાં જ પોતાનો બધો વખત રોકે છે.

વળી આવા દેશોમાં લોકોને કેળવણીની કીમત બહુ હોય છે. અને એક પણ બાળક કેળવણી વગરનું રહેવું ન જોઇએ એવો તેમણે સિદ્ધાંત બાંધેલો છે. આ કારણથી એ દેશોમાં ન્હાની ઉમરનાં બાળકો તેમ મ્હોટી ઉમરના છોકરા છોકરીઓને જૂદી જૂદી જાતનું જ્ઞાન આપવા માટે અસંખ્ય કિંડરગાર્ટન શાળાઓ, પ્રાથમિક શાળાઓ, પાઠશાળાઓ, કોલેજો વગેરે સ્થાપવામાં આવ્યા છે, અને એ બધામાં શિક્ષકો તરીકે કામ કરવા માટે સંખ્યાબંધ પુરૂષો અને સ્ત્રીઓ રાખવાં પડે છે. આ શિક્ષકો, અધ્યાપકો વગેરે દેશનું બુદ્ધિબળ ખીલવે છે, જેના પરિણામે ત્યાંના વ્યાપાર ઉદ્યોગમાં ઘણી વૃદ્ધિ થાય છે, અને એ બધાનું પરિણામ પાછું એ થાય છે કે શિક્ષણનાં સાધનો વધારે સારાં પ્રાપ્ત થતાં જાય છે.

ઉપર જે બધી સ્થિતિ વર્ણવવામાં આવી છે તે યૂરોપ અને અમેરિકાના કોઇ દેશોમાં વિશેષ અને કોઇમાં ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે. ઇંગ્લેંડ, જર્મની, ફ્રાન્સ અને યુનાઇટેડ સ્ટેટ્સ આ બાબતમાં સહુથી વધારે આગળ પડતાં છે. બીજી શ્રેણીમાં ડેન્માર્ક, હોલેંડ, સ્વીડન-નોરવે, ઓસ્ટ્રિયા, ઇટાલી વગેરે દેશો આવે છે. રૂશિયા સ્પેન, બ્રાઝિલ વગેરે દેશોની સ્થિતિ ત્રીજા નંબરની છે.

આ બાબતમાં હિંદુસ્થાનની શી સ્થિતિ છે તે અહિં જોવું જોઇએ છે. યૂરોપના વ્યાપાર ઉદ્યોગની ખીલવણી અને વૃદ્ધિથી એશિયાના લોકોને ઘણું ખમવું પડયું છે એ આગળ કહેવાઈ ગયું છે. પણ તેમાંય કદાચિત્ સહુથી વિશેષ કોઈપણ દેશને ખમવું પડયું હોય તો તે હિંદુસ્થાન છે. આનાં કારણો ઘણાં છે પણ તેમાં અહિં ઉતરવાની જરૂર નથી. હિંદુસ્થાનના લાખો અને કદાપિ કરોડો લોકો ઓછા કે વત્તા પ્રમાણમાં કામ વગરના થઇ ગયા છે અને હિંદુસ્થાન છેક નિર્ધન થઈ ગયો છે એ વાત નિ:શંક છે. તોપણ વિજ્ઞાન અને યંત્રકળાની શોધને લઇને દુનિયામાં જે નવો યુગ પ્રવર્ત્યો છે તેની ઝાંખી આપણે ત્યાં થયા વગર રહી નથી. યૂરોપ અને અમેરિકાના વ્યાપાર ઉદ્યોગની વૃદ્ધિરૂપી જે મ્હોટી રેલ પૃથ્વીમાં આવી છે તેમાં આપણને, જાણ્યે અજાણ્યે, ઇચ્છાએ કે અનેચ્છાએ, ઘસડાવું પડયું છે. આનું એક મ્હોટું પરિણામ એ થયું છે કે આપણે ત્યાં ગામડાંઓ ભાંગતાં જાય છે અને તેમને બદલે શહેરો અને ગામો વધતાં જાય છે અથવા નવાં થવા લાગ્યાં છે. બીજા શબ્દોમાં કહીએ તો જે પરિવર્ત્તન યૂરોપ અને અમેરિકાની ઘણા મ્હોટા પ્રમાણમાં થયું છે તે આપણે ત્યાં ઘણા ન્હાના પ્રમાણમાં થયું છે અને થતું જાય છે. આ વાત મ્હોટાં શહેરો અને ગામોને ખાસ કરીને લાગુ પડે છે. દેશના વ્યાપાર ઉદ્યોગનો મ્હોટો ભાગ આવાં સ્થાનોમાં સમાયો છે; જેથી એ યૂરોપ અને અમેરિકાનાં શહેરો અને ગામો જેવાં કંઇક અંશે થઇ પડયાં છે. કલકત્તા, મુંબઇ, અમદાવાદ, કાનપૂર વગેરે શહે-

શોમાં મ્હોટી મ્હોટી મિલો અને જાત જાતનાં કારખાનાંઓ ઉભાં કરવામાં આવ્યાં છે, અને જે સ્થિતિ આ શહેરોની છે તે થોડા કે વધારે પ્રમાણમાં પ્રત્યેક શહેરની છે આને લીધે જેમ યૂરોપ અને અમેરિકામાં બધી પ્રજાનું બુદ્ધિબળ વિશેષ ખીલ્યું છે તેમ આપણે ત્યાં ખીલ્યું છે કે નહિ એ એક મ્હોટો પ્રશ્ન છે. કદાચિત્ જે લોકો આવા શહેરોમાં રહે છે તેમની માનસિક શક્તિ અમુક દિશામાં વધી હોય એ અસંભવિત નથી, પણ ઘણી વસ્તુઓના અભાવે આપણે જોઇએ તેટલા આગળ વધી શક્યા નથી એમાં કશો શક નથી. તોપણ આપણી સામાજિક સ્થિતિ બદલાઇ છે એ તો દેખીતું જ છે.

આ સામાજિક પરિવર્તનમાંની જે એક બે વાત આ પુસ્તકમાં ચર્ચવામાં આવેલ વિષય પૂરતી ધ્યાનમાં લેવા જેવી છે તે એ છે કે પુરૂષો ઉપર કામનો બોજો અધિક આવી પડયો છે અને સ્ત્રીઓનું કામ ઘણું ઓછું થઇ ગયું છે. આ સ્થિતિ આગળના કાળની સ્થિતિ કરતાં તદ્દન ઉલટી જ છે. એ વખતે અથવા આફ્રિકાના અમુક ભાગમાં જ્યાં લોકો વધારે જંગલી અવસ્થામાં છે ત્યાં આજે પણ કામનો મ્હોટો ભાગ સ્ત્રીઓને કરવાનો રહેતો હતો અથવા રહે છે. આજે આપણા મ્હોટા શહેરોમાં ઘણા પુરૂષો ન્હાની વયમાં ક્ષય રોગ વગેરે લાગવાથી ગુજરી જાય છે તેનું એક મ્હોટું કારણ એ છે કે તેમને કરવાનું કામ જોઇએ તે કરતાં ઘણું વધારે છે. મ્હોટા શહેરોમાં સ્ત્રીઓ પણ ક્ષય વગેરે રોગોમાં ઘણા મ્હોટા પ્રમાણમાં મરી જાય છે, પણ તેનાં કારણ જુદાં જ છે અને તેમાંનું એક મુખ્ય કારણ તેમને પૂરતું કામ નહિ હોવાથી યોગ્ય કસરતની ખામી છે. મુંબઇ, કલકત્તા, અમદાવાદ વગેરે શહેરોમાં પુરૂષો ઉપર કામનો બોજો કેટલો બધો છે અને સ્ત્રીઓને પ્રમાણમાં કેટલો ઓછો છે એ વાતનો અનુભવ આજે ઘણાને છે. ઘણા પુરૂષોને છેક સવારથી કામે લાગવું પડે છે અને તેઓ પોતાના કામથી રાત્રે અને તે પણ કેટલીકવાર બહુ મોડા પરવારે છે. જેઓ કંઇક સારી સ્થિતિમાં હોય

છે તેઓ પોતાના કામ ઉપર નવ કે દસ વાગ્યે ચઢે છે અને તેમને પોતાનું કામ સાંજના છેક છ, સાત કે આઠ વાગ્યા સુધી કરવું પડે છે. વળી ઘણીવાર આ લોકો તેમજ બહુ સારી સ્થિતિના લોકો પણ સવારનો વખત પોતાના ધંધાને લગતા કામકાજમાં રોકે છે.

સ્ત્રીઓની સ્થિતિ આથી તદ્દન જૂદી જ છે. ધનવાન કુટુંબના પુરૂષો આઠ દસ કલાક કામ કરે ત્યારે તેમની સ્ત્રીઓને ભાગ્યે જ કલાક બે કલાકનું ખરૂં કામ હોય છે. મધ્યમ વર્ગની સ્ત્રીઓને પણ દિવસના માત્ર બે ચાર કલાકનું કામ રહે છે અને બાકીનો બધો વખત તેઓ નકામો ગાળે છે. ગરીબ વર્ગની સ્ત્રીઓને પણ જો તેઓ મજુરીપર જતી ન હોય તો ઘણું ઓછું કામ રહે છે. આનાં કારણ દેખીતાં જ છે. આજે બધાં મ્હોટાં શહેરોમાં તેમ ગામોમાં અને કેટલીક વાર તો ન્હાનાં ગામોમાં પણ પાણીના નળ થવાથી પાણી ભરી લાવવાનું કામ કરવાનું રહેતું નથી. વળી ઘેર નળ હોવાથી લુગડાં પણ ઘેર જ ધોવાય છે. દળવાની ગીરણીઓ થવાથી દળવાનું કામ બંધ થયું છે. વળી મ્હોટા શહેરોમાં જોઇતાં સાધનના અભાવે છડેલી દાળ વગેરે વેચાતી જ લેવામાં આવે છે. આ ઉપરાંત ઘરને બદલે માત્ર એકાદ બે ઓરડીઓ હોવાથી તેને વાળવા ઝુડવાનું કામ છેક નજીવું થઈ રહે છે. આ બધાં કારણોને લઇને છેક સાધારણ કે ગરીબ વર્ગની સ્ત્રીઓને કંઇ પણ કામ કરવાનું રહેતું હોય તો તે માત્ર રસોઇનું અને વાસણ માંજવાનું છે. તેમાંય જો સ્થિતિ જરા પણ સારી હોય છે તો વાસણ વગેરે માંજવા માટે ઘાટી કે માણસ રાખવામાં આવે છે. આ સ્થિતિમાં સ્ત્રીઓને કરવાનું કામ આગળ હતું અથવા આજે પણ ન્હાનાં ગામો અને ગામડાંઓમાં છે તેના કરતાં મ્હોટાં શહેરો અને ગામોમાં ત્રીજા કે ચોથા ભાગનું રહ્યું છે એમ કહીએ તો તેમાં જરા પણ અતિશયોક્તિ નથી. વળી કોઇ કોઇ કુટુંબ તો એવાં પણ છે કે જેમાં ખાવાનું લોજ કે વીશીમાંથી આવે છે.

આ પ્રમાણે સ્ત્રીઓનું કામ આજે ખાસ કરીને મ્હોટાં શહેરો અને ગામોમાં ઘણું ઓછું થઈ ગયું છે એ શક વગરની વાત છે. પણ એટલું જ બસ નથી. સ્ત્રીઓના કામનો જે હિસ્સો ઓછો થયો છે તે એક કે બીજી રીતે પુરૂષોના હાથમાં ગયો છે. દાખલા તરીકે, આગળ પાણી ભરી લાવવાનું કામ સ્ત્રીઓનું જ હતું. આજે એ કામ નળ દ્વારા કરવામાં આવે છે એ ખરૂં છે, પણ નળ સમારવા, તળાવો સાફ કરવા વગેરે જે કામ લોકોને પાણી પૂરૂં પાડવાને અંગે કરવું પડે છે તે પુરૂષો જ કરે છે. અનાજ દળવાની ગીરણીઓ પણ પુરૂષો ચલાવે છે, સંભાળે છે અને સમારે છે. મ્હોટા શહેરોમાં ઢોર સંભાળવાનું અને દૂધ વેચવાનું કામ પણ પુરૂષો જ કરે છે. વળી ઉપહારગૃહોની દિન પ્રતિદિન વધતી જતી સંખ્યા સ્ત્રીઓનું એકમાત્ર બાકી રહેલું રાંધવાનું કામ ઓછું કરે છે તે તો જૂદું જ, અને એમાં પણ પુરૂષો જ કામે લાગેલા હોય છે.

આવી રીતે સ્ત્રીઓનું કામ ધીમે ધીમે ઓછું થતું જાય છે અને તે પુરૂષોના હાથમાં જાય છે. જે કેટલાંક કામ કરવાનાં સાધનો સ્ત્રીઓનાં જ ખાસ ગણાતાં હતાં તે તેમનાં રહ્યાં નથી. દાખલા તરીકે રેંટીઓ, ઘંટી, વાસીદું કરવાનું ઝાડુ,* દૂધ દોહવા માટે વટલોય, છાશ કરવાની ગોળી અને રવઇ અને એવાં એવાં બીજાં સાધનો તેમના હાથમાંથી દૂર થયાં છે અને થતાં જાય છે. ધનવાન કુટુંબોમાં તો સ્ત્રીઓના હાથમાંથી વેલણ, કડછી વગેરે પણ ચાલ્યાં ગયાં છે.

સ્ત્રીઓના કાર્યનું ક્ષેત્ર ગૃહજીવનની આ એક જ દિશામાં ઓછું થયું છે એમ નથી, પણ તે બીજી એક દિશા જે ઘણી વધારે અગત્યની છે તેમાં પણ ઓછું થયું છે. એક વખત એવો હતો જ્યારે બાળકો મ્હોટી વયે પહોંચી યુવાવસ્થામાં પ્રવેશ કરે ત્યાંસુધી તેઓ પોતાની

---

* સર નારાયણ ચંદાવરકરે એક વખત એમ કહેલું હતું કે સ્ત્રીઓ જે ઝાડુથી પોતાનું ઘર, આંગણું વગેરે સાફ કરે છે તે આ દેશમાં એક પવિત્રમાં પવિત્ર ચિન્હરૂપ મનાવું જોઇએ છે.

માતા પાસે રહેતાં. કદાચિત્ છોકરાઓ આઠ દસ વર્ષની ઉમરના થાય ત્યારે તેઓ એ કાળે ઘરમાં બહુ રહેતા નહિ હોય, પણ છોકરીઓ તો પંદર વીસ વર્ષની થતી ત્યાંસુધી ઘરમાં જ રહેતી. આ સ્થિતિમાં આ બધાં બાળકોને સંભાળવાનું, તેમને જુદી જુદી વાતમાં બને તેટલું જ્ઞાન આપવાનું અને ખાસ કરીને દીકરીઓને તેમના જીવન માટે બધી રીતે તૈયાર કરવાનું કાર્ય સ્ત્રીઓ જ કરતી. એ વખતે બાળકોને અને ખાસ કરીને દીકરીઓને શિક્ષણ આપવાનું કામ માતાઓનું જ ગણાતું અને તેઓ એ કાર્યને પોતાના જીવનનું મુખ્ય કાર્ય ગણતી.

આજે એ સ્થિતિમાં મ્હોટો ફેરફાર થઇ ગયો છે. વિધવિધ જ્ઞાનવિજ્ઞાનના પ્રચારથી કેળવણી કે શિક્ષણનું કાર્ય વધારે મુશ્કેલ થયું છે, અને બચ્ચાંઓ ચાર પાંચ વર્ષનાં થાય કે તુરત જ તેમને શાળામાં મોકલવાં પડે છે. વળી તેમને શાળાઓ અને પાઠશાળાઓમાં દસથી પંદર વર્ષ અને કોઇ કોઇ વાર તો તેથી પણ વધારે વખત રહેવું પડે છે. ઘણી વખત એવું બને છે કે પીસતાળીસ કે પચાસ વર્ષની કોઇ પાંચ સાત બાળકોની માતાને બપોરનો બધો વખત તે બાળકોના શાળા વગેરેમાં જવાના કારણથી તદ્દન એકાંતમાં ગાળવો પડે છે. આ સ્થિતિ આજે મ્હોટાં શહેરો તેમ ન્હાનાં ગામોમાં પણ સહુ વર્ગના લોકોમાં થોડે કે વધારે અંશે જોવામાં આવે છે. આવી રીતે સ્ત્રીઓના જીવનનું આ એક મુખ્ય કાર્ય તેમના હાથમાંથી ગયું છે અને તે પણ મ્હોટે ભાગે પુરૂષો જ કરે છે. કેળવણીની વિવિધતા અને તેને માટે યોગ્યતાની વિશેષ અગત્યને લીધે ઘરમાં તે કામ હવે અશક્યવત્ છે.

આ બધા કાર્ય ઉપરાંત એક એવું કાર્ય છે જે સ્ત્રીઓનું જ ખાસ છે. અને જે યૂરોપ અને અમેરિકાના દેશોમાં ખાસ કરીને તેઓ દિન પ્રતિદિન ઓછું ઓછું કરતી જાય છે. આ કાર્ય બાળકોને જન્મ આપવાનું છે. જે દેશોમાં કોઇ સ્ત્રીને દસ કે બાર બાળક હોય એ

આજે આશીર્વાદરૂપ નહિ પણ શ્રાપરૂપ લેખાય છે. પાંચ સાત બાળકો હોય એ સ્થિતિ પણ તે દેશના લોકો આજે ઇચ્છિવાયોગ્ય ગણતા નથી. ઉચ્ચ અને મધ્યમ વર્ગનાં ઘણાં કુટુંબો બીલકુલ બાળક વગરનાં હોય છે, અને બીજાઓમાં એકાદ બે કે ત્રણ બાળકો થાય તો તે બસ છે એમ એ લોકો સમજે છે. ફ્રાન્સ દેશમાં વસ્તી વધતી નથી પણ ઘટતી જાય છે એ એક ત્યાંના રાજકીય તેમ સામાજિક નેતાઓ માટે એક મ્હોટો પ્રશ્ન થઇ રહ્યો છે. ઇંગ્લેંડની સ્થિતિ પણ આ બાબતમાં બહુ સારી નથી અને થોડા કે વધારે પ્રમાણમાં બધા યૂરોપીઅન લોકોની સ્થિતિ આવી છે. એ લોકો મ્હોટાં કુટુંબો ઇચ્છતા જ નથી. આને લીધે ત્યાં સ્ત્રીઓનો મ્હોટો ભાગ બે કે ત્રણ બાળકોથી વધારેનો જન્મ થવા દેતી નથી. તેઓ ગર્ભ જ રહેતો અટકાવે છે. આ એક પ્રકારનું પાપ છે અને તેના સંબંધમાં ત્યાં જૂદા જૂદા લોકો વચ્ચે બહુ મ્હોટી ચર્ચા ચાલી રહી છે. વળી એ દેશોમાં ઘણી સ્ત્રીઓ એવી છે જે લગ્ન કરવા ઇચ્છતી નથી અથવા એક કે બીજા કારણથી લગ્ન કરી શકતી નથી, અને એ બધી સ્ત્રીઓને બાળકનો જન્મ આપવાનો હોતો નથી. આ બધાં કારણોને લઇને યૂરોપ અને અમેરિકામાં અસંખ્ય સ્ત્રીઓને બાળકોને જન્મ આપવાનું જે કાર્ય ખાસ સ્ત્રીઓનું જ ગણવામાં આવ્યું છે તે કરવાનું રહ્યું નથી.

સુભાગ્યે હિંદુસ્થાનમાં સમાજની એ સ્થિતિ આવી નથી. આપણે ત્યાં સહુ પુરૂષો તેમ જ સ્ત્રીઓ બાળકોને ઇશ્વરના આશીર્વાદ રૂપ સમજે છે અને તેમને જન્મ પામતાં અટકાવતાં નથી. કોઇક જ સ્ત્રી પુરૂષ એવાં હશે જેમાં યૂરોપનો એ પવન ભરાયો હશે. અલબત્ત આપણે બચ્ચાંઓનો જન્મ થવાથી જેટલે અંશે આપણને પોતાને કૃતકૃતાર્થ થયેલા માનીએ છીએ તેટલે અંશે તેમનો જન્મ થયા પછી તેમની યોગ્ય કાળજી રાખવાનું આપણી ફરજ ગણતા નથી. આ એક આપણું મ્હોટું દૂષણ છે અને પાપ જ છે. આપણે ત્યાં બચ્ચાંઓના

મરણનું પ્રમાણ જેટલું મ્હોટું છે તેટલું દુનિયાના કોઈ પણ જંગલીમાં જંગલી દેશમાં પણ હશે કે નહિ એ એક પ્રશ્ન છે. યૂરોપના દેશોમાં એ મરણનું પ્રમાણ આપણે ત્યાં છે તેનો આઠમો કે દસમો ભાગ જ છે. આપણા દેશના મ્હોટા શહેરોમાં દર ૧૦૦૦ બાળકોનો જન્મ થતાં તેમાંનાં ૫૦૦, ૬૦૦ કે ૭૦૦ પહેલા વર્ષમાં જ મરી જાય છે. ન્હાનાં ગામો અને ગામડાંઓમાં સ્થિતિ બહુ સારી તો નહિ જ હોય. બાળકોને જન્મવા દેવાં અને પછી તેમની યોગ્ય સંભાળ નહિ લેવી અને તેમને આ પ્રમાણે મરવા દેવાં એ બાળકોને ઉત્પન્ન જ ન થવા દેવા રૂપી યુરોપીયન લોકોના કાર્ય કરતાં કોઇ રીતે ઓછું નિંદનીય નથી; બલ્કે વધારે હશે.

ઉપર કહેવાયું તે પ્રમાણે હિંદુસ્થાનમાં બાળકો ઉત્પન્ન થવા ન દેવા રૂપી સ્થિતિએ આપણે હજુ સુભાગ્યે પહોંચ્યા નથી એ ખરૂં છે, પણ મ્હોટાં શહેરોમાં સ્ત્રીઓ ગામડાંઓની સ્ત્રીઓ કરતાં ઓછા પ્રમાણમાં બાળકોને જન્મ આપે છે એ વાત અહિં ધ્યાનમાં લેવી જોઇએ છે. આ વાતની ખાત્રી આપણને ઘણી રીતે મળે છે. સાધારણ માન્યતા જ એવી છે કે કોઈ કુટુંબ મુંબઈમાં બે ત્રણ પેઢી રહે તો તે નિર્વંશ જાય છે અને આ માન્યતા અનુભવસિદ્ધ છે. મુંબઈની પારસી કોમ, કાઠીઆવાડના કંઠારી એટલે પોરબંદર, વેરાવળ, માંગરોળ વગેરેના લોકો જે મુંબઇ જઇ વસ્યા છે તે, સુરતની જૂદી જૂદી મુંબઇમાં વસેલી કોમો તેમજ અન્ય કોમોની સ્થિતિ આ માન્યતાને ખરી પાડે છે. આનું મુખ્ય કારણ એ છે કે મ્હોટાં શહેરોમાં હવા-પાણી વગેરે જોઇએ તેવાં નહિ હોવાથી અને લોકો કૃત્રિમ જીવન ગાળતા હોવાથી સ્ત્રીપુરૂષ સત્ત્વહીન થઇ જાય છે. આને લીધે મ્હોટા શહેરોમાં તેમ ગામોમાં સ્ત્રીઓને બાળકો ઓછાં થાય છે. જેથી તેઓ પોતાના આ એક માત્ર ખાસ કાર્યથી દૂર થાય છે. વળી આપણે ત્યાં ઉચ્ચ કોમોમાં પુનર્લગ્ન નહિ હોવાથી ઘણી વિધવાઓને પણ આ કાર્યમાંથી મુક્ત થવું પડે છે. આ ઉપરાંત મ્હોટાં શહેરોમાં અને

ગામોમાં ઘણી સ્ત્રીઓ વેશ્યાઓનો ધંધો કરે છે અને તેઓ બાળકોને ઉત્પન્ન થવા દેતી નથી.

ઉપર જે બધું કહેવાઈ ગયું છે તેનો સાર એ છે કે આજે આપણા દેશમાં ખાસ કરીને શહેરોમાં સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર બધી દિશાઓમાં ઘણું ન્હાનું થઇ ગયું છે અને દિન પ્રતિદિન વધારે ન્હાનું થતું જાય છે. આ સાથે બીજી ધ્યાનમાં લેવા જેવી વાત એ છે કે જે કામ તેમના હાથમાંથી ગયું છે તેનો અમુક ભાગ પુરૂષોના હાથમાં આવ્યો છે. આને લીધે સ્વાભાવિક રીતે સ્ત્રીઓમાં અને ખાસ કરીને જે સ્ત્રીઓ કંઈ પણ વિચાર કરી શકે છે તેમના મનમાં ઘણો અસંતોષ ઉત્પન્ન થયો છે અને તેઓ કાર્ય કરવા માટે નવું ક્ષેત્ર શોધે છે. યુરોપ અને અમેરિકામાં આ બાબતમાં સ્ત્રીઓની સ્થિતિ અહિં છે તે કરતાં વધારે કઢંગી છે અને તેથી ત્યાં સ્ત્રીઓએ પોતાના હક મેળવવા માટે એક મ્હોટી હીલચાલ શરૂ કરી છે. આપણે ત્યાં સ્ત્રીઓના અસંતોષે આવી હીલચાલનું સ્વરૂપ પકડયું નથી પણ તેનું બીજ રોપાતું જાય છે એમાં કાંઇ શંકા નથી.

આ અસંતોષ કે હીલચાલ શું સૂચવે છે? તે દ્વારા સ્ત્રીઓ શું માગે છે? માત્ર એ જ કે સમાજની જે નવી પરિસ્થિતિ ઉભી થઇ છે તેમાં સ્ત્રીઓને અર્ધોઅર્ધ કાર્ય મળવું જોઇએ. આ કાર્ય આગળનું હતું તેજ હોય એ તેઓ ઇચ્છતી નથી. તેમ જનસમાજ સો કે બસો કે પાંચસો વર્ષ પહેલાં જે અવસ્થામાં હતી તે અવસ્થા પાછી લાવવાનો તેમનો ઇરાદો નથી. તેઓ એ જ ઇચ્છે છે કે અત્યારે જે કંઇ સ્થિતિ ઉભી થઈ છે અને થતી જાય છે તેમાં તેમને કામનો સરખો હિસ્સો મળવો જોઇએ. આટલું પ્રાપ્ત કરવું એ તેમનો જન્મસિદ્ધ હક છે અને એ હકની માગણી તેઓ જનસમાજ આગળ એક કે બીજી રીતે કરે છે. તેઓને એ હક મળવો જ જોઇએ અને તેઓ પણ પ્રાપ્ત કર્યે જ રહેશે.



## પ્રકરણ ૨.

### " ગૃહિણી કે પુરૂષોમાં ભોગવિલાસનાં સાધનો."

સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર આજે ઘણું ન્હાનું થયું છે અને થતું જાય છે તેના પરિણામે સ્ત્રીની જે દશા થઇ છે અને થતી આવે છે તેનો આપણે વિચાર કરવો જોઇએ છે. સ્ત્રીના હાથમાંથી તેના ગૃહકાર્યનો મ્હોટો ભાગ લઇ લેવામાં આવ્યો છે જેથી તે આજે " ગૃહિણી " તરીકે જોઇએ તેટલા પ્રમાણમાં પ્રકાશી શકતી નથી, અથવા દિન પ્રતિદિન તેનું એ સ્વરૂપ ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે. મનુષ્યજાતિના ઇતિહાસના આપણા કામ પૂરતા ત્રણ ભાગ પાડીએ તો પહેલા યુગમાં સ્ત્રી પુરૂષના " સાથી " તરીકે જંગલોમાં કે ખેતરોમાં કામ કરતી હતી, અને બીજા યુગમાં તે " ગૃહિણી " તરીકે પોતાનું જીવન ગાળતી હતી. આ બીજા યુગમાં ગૃહકાર્ય તો તેનું જ હતું, અને જેમ સ્ત્રીઓ પુરૂષોના કાર્યમાં માથું મારતી નહોતી તેમ પુરૂષો પણ તેમના કાર્યમાં પોતાનો હાથ નાંખતા નહોતા. આ ગૃહકાર્ય સ્થૂળ કાર્ય ન હતું, પણ તેમાં બધા ગૃહજીવનનો સમાવેશ થતો હતો, અને સ્ત્રીઓ એ જીવન ઉપર પોતાનું આધિપત્ય ભોગવતી હતી. સમાજની આ સ્થિતિમાં સ્ત્રીઓ અને પુરૂષો પરસ્પર આધીન હતાં અને સહુ પોતપોતાનું કાર્યક્ષેત્ર સંભાળતાં. આજે એ સ્થિતિ બદલાઈ છે અથવા બદલાતી જાય છે, અને તેનું પરિણામ એ આવ્યું છે કે જેટલે અંશે સ્ત્રી " ગૃહિણી " થતી મટે છે અને પોતાનું જે કાર્ય પોતાના હાથમાંથી ગયું છે તેને બદલે બીજું કાંઇ કાર્ય કરતી નથી. તેટલે જ અંશે તે પુરૂષોને આધીન થતી જાય છે અને તેના ભોગવિલાસનું માત્ર સાધન બને છે. અહિં એ કહેવાની જરૂર પણ નથી

કે સ્ત્રીઓની આ સ્થિતિ થતાં તેનું પરિણામ તેમને માટે બહુ અનિષ્ટ છે એટલું જ નહિ પણ આખી મનુષ્યજાતિ માટે અનિષ્ટ છે, કારણ કે બધાં મનુષ્યો આખરે તો સ્ત્રીઓનાં જ સંતાનો છે.

સ્ત્રીઓની આ પ્રકારની સ્થિતિ આજે દેખાય છે, તેટલા મ્હોટા પ્રમાણમાં નહિ પણ થોડા પ્રમાણમાં આગળના વખતમાં જૂદા જૂદા દેશમાં થયેલી હતી, અને તેને પરિણામે એ બધા દેશના લોકોને બહુ સોસવું પડયું હતું એ વાતની સાક્ષી આપણને ઇતિહાસ પગલે પગલે આપે છે. પહેલાના કાળથી જ જ્યારે જ્યારે કોઇ એક દેશ કે વર્ગના લોકોની સ્થિતિ પૈસેટકે અથવા રાજ્યસત્તાના કારણથી બહુ સારી થતી, ત્યારે તે લોકોમાં સ્ત્રીઓ પુરૂષોના સાથી અથવા ગૃહિણી મટી તેમના ભોગવિલાસનાં રમકડાં રૂપ બનતી હતી, અને તેને લીધે તેમની તેમજ એ દેશના બધા લોકોની બધી રીતે અધોગતિ થતી હતી.

આગળના કાળમાં સ્ત્રીઓની આ સ્થિતિ અતિ અલ્પ પ્રમાણમાં અમુક જ વખતે અને અમુક જ લોકોમાં થતી હતી, એ વાત અહિં ખાસ ધ્યાનમાં લેવી જોઇએ છે. જ્યાંસુધી કોઈ સમાજની સ્થિતિ એવી હોય કે તેમાં રહેલાં સ્ત્રીપુરૂષો સહુને પેટ ભરવા માટે મહેનત કરવી પડતી હોય, ત્યાસુધી પુરૂષો સ્ત્રીઓને કામ વગરની રહેવા દેતા નથી એટલું જ નહિ પણ સ્ત્રીઓને પુરૂષો કરતાં વધારે મહેનત અને મજુરી કરવી પડે છે. પણ જ્યારે કોઇ કારણથી અમુક સમાજ વધારે સબળ થાય છે અને બીજી સમાજ કે સમાજો ઉપર આધિપત્ય ભોગવે છે, ત્યારે આ સબળ સમાજની સ્ત્રીઓની સ્થિતિ ઉપર વર્ણવામાં આવી છે તેવી થાય છે. કોઇ એક દેશના લોકો બીજા દેશના લોકો ઉપર પોતાના પરાક્રમ કે શસ્ત્રબળ વડે વિજય પ્રાપ્ત કરે છે, અને તેનું પરિણામ એ આવે છે કે જીતાયેલા લોકોને એક કે બીજી રીતે પોતાને જીતનાર લોકોની ગુલામી કે સેવા કરવી પડે છે. આથી આ વિજયી પ્રજા એશઆરામમાં પડી જાય છે અને તે પ્રજાની સ્ત્રીઓની હાલત ઉપર કહી તેવી થાય છે. આ સ્થિતિ પૃથ્વી પરના

પ્રત્યેક મહાન દેશના લોકોની થઇ હતી અને તેમાંજ તેમની પડતીનું કારણ રહ્યું હતું. આસિરિયા, ઇરાન, રૂમ, ગ્રીસ, હિંદુસ્થાન વગેરે દેશોની સ્થિતિ આગળના વખતમાં આવી થઇ હતી. આજે યુરોપ અને અમેરિકાના લોકોની સ્થિતિ આ પ્રકારની થઇ છે એવું મુખ્ય કારણ એ છે કે એ લોકો એશિયા અને આફ્રિકાની પ્રજાઓ ઉપર રાજકીય કે આર્થિક આધિપત્ય ભોગવે છે. આ બધી પ્રજાઓ પાસે ધન વગેરે પુષ્કળ હોવાથી અને સ્ત્રીઓને ઘરનું કામકાજ કરવાનું નહિ હોવાથી તેઓ તદ્દન કામ વગરની થઇ જાય છે અને સ્વાભાવિક રીતે બધો વખત સુખચેનમાં ગાળે છે અથવા ગાળવા પ્રયત્ન કરે છે. તેઓ પોતાનો બધો વખત શૃંગાર સજવામાં કે પલંગપર પડી રહેવામાં, ખાનપાનમાં અને વિષયભોગમાં ગાળે છે. તેમનાં શરીર એવાં તો નાજુક થઇ ગયાં હોય છે કે તેઓને સો ડગલાં ચાલવું હોય તો તે તેમને એક અતિ મુશ્કેલ કામ લાગે છે. પુરૂષોની સ્થિતિ એકદમ આવી થતી નથી એનું કારણ એ છે કે તેમને રાજ્ય ચલાવવાનું હોય છે. પણ "જેવી માતા તેવાં બાળકો" એ અચળ સિદ્ધાંતને અનુસરીને તેઓને પણ કાળ જતાં પોતાની માતાઓ જેવા થવું પડે છે, અને એ સ્થિતિ આવે છે ત્યારે એ પ્રજાની પડતી પૂરી થાય છે. ઘણી વખત આવી પ્રજાઓની સ્ત્રીઓ એવી સત્વહીન બને છે કે તેઓ બાળકોને જન્મ આપી શકતી નથી, અને સ્ત્રીત્વના પરમ ભૂષણરૂપ તેમનું માતૃત્વ નાશ પામતાં એ પ્રજાનો ધ્વંશ સ્હેજે થાય છે. આ જાતની સ્ત્રીઓ પરણેલી હોય છે તોપણ તેઓ પત્ની તરીકે નહિ પણ રખાત સ્ત્રીઓ તરીકે પોતાનું જીવન ગુજારે છે, અને તેમનું એક માત્ર કાર્ય પોતાના તેમ પોતાના પતિના વિષયભોગ તૃપ્ત કરવા પૂરતું જ રહે છે. જ્યાં સમાજની આવી સ્થિતિ હોય છે ત્યાં દુરાચારનો પ્રચાર ઘણો હોય એ કહેવાની પણ જરૂર નથી. આવી સ્ત્રીઓને "શેઠાણી" કે "બા સાહેબ" કે "બાઇ સાહેબ" કે ગમે તે નામથી બોલાવવામાં આવતી હોય, પણ તેમની પરાધી-

નતા પૂરેપૂરી છે અને તેઓ પુરૂષોના હાથમાં વિષયભોગના રમકડાં રૂપ છે. તેમની અને ' રખાત ' સ્ત્રીઓ કે " વેશ્યાઓ " વચ્ચે બહુ અંતર રહેતું નથી. તેઓ જે સુખસાધન મેળવે છે તે મેળવવાના કામમાં તેમનો હિસ્સો કાંઈજ નથી હોતો. વિષયભોગના સાધન તરીકે એ સર્વ તેમને મળે છે.

આ વાતનું દૃષ્ટાંત આપણા દેશનો ઇતિહાસ બહુ સારી રીતે પૂરૂં પાડે છે. આર્યાવર્ત્તમાં એક વખત એવો હતો કે જ્યારે સ્ત્રીઓ " ગૃહિણી " તરીકે દુનિયાના કોઈપણ દેશની સ્ત્રીઓથી ઉતરે એમ ન હતી. ધનવાન કે રાય કે રંક વગેરે સહુની સ્ત્રીઓ ઘરનું બધું કામકાજ પોતાને હાથે કરતી અને તેમાં આનંદ તેમ સ્ત્રીજાતિનું ગૌરવ માનતી એ વખતે રાજાની રાણી કે પુત્રીઓ પણ નદી પર જઈ પાણી ભરી લાવવાનું કે ઢોર દોહવાનું કે રસોઈ કરવાનું કામ તુચ્છ ગણતી ન હતી એટલું જ નહિ, પણ ઉમંગ અને ઉત્સાહથી કરતી. હિંદુ સ્ત્રીઓમાં આજે પણ આદર્શ ગૃહિણીના જે થોડા ગુણ છે તે તેમને તેમની આ આર્ય માતાઓ તરફથી વારસામાં મળેલા છે. પુરાતન કાળમાં આર્ય લોકોની સ્ત્રીઓમાં આવા ઉંચા ગુણ હતા તેને લીધે જ તે વખતે તેમનામાં ઘણા મહાન ઋષિઓ, તત્ત્વજ્ઞાનીઓ, ચિંતકો વગેરે જન્મ પામ્યા હતા. પણ આર્ય સ્ત્રીઓની આ ઉચ્ચ સ્થિતિ હમેશને માટે કાયમ રહી નહિ. તેમાં ક્યારે ફેરફાર થયો એ કહેવું મુસ્કેલ છે, તોપણ અનાર્ય લોકો જેમ જેમ વશ થતા ગયા, તેમ તેમ આર્ય સ્ત્રીપુરૂષોનું જીવન શિથિલ થતું ગયું, અને તેને પરિણામે તેમની પડતી આવી એમાં કશી શંકા નથી. જ્યારે હજારેક વર્ષ પહેલાં મુસલમાન લોકોનું હિંદુસ્થાનમાં રાજ્ય થયું ત્યારે રજપૂત લોકો એશઆરામમાં પડી ગયા હતા અને સ્ત્રીઓ અમુક અંશે તેમના વિનાશનું કારણ બની હતી એવું આપણે પૃથુરાજ વગેરેના ઇતિહાસ ઉપરથી જાણીએ છીએ. એ ખરૂં છે કે રજપૂત સ્ત્રીઓ છેક અધમ સ્થિતિમાં કદિ પણ આવી પડી ન હતી અને તેનું કારણ તેમનામાં ઉંડી જડ ઘાલી

એટેલા આર્ય સંસ્કારમાં જ હતું, પણ તેઓમાં જડતાએ પ્રવેશ કર્યો હતો એમાં કંઇ શંકા નથી. તેમને પોતાના મહેલમાં અનેક દાસ-દાસીઓ, લુંડીઓ વગેરેથી ઘેરાઇ રહેવું પડતું હતું અને તેનું પરિણામ તેમને પોતાને માટે કે રાજા અને પ્રજા માટે સારૂં ન હતું એ આપણે સારી રીતે જાણીએ છીએ. એ વખતે સ્ત્રીઓએ "ગૃહિણી" નું કાર્ય છોડી રાજ્યની ખટપટમાં ભાગ લેવા માંડયો હતો, અને એ ખટપટમાં વિષયભોગને ઘણી વખત મુખ્ય અથવા કંઇકને કંઇક વિશેષ પડતી અગત્યનું સ્થાન તો હતું જ. ઘણી વાર તે વખતની સ્ત્રીઓ જેમ આજે કેટલાંક દેશી રજવાડાઓમાં કરવામાં આવે છે તેમ ખોટાં બાળકો ઉભાં કરતી હતી. આ વાત અમુક અંશે એમ પણ સૂચવે છે કે તેઓ એશઆરામપૂર્ણ જીવન ભોગવીને સત્ત્વહીન થઈ ગઈ હતી. વળી કરણના રાણી કૌળાદેવી અલાઉદ્દિનને પરણી હતી અને બીજા રજપૂત રાજાઓની પુત્રીઓ મોગલ બાદશાહોને વરતી એ પણ એ જ વાતનું પ્રમાણ આપે છે.

જે સ્થિતિ રજપૂત સ્ત્રીઓની હતી તે વિશેષ પ્રમાણમાં હિંદુસ્થાન ઉપર રાજ્ય કરતી મુસલમાન પ્રજાની સ્ત્રીઓની હતી. મુસલમાન બાદશાહો અને તેમની બેગમો કેટલા બધા મોજશોખમાં પોતાનાં જીવન ગુજારતાં હતાં તે આજે પણ તેમના મહેલો વગેરેનાં ખંડીએર ઉપરથી જોઇ શકાય છે. મુસલમાન લોકો હિંદુઓ કરતાં બધી વાતે વધારે શોખીન છે તેથી તેમની સ્ત્રીઓની અધોગતિ વધારે થઇ હતી અને એનું પરિણામ એ થયું કે આવી મ્હોટી મોગલ શહેનશાહતનું આજે નામનિશાન પણ નથી. મુસલમાન અમીરમંડળની સ્થિતિ પણ એ જ થઈ છે.

જે સ્થિતિ હિંદુસ્થાનમાં આર્યજાતિની સ્ત્રીઓની મુસલમાનો આવ્યા તે પહેલાના કાળમાં થઇ હતી તે ઓછા કે વત્તા પ્રમાણમાં એ કે અઢી હજાર વર્ષ પહેલાં આર્યજાતિની બીજી શાખાઓની સ્ત્રીઓમાં પણ થઇ હતી. આ શાખાઓ ગ્રીક અને રૂમી પ્રજાઓ હતી.

ત્રણેક હજાર વર્ષ પહેલાં ગ્રીસ દેશની સ્ત્રીઓ તે વખતની તેમની બ્હેનો આર્યાવર્તની સ્ત્રીઓ જેવી જ હતી. તેઓ બહુ ઉત્તમ 'ગૃહિણી' હતી અને તેમનામાં રાજાની રાણીઓ પણ કાંતતી, કાપડ વણતી અને ઘરનું કામકાજ કરતી. તેમના આ પ્રકારના જીવનનાં સુંદર ચિત્રો ગ્રીક મહાકાવ્યો 'ઇલિયડ' અને 'ઓડીસી' માં જોવામાં આવે છે. એ વખતે સ્ત્રીઓનાં શરીર પણ બહુ સારી રીતે કસાયેલાં હતાં અને તેઓ જન્મ પણ વીર પ્રજાને જ આપતી. સ્પાર્ટા, આથેન્સ, થીબ્સ વગેરે નગરોના લોકો પોતાના સબળ શરીર, અસાધારણ હિમ્મત અને શૌર્ય માટે જગતના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. એ બધાં નગરો બહુ ન્હાના હતા. અને તેમાં શુદ્ધ ગ્રીક લોકોની વસ્તી બહુ થોડી હતી, છતાં ગ્રીસ દેશ સાહિત્ય, કળા, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોમાં એટલો બધો આગળ વધ્યો હતો અને એની સંસ્કૃતિ એટલી બધી ઉંચી કરી હતી કે, દુનિયાનો કોઈ પણ એટલા જ વિસ્તારવાળો દેશ એ સ્થિતિએ પહોંચ્યો નથી. એટલું જ નહિ, પણ એ દુનિયાની મ્હોટી સંસ્કૃતિઓમાંની એક ગણાય છે. અને કોઈ કોઈ વાતમાં તો સહુથી ઉંચી ગણાય છે. આ દેશમાં કાળ જતાં ગુલામો વગેરે વધી ગયા જેને પરિણામે સ્ત્રીઓની અધોગતિ થવા લાગી, અને તેઓ અને પુરૂષો વચ્ચે એવો ભેદ ઉત્પન્ન થયો કે પુરૂષો સ્ત્રીઓને છોડી પરસ્પર આડો વ્યવહાર રાખવા લાગ્યા. આ દેશના પુરૂષો બુદ્ધિમાં વધારે ચપળ હોવાથી અને સ્ત્રીઓ એશઆરામને લઇને જડબુદ્ધિની થઈ જવાથી પુરૂષોને તેમની સોબતમાં રસ રહ્યો નહોતો, અને તેઓ એ રસ પુરૂષોમાં જ શોધવા લાગ્યા. આ પ્રકારની છેક અસ્વાભાવિક સ્થિતિ તો આ લોકોની જ થઇ હતી. આવું થોડો વખત ચાલ્યું અને પછી એ દેશની પડતી પૂરી થઈ.

રૂમી લોકો મૂળ આર્યજાતિના હતા જેથી તેમનામાં પણ સ્ત્રીઓ ઉત્તમ "ગૃહિણી" રૂપે પ્રસિદ્ધ હતી. ગૃહકાર્યમાં કુશળતા એ સહુ સ્ત્રીઓનું મુખ્ય ભૂષણ ગણાતું હતું. અતિ ઉચ્ચ કુળની સ્ત્રીઓ કાંત-

વાના કામમાં આનંદ માનતી અને પોતાની દાસીઓને લઇને મોડી રાત સુધી એ કામ કરતી. એ વખતે તેમનું શિયળ પણ 'પૂર્ણ' હતું અને લુકેશિયા નામની એક ઉંચા કૂળની સ્ત્રીનું શિયળ બળાત્કારથી લુંટાતાં તેણે પોતાના પ્રાણનો ભાગ કર્યો હતો. આ જાતની સ્ત્રીઓના પુત્રો ખરા નર થાય એમાં કંઈ નવાઇ નથી. અને એ માતાઓના પેટે જન્મેલા પુત્રોએ જ પૃથ્વી ઉપરનું આગળના કાળનું મ્હોટામાં મ્હોટું સામ્રાજ્ય સ્થાપ્યું હતું. આનું પરિણામ સ્વાભાવિક રીતે એ થયું કે ગુલામો વધ્યા અને ઘરનું બધું કામકાજ તેઓ કરવા લાગ્યા. આની અસર સ્ત્રીઓ પર ઘણી જ માઠી થઈ અને તેઓ પોતાનું જીવન કેવળ વિષયભોગમાં ગાળવા લાગી. હજારો જાતનાં અતિ સ્વાદિષ્ટ ભોજનો માત્ર ચાખવાં જાત જાતનાં અતિ સુગંધી અત્તરવાળા પાણીમાં સ્નાન કરવું, નરમમાં નરમ બીછાનાઓમાં રાતદિવસ પડી રહેવું અને માત્ર શરીરની સર્વ ઇંદ્રિયોને જ પૂર્ણ રીતે સંતોષવી એ તેમનું મુખ્ય અથવા એક માત્ર કાર્ય થઇ રહ્યું હતું. આથી રૂમી સ્ત્રીઓની દશા એવી અધમ થઈ કે બીજા કોઈ પણ દેશની સ્ત્રીઓની કોઇ પણ કાળે એવી દશા થઈ નથી. આ સ્ત્રીઓને સંતાનો થતાં બંધ થયાં અને જ્યારે થતાં ત્યારે તે તેમના જેવાં જ થતાં. પરિણામ એ આવ્યું કે આવી મહાન રૂમી પ્રજા એક અર્ધ જંગલી પ્રજા પાસે હારી ગઇ અને તેનું સામ્રાજ્ય તેના હાથમાંથી હમેશને માટે ગયું.

જે લોકોએ આ રૂમી સામ્રાજ્ય ઉપર વિજય પ્રાપ્ત કર્યો હતો તેમનો તે વખતનો ઇતિહાસ જોવા જેવો છે. આ લોકો ટ્યુટન કહેવાતા હતા. અને તે પણ આર્યજાતિની એક શાખા રૂપ હતા. તેમનામાં સ્ત્રીઓનું સ્થાન બહુ ઉંચું હતું, અને સ્ત્રીઓ પુરૂષોની 'સાથી' તેમજ "ગૃહિણી' હતી. એ સ્ત્રીઓ એવી બહાદુર અને યુદ્ધકળામાં પ્રવીણ હતી કે લગ્ન વખતે તેમને તેમના ધણી પાસેથી ઘરેણાં વગેરે નહિ પણ ભાલા, ઢાલ, તલવાર અને બળદની એક જોડ મળતાં

હતાં અને પુરૂષોને સ્ત્રીઓ તરફથી બખ્તર મળતું હતું. આ બધી વસ્તુઓ તેમનું દરેક કાર્યમાં પરસ્પર સાથીપણું સૂચવતી હતી. સ્ત્રીઓને જે ભેટ આ પ્રમાણે આપવામાં આવતી હતી તેને તેઓ પૂર્ણ રીતે યોગ્ય હતી એમાં કશો શક નથી. જ્યારે તેમના પુરુષો યુદ્ધમાં જતા ત્યારે એ સ્ત્રીઓ ઘરનું તેમ જ ખેતરનું બધું કામકાજ સંભાળતી. વળી તેમનામાં શાણપણ પણ એટલું બધું હતું કે પુરૂષો તેમને પૂછ્યા વગર યુદ્ધમાં ઉતરતા નહિ કે કોઈ મ્હોટું કાર્ય હાથમાં લેતા નહિ. કેટલીક વાર એ સ્ત્રીઓ પોતાના પુરૂષોની સાથે રહી દુશ્મનો સાથે લડતી પણ ખરી. રૂમી લોકો સામેની એક લડાઈમાં એ સ્ત્રીઓ કેવી રીતે લડી હતી તેનું વર્ણન એક ઇતિહાસકાર આ પ્રમાણે આપે છે; "જે લોકો જીતાયા હતા તેમની સ્ત્રીઓ સામેની લડાઇ પણ તેવી જ ભયંકર હતી. તેઓ પોતાનાં ગાડાપર ચઢી ગઈ અને બરોબર ગોઠવાઇને રૂમી લોકો ઉપર ત્યાંથી ભાલા વગેરેનો વર્ષાદ વરસાવ્યો. જેવું અસાધારણ તેમનું શૌર્ય હતું તેવું જ તેમનું મૃત્યુ પણ હતું. તેઓની હાર થઇ છે એવું જ્યારે તેમણે જાણ્યું કે તુરત જ પોતાનાં બાળકોને તેમણે ગુંગળાવી મારી નાંખ્યાં અને પછી તેઓ પરસ્પર મારી નાખવા લાગી, અથવા તેમાંની કેટલીક પોતાના વાળ બાંધવાની દોરી વતી ટીંગાઇ મરી ગઇ." આ જ સ્ત્રીઓના સંબંધમાં બીજો એક ઇતિહાસકાર આ પ્રમાણે લખે છે. "જો તે દિવસે દેવોએ તેમના પુરૂષ વર્ગને એવા જ શૌર્યથી લડવાને ઉત્તેજિત કર્યા હોત તો એ વખતે રૂમી લોકો ટયુટન લોકો ઉપર વિજય પામત નહિ." વળી ટેસિટસ નામનો મહાન ઇતિહાસકાર તેમના સંબંધમાં આ પ્રમાણે લખે છે; "આ સ્ત્રીઓ પોતાના પતિ કેમ યુદ્ધ કરે છે તે જુએ છે અને તેમના શૌર્યને ઉત્તેજિત કરે છે. પુરૂષો જ્યારે ઘવાય છે ત્યારે તેઓ પોતાની માતા કે સ્ત્રી પાસે જાય છે અને તેઓ જરા પણ ભયભિત થયા વગર પ્રત્યેક ઘા ખુશીથી ગણે છે અને તેમાંથી વહેતું લોહી ચુસે છે. એ સ્ત્રીઓ એવી હિમ્મતવાળી છે કે કેટલીક વાર તો

તેઓ પુરૂષો લડતા હોય ત્યાં જાય છે અને તેમનું શૌર્ય ચઢાવે છે." એ જ ઇતિહાસકાર વળી કહે છે કે "એક સ્ત્રીથી સંતોષ પામવો એ આ જરમન લોકનું ખાસ લક્ષણ છે અને સ્ત્રીઓ પણ એક જ ધણીથી પૂર્ણ સંતોષ પામે છે." આવી સ્ત્રીઓના પેટમાં પાકેલાં સંતાન રૂમના મહાન સામ્રાજ્ય પર પણ વિજય પામે એમાં કંઈ નવાઇ પામવા જેવું નથી.

યહુદી લોકોએ જે દુનિયાને મુસાઇ, મુસલમાન અને ખ્રીસ્તી એ ત્રણ મહાન ધર્મો આપ્યા છે તેમનામાં પણ પહેલાના કાળથી જ સ્ત્રીઓ પુરૂષો કરતાં કોઇ રીતે ઓછું કાર્ય કરતી ન હતી. "સાથી" કે "ગૃહિણી" તરીકે તેમનો કામનો હિસ્સો પુરૂષોના જેટલો જ હતો. તેમની એ સ્થિતિ બદલાઈ અને તેમનામાં એશઆરામ વગેરે આવવા લાગ્યાં કે તુરત જ તેમના પેગંબરોએ તેની વિરૂદ્ધ પોતાનો દિવ્ય પોકાર ઉઠાવ્યો હતો. યહુદી લોકોમાં સ્ત્રીઓ કેવી જોઇએ તેના સંબંધમાં જે માન્યતા હતી તેનું એક સુંદર ચિત્ર બાઇબિલના એક પુસ્તકમા આપવામાં આવ્યું છે અને તે આ પ્રમાણે છેઃ—

સદ્‌ગુણી સ્ત્રીનું મૂલ્ય રત્નો કરતાં ઘણું વધારે છે.
તેના પતિનું અંતઃકરણ તેના પર ભરોંસો રાખે છે,
ને તેને સંપત્તિની ખોટ રહેતી નથી.
પોતાના આયુષ્યનો બધો કાળ તેણી તેનું ભલુંજ કરે છે અને
કદિ પણ ભુંડું કરતી નથી.
તેણી ઉન તથા શણ શોધે છે,
અને ઉમંગથી પોતાના હાથે કામ કરે છે.
તે વ્યાપારીના વહાણ જેવી છે,
ને તે દૂરથી પોતાનું અન્ન લાવે છે.
વળી રાત બાકી હોય એટલામાં તો તે ઉઠે છે,
ને પોતાનાં ઘરનાં માણસોને ખાવાનું આપે છે.
પોતાની દાસીઓને તેમનું કામ કાઢી આપે છે.

તે કોઈ ખેતર તપાસે છે અને તે ખરીદે છે,
અને પોતાના હાથની કમાઇથી તે દ્રાક્ષવાડી રોપે છે.
તે પોતાની કમ્મરે બળરૂપી પટો બાંધે છે.
અને પોતાના હાથને સબળ કરે છે.
તેને માલુમ પડે છે કે તેનો વ્યાપાર લાભનો છે.
તેનો દિવો રાત્રે હોલવાતો નથી.
તે પોતાના હાથ ચરખાને લગાડે છે,
ને તેના હાથ પાકને પકડે છે.
તે ગરીબ પ્રત્યે પોતાનો હાથ લંબાવે છે.
ખરેખર, તે પોતાનો હાથ લંબાવીને દરિદ્રીઓને સહાય કરે છે.
તેને પોતાના કુટુંબ વિષે હિમનો ભય નથી.
કારણ કે તેમાંના સહુએ કીરમજી વસ્ત્રો પહેરેલાં હોય છે.
તે પોતાને વાસ્તે બુટ્ટેદાર ગાલીચાઓ બનાવે છે;
તેનાં વસ્ત્ર બારીક શણનાં તથા જાંબુઆ રંગનાં છે.
તેનો ધણી દેશના નેતાઓની જોડે બેસનાર તરીકે
ભાગળોમાં પ્રખ્યાત છે.
તે શણના વસ્ત્ર બનાવી વેચે છે;
વેપારીને કમરબંધ કરે છે.
બળ અને મહત્તા એ તેનાં વસ્ત્ર છે,
ને ભવિષ્યની ચિંતાને તે હસી કાઢે છે.
તે જ્ઞાનથી પોતાનું મુખ ઉઘાડે છે,
ને હેતનો નિયમ તેની જીભ ઉપર છે.
તે પોતાના ઘરની બધી વાતનું બરાબર ધ્યાન રાખે છે.
ને આલસ્યનો રોટલો ખાતી નથી.
તેનાં છોકરાં ઉભાં થઇને તેને ધન્યવાદ આપે છે.
ને તેનો ધણી પણ તેનાં વખાણ કરીને કહે છે કે,
સદ્દગુણી આચરણવાળી દીકરીઓ તો ઘણી થઈ ગઇ છે,

પણ તું એ સર્વ કરતાં ઉત્તમ છે.
કાંતિ ઠગારી છે, ને સૌંદર્ય વ્યર્થ છે,
પણ પ્રભુનો ડર રાખનાર સ્ત્રી સ્તુતિ પામશે.
તેના હાથનાં ફળ તેને આપો,
ને તેના કામોમાં ભાગ લો ને તેની પ્રસંશા કરવા આવો.

કાળ જતાં આ ચિત્ર જે યહુદી સ્ત્રીઓના જીવન ઉપરથી દો
વામાં આવ્યું હતું તે દેખાતું બંધ થયું અને યહુદીઓની પડતી આવ
બીજા દેશો જેવા કે ચીન, ઈરાન, તુર્કસ્થાન વગેરેની સ્થિતિ મા
એક વાર નહિ પણ કદાચિત્ ઘણી વાર આવી થઇ છે.

અહિં જૂદા જૂદા દેશોના સંબંધમાં જે કંઇ કહેવામાં આવ
છે તે ઉપરથી એમ સમજવાનું નથી કે એ બધા દેશોની પડ
તેમની સ્ત્રીઓની અધોગતિ થવા રૂપી એક માત્ર કારણથી થઇ હત
એ અધોગતિના પાયારૂપ અથવા તેની પાછળ એક બીજું કાર
હતું, અને તે એ હતું કે એ બધા દેશોની પ્રજાઓએ અથવા
પ્રજાના અમુક વર્ગના લોકોએ બીજા દેશો ઉપર આર્થિક કે રાજકી
આધિપત્ય પ્રાપ્ત કર્યું હતું, અને તેને પરિણામે જીતનાર પ્રજાને જીત
એલા લોકોમાંથી ગુલામો સેવકો કે દાસદાશીઓ મ્હોટી સંખ્યા
મળ્યાં હતાં. આમ કરવું એ જીતાએલી પ્રજાઓ ઉપર એક મ્હો
અન્યાય જ હતો, અને એ અન્યાયનું ફળ જીતનાર પ્રજાને પડ
રૂપે ચાખવું પડતું. આ પડતીની શરૂઆત તેમની સ્ત્રીઓમાં થતી
એ સ્ત્રીઓ એ પડતીના મ્હોટા સાધન રૂપ બનતી. દેશમાં ગુલા
વગેરે આવવાથી અથવા નોકરચાકર કે દાસદાસીઓ વધવાથી સ્ત્રી
પોતાનું ગૃહકાર્ય છોડી દેતી હતી, અને તેના બદલામાં બીજું ક
કાર્ય કરતી નહિ હોવાથી ધીમે ધીમે તેઓ પુરૂષોના વિલાસના ર
કડાં રૂપ બનતી હતી. આવું આગળના વખતમાં જ થતું હતું એ
નથી, પણ આજે પણ થાય છે, અને તે આગળ કરતાં ઘણા મ્હો
પ્રમાણમાં અને દેશેદેશ થાય છે. આનું એક માત્ર કારણ ધન

વધવું છે અને તેને અંગે બીજાં બધાં કારણો ઉભાં થાય છે.

મ્હોટી મ્હોટી પ્રજાઓની પડતીની શરૂઆત સ્ત્રીઓમાં કેમ થઈ એ પ્રશ્ન વધારે વિચારવા જેવો છે. કોઇ એક પ્રજા પોતાના જ સહુ સ્ત્રી પુરૂષોની અસાધારણ મહેનતથી ઘણું ધન કમાય અને સારૂ ખાય પીએ કે પહેરે તો તેમાં કાંઈ દોષ જેવું નથી, તેમ તેનું પરિણામ પણ કાંઇ ખાસ ખરાબ આવવા સંભવ નથી. ભારે કીમતનાં વસ્ત્ર પહેરવાં કે વધારે પૈસા ખરચી લાવેલો ખોરાક ખાવો તે જાતે મનુષ્યની નૈતિક કે શારીરિક અધોગતિ કરનાર નથી. પણ મનુષ્ય સ્વભાવ જ એવો છે કે કોઇને આવી રીતે ઘણું મળે તોપણ તેને સંતોષ થતો નથી, અને તે અધિક પ્રાપ્ત કરવા તેમ બીજા ઉપર આધિપત્ય ભોગવવા ઇચ્છે છે. આવા ધનના કે રાજ્યના લોભને લીધે આવી પ્રજાઓ બીજી પ્રજાઓને પોતાને વશ કરે છે અને પછી તેમની મહેનતનું ફળ લઈ અથવા લુંટી સુખ ભોગવવા પ્રયત્ન કરે છે. જ્યારે કોઈ પ્રજાની આ સ્થિતિ આવે છે અને તે ઇંદ્રિયોના સુખને વિશેષ પ્રમાણમાં ઈચ્છવા લાગે છે, ત્યારે સ્ત્રીઓ આ સુખના મુખ્ય સાધનરૂપ મનાતી હોવાથી અને તેઓ પણ એ માન્યતા થોડા કે વધારે અંશે સ્વીકારતી હોવાથી તેઓ એ સુખ આપવા અને લેવા રહેલાઇથી તત્પર થાય છે. વળી તેમના ગૃહકાર્યનો મ્હોટો ભાગ એવો હોય છે કે તેમને તેમાં અંગ મહેનત કરવી પડે છે અને એમ કરવું એ તેમને તેમજ તેમના પુરૂષોને ક્ષુદ્ર લાગે છે. પુરૂષોની સ્થિતિ આવી એકદમ થતી નથી એનું કારણ એ છે કે તેમને અધિક ધન કમાવાનો કે પોતાની રાજ્યસત્તા વધારવાનો લોભ રહે છે અને તેઓ પોતાના કામમાં મચ્યા રહે છે, જો કે કાળ જતાં એવો વખત આવે છે કે તેઓ પણ પોતાની માતાઓના ગુણ પ્રાપ્ત કરે છે.

વળી સ્ત્રીઓની અધોગતિ વહેલી થાય છે એનું બીજું પણ એક કારણ છે. સ્ત્રીઓ બાળકોને જન્મ આપે છે જેથી કોઇ પ્રજાની ઉપર વર્ણવી એવી સ્થિતિ આવે છે ત્યારે તેમાંના પુરૂષો

ા જ સ્ત્રીઓ એમ માનવા લાગે છે કે બાળકોને જન્મ આપવો જ સ્ત્રીઓનું મુખ્ય કામ છે. આ માન્યતાના અંગમાં કામવાસના લી છે. તેથી સ્વાભાવિક રીતે તેનો સ્હેલાઈથી સ્વીકાર કરી લેવામાં ાવે છે. લોકોના મનમાં આ માન્યતા એટલી બધી ઉંડી ઉતરી લી છે કે જ્યારે આવી પ્રજાની કે આવા વર્ગની સ્ત્રીઓ બાળકોને ન્મ આપતી નથી અથવા બહુ જ ઓછા પ્રમાણમાં આપે છે ત્યારે ુ તેમના સંબંધમાં આવો વિચાર તેમને પોતાને તેમ જ પુરૂષોને મ જ રહે છે. આનું પરિણામ એ આવે છે કે સ્ત્રી જાતમાં તા થવાની સંભાવના છે એ માટે જે સ્ત્રીઓ એ કાર્ય કરી શકતી હોય અથવા કરવા ઇચ્છતી ન હોય તેમને પણ આ માન્યતાનો મ ખોટી રીતે મળે છે. તેમાં તેઓ પોતે ઠગાય છે અને બીજાને છે અને અધોગતિમાં ઉંડી ઉતરતી જાય છે. * જે "ગૃહિણી" તાનું બધું ગૃહકાર્ય કરતી કરતી પોતાથી બને તેટલાં બાળકોને ન્મ આપી તેમને ઉછેરે છે અને મ્હોટાં કરે છે, તે અધોગતિના ગમાં એક બે પગલાં જ નીચે ઉતરતાં એવી "શેઠાણી" "બા હેબ" બને છે કે જે ગૃહકાર્ય છોડી દઇ માત્ર બાળકોને જન્મ પવાનું કાર્ય કરે છે અને તેમને આયાઓ વગેરેને ઉછેરવા માટે પી દે છે. આ સ્ત્રીઓની અધોગતિ સ્હેજ જ વિશેષ થતાં તેઓ ; જ થોડાં બાળકોને જન્મ આપે છે અથવા બાળકને બીલકુલ જન્મ

* (અસલ પુસ્તકમાં નીચે મુજબનો અર્થ છે.) સ્ત્રી જાતિ જ માત્ર ાકોને જન્મ આપવાનું કાર્ય કરવાની શક્તિ ધરાવે છે. અને સ્ત્રીએ ષની કામવાસના તૃપ્ત કરવાનું સાધન છે તેથી પોતાની એ કાર્યની ત પર જ જીવન ગુજારો મેળવતી ક્રમેક્રમે થવાનો સંભવ રહે છે. આ કત એટલી દૃઢતાથી જનસમાજમાં ઉતરી ગઇ છે કે જેઓ બાળકો મ નથી કરતી તેમની ગણના પણ તે જ કોટિમાં થાય છે. બાળકો મ કરનાર અને ન કરનાર ને માત્ર તેનામાં એ સંભાવના છે માટે એક ઢમાં ભેળવી દેવામાં આવે છે.

આપતી નથી, અને સ્ત્રી કે "રખાત" તરીકે માત્ર વિષયભોગ ઉપર જ જીવે છે. આ સ્ત્રી એક પગલું નીચે ઉતરે છે કે, તે "વેશ્યા" જેવી બને છે. આ જાતની સ્ત્રીઓ કંઇ પણ કામ કરતી નથી અને જગતમાં જીવન લાવવાને બદલે ઘાતક રોગ અને મૃત્યુ લાવે છે. આ ચાર પ્રકારની સ્ત્રીઓમાં પહેલા અને છેલ્લા પ્રકારની સ્ત્રીઓ વચ્ચે ઘણું જ અંતર રહેલું છે, અને દુનિયા સાથેનો તેમનો સંબંધ પરસ્પર પૂર્ણ વિરોધી છે. છતાં તેમની વચ્ચે તેમ જ બીજા બે પ્રકારની સ્ત્રીઓ વચ્ચે એવી જાતના દેખીતા ભેદ નથી કે તેમને એકદમ ઓળખી શકાય. તેમની વચ્ચેનો ભેદ બહુ બારીક છે અને તે પારખવો મુશ્કેલ છે. સ્ત્રીઓ એક પ્રકારમાંથી બીજા પ્રકારમાં કયારે દાખલ થાય છે તે કહી શકાતું નથી અને ઘણી વખત તો તેમને પોતાને તે વાતની ખબર હોતી નથી. આજે સ્ત્રી જાતને જે મ્હોટું જોખમ છે તે આ વાતમાં જ છે. તેઓ જો પૂર્ણ રીતે સાવચેત ન રહે તો તેઓ પહેલા પ્રકારમાંથી ઉતરતાં ઉતરતાં છેક છેલ્લા પ્રકારમાં જઇ પડે છે, અને તે વાતની તેમને પોતાને ખબર રહેતી નથી, તેમ બીજાઓને પણ ખબર રહેતી નથી. તે બચ્ચાંઓને જન્મ આપી તેમને પોતાને હાથે ઉછેરતી નથી, અથવા બચ્ચાંઓને જન્મ જ આપતી નથી, તેમ બીજું કાંઈ કાર્ય પણ કરતી નથી અને પોતાના પતિના કે બીજા કોઇના વિષયસુખને આધારે જીવે છે; અને આમ છતાં તે પોતે કઇ સ્થિતિમાં છે એ વાત તે બરાબર જાણતી નથી, કારણ કે તે એમ જ સમજે છે કે તે સ્ત્રી છે અને બાળકને જન્મ આપવાની તેનામાં સંભાવના છે. સ્ત્રીના મનની આ સ્થિતિમાં તેને માટે મ્હોટામાં મ્હોટું જોખમ રહેલું છે.

અહિં જે કારણો બતાવવામાં આવ્યાં છે તેને લીધે સ્ત્રીઓની અધોગતિ વહેલી થાય છે અને તેઓ પુરૂષોને પૂરી રીતે આધીન બને છે. મૂળમાં એક પ્રજા બીજી પ્રજા ઉપર અન્યાય કરે છે તે આ અધોગતિનું પહેલું પગલું છે, અને તેનું છેલ્લું પગલું એ પ્રજાની

પૂર્ણ પડતીમાં છે. એ બેની વચ્ચે સ્ત્રીઓની અધોગતિ રહી છે. કોઈ એમ કહે છે કે સ્ત્રીઓની આ અધોગતિ થવાનું કારણ દાસદાસીઓ અને સેવક કે ગુલામ વગેરેની સંસ્થામાં જ રહ્યું છે, અને બીજા એમ કહે છે કે એ બે વચ્ચે કારણ કાર્યનો સંબંધ નથી. પણ જો આ વાતનો બરાબર વિચાર કરવામાં આવે તો એમ ચોક્કસ લાગે જ કે કોઇ એક પ્રજા કે વર્ગ બીજી પ્રજા કે બીજા વર્ગ ઉપર અન્યાય કરે ત્યારે તે અન્યાય કરનાર પ્રજા કે વર્ગને તેનું કડવું ફળ ચાખવું જ જોઇએ આ એક નૈતિક ઘટના છે.

વળી ઘણા એમ માનતા આવ્યા છે કે સ્ત્રીઓ કોમળ બને તેથી પ્રજાને કંઈ નુકશાન થવા સંભવ નથી. આવી માન્યતા પહેલાના વખતથી જ ઉતરેલી છે અને આજે પણ તે મનુષ્ય જાતના મ્હોટા ભાગમાં ઘર કરી રહી છે. અહિં એ કહેવાની પણ જરૂર નથી કે આ વિચાર બહુ ભૂલભરેલો છે. સ્ત્રીઓ કોમળ બનવા લાગે છે કે તેમનાં બાળકો પણ સ્વાભાવિક રીતે કોમળ બને છે અને કદાચિત્ પુરૂષો બે ચાર પેઢી કેટલાંક કારણને લઇને પોતાનું માનસિક તેમજ શારીરિક બળ જાળવી રાખે એ બનવા જોગ છે, પણ કાળ જતાં તેમને "જેવી માતા તેવાં બાળકો" એ નિયમને આધીન થવું જ પડે છે. આનાં દૃષ્ટાંત ઇતિહાસ પ્રત્યેક દેશમાં પૂરાં પાડે છે. આપણે ત્યાં આજે દેશી રાજા રજવાડાઓમાં આગલા રજપૂતોનું શુરાતન તેમ જ શારીરિક કે માનસિક બળ રહ્યું નથી એ વાત આપણે સહુ જાણીએ છીએ. કદાચિત્ મુસલમાનોમાં એ જાતની અધોગતિ વિશેષ પ્રમાણમાં થયેલી દેખાય છે. જે મોગલોમાં બાબર, હુમાયુ અને અકબર જેવા બધી રીતે સશક્ત બાદશાહો હતા તેમનામાં જ જહાંગીર અને શાહજહાન જેવા અને ઔરંગઝેબ સિવાયના બીજા બધા બાદશાહો જેવા મોજશોખીલા અને એશઆરામપ્રિય સમ્રાટો ઉત્પન્ન થયા હતા અને તેને લીધે મોગલ જેવી શહેનશાહતની પડતી થઇ હતી. મરાઠાઓનો ઇતિહાસ પણ એજ વાતની સાક્ષી આપે છે.

નાજુક માતાઓનાં બાળકો નાજુક થાય એનાં ઘણાં કારણો છે. કુદરતનો જ એવો નિયમ છે કે જો કોઈ પણ માતા શરીરે સશક્ત ન હોય તો તેનાં બચ્ચાં જન્મથી સશક્ત થતાં નથી. આ નિયમ બીજાં પ્રાણીઓમાં તેમજ મનુષ્યજાતિમાં લાગુ થતો આપણે જોઇએ છીએ. પણ મનુષ્યજાતિમાં આવી માતાઓનાં બચ્ચાંઓ નાજુક બને તેનું એક વિશેષ કારણ છે. મનુષ્યોમાં બચ્ચાંઓ બીજા પ્રાણીઓમાં જોવામાં આવે છે તે કરતાં પોતાની માતાઓ પાસે વિશેષ રહે છે, જેથી તેમને શિક્ષણ પણ તેજ પ્રકારનું મળે છે. આ વાતનો આપણને સહુને પ્રત્યક્ષ અનુભવ છે. રાજાઓના કુમારો કે કુમારીઓની વાત બાજુએ રાખતાં સ્હેજસાજ ધનાઢ્ય માણસોનાં બચ્ચાંઓને અમુક કાર્ય ન કરાય, અમુક વસ્તુઓ ન ખવાય અમુક સ્થાને ન જવાય વગેરેનું શિક્ષણ પગલે પગલે મળે છે અને તેના પરિણામે તેઓ છૂટથી હરતાં ફરતાં, ખેલતાં કુદતાં, નાચતાં દોડતાં જોવામાં આવતાં નથી. બચ્ચાંઓનો સ્વભાવ જ એવો છે કે આવા કૃત્રિમ નિયમનો અનાદર કરવો અને તેમ કરવું તે આ વાતમાં તેમના લાભાર્થે છે, પણ તેઓ ઉપર નોકરો વગેરેની ચોકી સતત હોવાથી તેઓ આવું કાંઈ બહુ કરી શકતાં નથી. આવી રીતે આ નાજુક સ્ત્રીઓ પોતાને નુકશાન કરે છે એટલું જ નહિ પણ પોતાનાં બાળકોનું અને આખરે આખી પ્રજાનું હિત બગાડે છે. આમાં તેમનો જ બધો દોષ છે એમ સમજવાનું નથી, પણ આટલું તો સિદ્ધ છે કે જે પાપરૂપી બેડી આ પ્રજાને બાંધી લે છે તેમાં સ્ત્રીઓ ઘણા આંકડા પુરા પાડે છે. બાળકોનો આદર્શ તેમની માતા જ છે, અને માતા નબળી પડે કે બાળકો પણ તેની સાથે જ નબળાં પડે છે. માતાનું મગજ કામ કરતું બંધ થાય છે કે બાળકોનું મગજ પણ કામ કરી શકતું નથી, અને તેનું શરીર નાજુક બનતાં તેનાં બાળકો પણ નાજુક અને રોગી બને છે. આ પ્રમાણે તે પોતે પડતી જાય છે અને સાથે આખી પ્રજાને પણ નીચે પાડતી જાય છે.

કોઈ વર્ગ કે પ્રજા કે જાતિની પડતીનાં ઘણાં કારણો હોય છે, પણ એ બધામાં મુખ્ય કારણ ઘણી વાર તે વર્ગ કે પ્રજા કે જાતિની સ્ત્રીઓનાં એશઆરામ અને તેને અંગે થતી તેમની પરાધીનતામાં રહેલું છે. આવું આગળ ઘણીવાર બન્યું છે અને આજે એ સ્થિતિ મનુષ્યજાતિના મ્હોટા ભાગમાં વ્યાપી રહી છે. આ સ્થિતિમાં સ્ત્રીઓને પોતાને માટે તેમજ આખી જાતિને માટે ઘણું જોખમ રહેલું છે, તેથી તે બાબતનો વિશેષ વિચાર કરવો જોઇએ છીએ.



## પ્રકરણ ૩.



### ગૃહિણી કે ભોગવિલાસનાં સાધન. (ચાલુ)



આગળના કાળમાં કોઇ દેશ કે પ્રજામાં બધી સ્ત્રીઓ કે તેમનો મ્હોટો ભાગ પુરૂષોને છેક પરાધીન થાય એવી તે વખતની સમાજની સ્થિતિ નહોતી એ આપણે ઉપર જોઈ ગયા છીએ. એ વખતે અમુક વર્ગની કે જાતિની સ્ત્રીઓ માનસિક કે શારીરિક કાર્ય કરતી નહતી, પણ તેમના કરતાં ઘણી વધારે સ્ત્રીઓને યંત્રબળની શોધ નહિ થવાથી સમાજનું ઘણું કામ પોતાના અંગબળથી કરવું પડતું. આ સ્ત્રીઓ ઉપર કામનો બોજો ઘણો જ હતો અને તેનું કારણ એ હતું કે તેમને પોતાનું તેમ જ જે સ્ત્રીઓ "બાઇ સાહેબ" બની કામથી અળગી રહેતી હતી તેમનું પણ કામ કરવું પડતું હતું. જે પ્રમાણમાં આ ઉચ્ચ કે અધિકારી વર્ગની પરાધીન સ્ત્રીઓની સંખ્યા વધતી જતી હતી, તે જ પ્રમાણમાં બીજા વર્ગની સ્ત્રીઓને વધારે કામ કરવું પડતું હતું. આનું પરિણામ ઘણીવાર એવું આવતું કે આ ઉચ્ચ વર્ગ કે જાતિની પડતી થતી હતી અને તેનું સ્થાન જે નીચ જાતિ તેની સેવા કરતી હતી તે લેતી હતી. તોપણ એટલું ખરૂં છે કે આગળના કાળમાં યંત્રબળ નહિ જેવું હોવાથી સ્ત્રીઓ મ્હોટી સંખ્યામાં ભાગ્યે જ પુરૂષોના ભોગવિલાસના સાધન તરીકે પરાધીન થતી હતી. એ જાતની પરાધીનતા સ્ત્રીઓના અમુક ભાગમાં જ જોવામાં આવતી હતી અને તે ભાગ બહુ ન્હાનો હતો.

આજે સ્થિતિ એકદમ પલટાઈ છે. જીવનના પ્રત્યેક પ્રદેશમાં

અંગબળને બદલે યંત્રબળ દાખલ થયું છે અને બને તેટલું કામ સંચા વગેરેથી કરવામાં આવે છે. આનું એક મ્હોટું પરિણામ એ થયું છે કે આગળની માફક માત્ર અમુક જ અથવા અમુક વર્ગની જ સ્ત્રીઓ પોતાના કામનો બોજો બીજી સ્ત્રીઓપર નાંખી વિલાસી પરાધીનતા ભોગવે છે એમ નથી, પણ જૂદા જૂદા દેશમાં ઘણી વધારે સ્ત્રીઓની આ દશા થઇ છે અથવા થતી જાય છે. આગળ એ સ્થિતિ માત્ર બહુ ધનવાન વર્ગમાં જ જોવામાં આવતી હતી, પણ આજે એ સ્થિતિ મધ્યમ વર્ગમાં તેમ અમુક અંશે ગરીબ વર્ગમાં પણ જોવામાં આવે છે. હિંદુસ્થાનમાં આ વાત ખાસ કરીને મ્હોટાં શહેરો તેમ ગામોને લાગુ પડે છે. પણ આટલેથી જ બસ નથી. દિન પ્રતિ દિન યંત્રબળની શોધખોળ વિશેષ થતી જાય છે, અને પચીસ કે પચાસ વર્ષ પછી એવું પણ બને કે ગરીબમાં ગરીબ વર્ગની સ્ત્રીઓને કામ બહુ ઓછું કરવું પડે અને તેમને અત્યારે કરવાનું ઘણુંખરું કામ યંત્ર-બળથી થાય. આ કારણથી સ્ત્રીઓની વિલાસી પરાધીનતા આગળની માફક માત્ર અમુક વર્ગમાં જ જોવામાં આવે છે એમ નથી પણ એ થોડા વત્તા પ્રમાણમાં ઘણા વર્ગોમાં દેખાય છે, અને વળી એ દિન પર દિન વધતી જતી હોવાથી આખરે આખી સ્ત્રીજાતિને પહોંચી વળે તોપણ તેમાં કંઇ નવાઈ પામવા જેવું નથી.

મનુષ્યજાતિ માટે જે નવાં નવાં કાર્યક્ષેત્રો ખુલતાં જાય છે તેમાં સ્ત્રીઓ પોતાની મહેનતનો હિસ્સો આપે નહિ અને ગૃહકાર્યનો જે ભાગ તેમના હાથમાંથી લઇ લેવાતો જાય છે તેને બદલે તેઓ બીજા કામમાં લાગે નહિ તો તેમને પોતાનું જીવન માત્ર પુરૂષોના તેમ પોતાના વિલાસને અર્થે જ અને આધારે ગુજારવાનું રહે છે અને તેમ થતાં તેમની અધોગતિ પુરી થાય એ સહજ સમજાય તેવું છે. સ્ત્રીજાતિ ઉપર આ જાતનાં જોખમ આવવાનો જે ભય છે તે માત્ર કલ્પિત નથી, કારણ કે માણુસજાત જેમ કુદરતી શક્તિઓને પોતાને આધીન કરતો જાય છે અને નવું નવું યંત્રબળ શોધતો જાય છે,

તેમ તેમ માનસિક અને સંચાને લગતું બધું કામકાજ પુરૂષોના હાથમાં આવતું જાય છે, અને સ્ત્રીઓને કામ કરવાની જૂદી જૂદી દિશાઓ બંધ થાય છે અને તેમને માટે માત્ર બાળકોને જન્મ આપવાનું અથવા પુરૂષોના વિલાસના સાધન તરીકે રહેવાનું કામ રહે છે. તેમની આ સ્થિતિમાં તેઓ ' રખાત જેવી પત્નીઓ " કે " રખાતો " કે " વેશ્યાઓ " તરીકે જ રહેવાની અને તેમની વિલાસી પરાધીનતા પણ પુરી જ થવાની.

આખી સ્ત્રીજાતને આ જોખમ આટલા મ્હોટા પ્રમાણમાં તો અત્યારે જ એટલે આ કાળમાં જ રહ્યું છે. યુરોપ અને અમેરિકાની સ્ત્રીઓ ઉપર આ જોખમ વધારે અંશે છે, પણ આપણે ત્યાંની સ્ત્રીઓ એ જોખમમાંથી છેક મુક્ત તો નથી જ. કેટલાક વર્ગની સ્ત્રીઓ એ જોખમમાં ક્યારનીયે આવી ગઈ છે. આ કારણથી સહુ સ્ત્રીઓની એ પહેલી ફરજ છે કે તેમના ઉપર જે જોખમભરી સ્થિતિ આવી પહોંચી છે તેનો પૂરેપૂરો વિચાર કરવો, અને પછી એ જોખમને દૂર કરવાને જે બધું થઇ શકે તે કરવું. આમાં તેમનો પોતાનો સ્વાર્થ રહ્યો છે એટલું જ નહિ પણ તેમના સંતાનોનું, તેમના દેશનું અને આખી મનુષ્યજાતિનું કલ્યાણ રહ્યું છે. સ્ત્રીઓનું પતન થતાં તેમનાં બાળકોનું પતન થાય છે અને કાળ જતાં એ પતન દેશને તેમજ દુનિયાને પહોંચી વળે છે.

યુરોપમાં સ્ત્રીઓ પોતાની અધોગતિનો વિચાર કરી પોતાના હકની તેમ પોતાને યોગ્ય કામકાજની માગણી કરે છે ત્યારે તેમને કેટલીક વાર એમ કહેવામાં આવે છે કે પુરૂષોનો મજુરીનો પ્રશ્ન જે ત્યાં ઘણાં માણસો કામ વગરનાં થઇ જવાથી વારેવારે ઉભો થાય છે તે અને સ્ત્રીઓનો આ પ્રશ્ન એ બન્ને એક જ છે, અને પુરૂષોના પ્રશ્નનો નિકાલ થતાં આ પ્રશ્નનો નિકાલ થઇ જશે. પણ ખરી રીતે આ બન્ને પ્રશ્ન એક નથી. ત્યાં સમાજનો ધનવાન કે પ્રત્યેક પુરૂષ કામે લાગી જાય અને માનસિક કે સાંચા કામને લગતી એવી કેળવણી પામે કે તે કંઇને કંઇ કરતો જ રહે અને કદિ પણ કામ વગ-

રનો ન રહે, તોપણ તેની અસર સ્ત્રીઓની સ્થિતિ ઉપર સારી થવા જરા પણ સંભવ નથી. એથી તો તે ઉલટી વધારે બગડે તેમ છે. કોઇ પુરૂષ પોતાની શારીરિક કે માનસિક મહેનતથી હજાર કે બે હજાર રૂપીઆ કમાઈ લાવતો હોય અને તેમાંથી એકાદ બે સ્ત્રીઓને પોતાની સ્ત્રી કે રખાત તરીકે સુખચેન કે એશઆરામમાં રાખે એ સ્થિતિ, અને એ સ્ત્રીઓ પોતાની મહેનતથી પોતાનું ગુજરાન કરતી હોય અથવા પોતાના ધણીને માટે મહેનત કરતી હોય એ સ્થિતિ, એ બે કોઈ રીતે સરખી નથી. પહેલી સ્થિતિમાં એ સ્ત્રીઓને તેમજ આખી મનુષ્યજાતિને ઘણી હાનિ થવા સંભવ છે. એ વાત ખરી છે કે પહેલી સ્થિતિમાં સ્ત્રી પોતે સુખી હોય એમ તેને પોતાને તેમજ બીજાને પણ લાગે છે, પણ આખરે એનું શારીરિક, માનસિક અને નૈતિક પરિણામ તેને માટે તેમજ આખી મનુષ્યજાતિ માટે ઘણું ખરાબ છે, અને એ બે જાતની સ્થિતિના પરિણામ વચ્ચે આસમાન જમીનનો અથવા જીવન અને મૃત્યુ વચ્ચેનો તફાવત છે. જેમ જેમ પુરૂષો ધનવાન થતા જાય છે, તેમ તેમ તેમને તેમજ તેમની સ્ત્રીઓને એવું જીવન ગાળવાની ઇચ્છા થાય છે કે જેનું પરિણામ સ્ત્રીઓની વિલાસી પરાધીનતા રૂપે જ આવે.

અહિં જે એક વાત ધ્યાનમાં રાખવાની છે તે એ છે કે જેમ પુરૂષોમાં તેમ સ્ત્રીઓમાં પણ વ્યક્તિ પ્રત્યે અમુક અંશે ભેદ તો રહે જ છે. દાખલા તરીકે કોઇ કોઇ એવી સ્ત્રીઓ પણ દેખાય છે કે જે બહુ ધનવાનની પત્ની હોવા છતાં પોતાનું ગૃહિણીપણું એક કે બીજી રીતે સાચવી રહી હોય, અને કોઇ છેક સાધારણ વર્ગની સ્ત્રી એવી હોઇ શકે છે કે જે પૂરી રીતે પરાધીન થઈ હોય અને પોતે પોતાના પુરૂષના વિલાસને કાજે જ જીવતી હોય. આપણે ત્યાં કદાચિત્ આ પાછલી જાતની સ્ત્રીઓ મ્હોટી સંખ્યામાં મળી આવે છે. તોપણ આ બધું અપવાદરૂપ છે. મ્હોટે ભાગે ધનને અંગે ઉપર જણાવવામાં આવી છે એ જાતની વિલાસી પરાધીનતા આવે છે જ એમાં કાંઇ શંકા નથી.

પુરૂષ વર્ગમાં ધનની વહેંચણી વધારે ન્યાયસર અથવા યથાર્થ થાય અને તેથી બહુ ધનવાન વર્ગ ઓછો ધનવાન થાય તો તેથી એ ધનવાન વર્ગની સ્ત્રીઓમાં વિલાસી પરાધીનતા અમુક અંશે ઓછી થવા સંભવ છે, પણ તેથી બીજા વર્ગોમાં પૈસો વધારે આવવાથી તેમની સ્ત્રીઓમાં એ પરાધીનતા આવે એ પણ સંભવિત છે.

વળી યુરોપમાં પુરૂષવર્ગનો મજુરીનો પ્રશ્ન અને સ્ત્રીઓના હકનો પ્રશ્ન એક નથી એનું એક બીજું પ્રમાણ મળી આવે છે. ત્યાં જે લોકો પુરૂષોમાં મજુર વર્ગના હક માટે લડત ચલાવે છે તેજ લોકો સ્ત્રીઓની પોતાના હક માટે લડત પ્રત્યે સહુથી વધારે વિરૂદ્ધ છે. આ બાબતમાં સ્ત્રીઓની સામે જુના વિચારવાળા લોકો જે કાંઈ કરે છે તે કરતાં ઘણું વધારે મજુરવર્ગ તરફથી કરવામાં આવે છે. આ લોકો તેમને નવા નવા ધંધામાં પ્રવેશ થવા દેતા નથી એટલું જ નહિ, પણ કેટલાક ધંધાઓ જેવા કે મિલમાં વણાટ વગેરે કામ તેમજ હાથના હુન્નર વગેરે જે સ્ત્રીઓના જ ઘણા કાળથી ગણાતા આવ્યા છે તેમાંથી પણ તેમને દૂર કરવા ઇચ્છે છે. કોઇ એમ ધારતું અથવા કહેતું હોય કે મજુરવર્ગની તેમ સ્ત્રીઓની લડત ઘણી વખત એક સાથે જોવામાં આવે છે એ વાત એમ બતાવે છે કે તે બન્ને એક છે, તો તેમને એટલું જ કહેવું જોઇએ છીએ કે એનું કારણ માત્ર એ સમાજનું જીવંતપણું છે.*

આ બન્ને હીલચાલ દેખાવમાં એક સરખી છે પણ તેમના હેતુમાં ભિન્નત્વ છે એ વાતની પૂરી ખાત્રી એક બીજી વાત ઉપરથી પણ થાય છે. પુરૂષોમાંની મજુરવર્ગની હીલચાલ છેક ગરીબ અને અંગમહેનત કરનારા માણસો જેમને સમાજમાં ઉભી થયેલી નવી પરિસ્થિતિને અંગે બહુ હાડમારી ભોગવવી પડે છે અને જેમને માટે એ હાડમારી વધતી રહે તો નાશ થવાનો ભય પણ રહે છે, તેમ-

* એ સમાજમાં જીવન છે તેથી તેમાંના પુરૂષો તેમજ સ્ત્રીઓ પોતાના હક વગેરે સમજીને તેને માટે માગણી કરે છે.

નામાં ઉભી થયેલ છે. પણ સ્ત્રીઓની હીલચાલ મ્હોટે ભાગે સમાજના જે ધનવાન કે શિક્ષિત કે માનસિક કાર્ય કરનારા લોકોની સ્ત્રીઓ કામ વગરની થઇ જવાથી અધોગતિને પામે છે અને જેને આખરે વિલાસી પરાધીનતા ભોગવવી પડે છે, તેમનામાં જ જોવામાં આવે છે. અત્યારના કાળની સ્ત્રીઓના સ્વાતંત્ર્યની હીલચાલ સમાજના ઉપલા વર્ગોની સ્ત્રીઓએ જ પોતે કામ વગરની થઇ જઈ અધોગતિ ન પામે એવા હેતુથી જ કાઢી છે, અને તેમાંની કેટલીક તો તેમને અત્યારે જે શારીરિક સુખ અને એશઆરામ મળે છે તેનો પૂર્ણ ભોગ આપવા પણ તત્પર થયેલ છે. પુરૂષોની મજુરવર્ગની હીલચાલ આ બાબતમાં આથી તદ્દન ઉલટી છે અને તેનું લક્ષ્ય મ્હોટે ભાગે પાર્થિવ છે. અલબત્ત અહિં એ કહેવાનો ભાવાર્થ નથી કે એ હીલચાલમાં નૈતિક તત્ત્વ રહેલું નથી, કારણ કે જેટલા પ્રમાણમાં એ હીલચાલ ગરીબ માણસોને અતિ હાડમારીમાંથી બચાવે છે તેટલે અંશે તે તેમને અધોગતિમાં પડતાં અટકાવે છે અને તેટલા પૂરતી તે સામાજિક કલ્યાણ માટે પૂર્ણ રીતે આવશ્યક છે. તેમ અહિં એમ પણ કહેવાનો હેતુ નથી કે સ્ત્રીઓની હીલચાલ કેવળ નૈતિક છે. એ ખરૂં છે કે તેમાં અત્યારે સ્ત્રીઓને કેટલોક ભોગ આપવાનો છે, પણ આખરે જો એ હીલચાલ સફળ થાય તો તેથી આખી સ્ત્રીજાતનું તેમજ મનુષ્યજાતનું ઐહિક કલ્યાણ પણ થવા ઘણો સંભવ છે.

આ બાબતમાં હિંદુસ્થાનમાં જે સ્થિતિ છે તેનો વિચાર કરતાં કેટલાક લોકો એમ માને છે કે આજકાલ ઉભી થતી સ્ત્રીઓની હીલચાલ આપણા લોકોની રાજકીય લડતનું જ એક અંગ છે. આ પણ એક મ્હોટી ભૂલ છે. જેમ યુરોપમાં સ્ત્રીઓની હીલચાલને મજુરવર્ગની હીલચાલ સાથે કશો સંબંધ નથી, તેમ અહિં પણ સ્ત્રીઓની હીલચાલને રાજકીય ચળવળ સાથે કશો સંબંધ નથી. સ્ત્રીઓને પરાધીન કરવાનાં જે કારણો યુરોપમાં ઉભાં થયાં છે તે જ આપણે ત્યાં ઉભાં થતાં જાય છે, અને સ્ત્રીઓ એ સમજતાં પોતાની સ્વાધીનતા પાછી

પ્રાપ્ત કરવા સ્વાભાવિક રીતે પ્રયત્ન કરે છે. એ ખરૂં છે કે આપણે ત્યાં એ બાબતમાં જે પ્રયત્ન થાય છે તે બહુ જ થોડા પ્રમાણમાં થાય છે અને હજુ એના સંબંધમાં ઘણું વધારે કરવાની જરૂર રહે છે. આ કરવા માટે સ્ત્રીઓએ પોતાના સ્વાર્થ તેમ જ સુખનો ભોગ આપવા તત્પર થવું જોઇએ છીએ. સ્ત્રીઓના સ્વાતંત્ર્યની હીલચાલ એ માત્ર આર્થિક કે રાજકીય હીલચાલ નથી, પણ નૈતિક અને ધાર્મિક હીલચાલ છે અને એ નજરે જોતાં તે એક મહાન ધર્મરૂપ બનવી જોઇએ.

એ હીલચાલ ગમે તેવા ન્હાના અથવા અપૂર્ણ સ્વરૂપમાં હોય, પણ તેમાં તેમનું પોતાનું, સહુ સ્ત્રીઓનું અને આખી મનુષ્યજાતિનું પરમ હિત સમાયું છે એ કારણથી સ્ત્રીઓ પોતાની સ્વાધીનતા પ્રાપ્ત કરવા માટે જે કાંઈ ન્હાનાસુના પ્રયત્ન કરે છે તે પવિત્ર અને અતિ અગત્યના બને છે. આ કારણથી જ સ્ત્રીઓ કેટલીકવાર પુરૂષોએ તેમની સ્વાધીનતા છીનવી લીધી છે એવો તેમનો વગર વિચાર્યે દોષ કાઢે છે એ હાસ્યજનક અને નિંદ્ય નહિ પણ સમાજમાં ચાલી રહેલી ઉથલ-પાથલનું સૂચક બને છે. આ હિલચાલમાં રહેલા આ ધાર્મિક તત્ત્વને લીધે જ કોઈ સ્ત્રી લગ્ન ન કરવું અને દાસિત્વ ભોગવીને પણ સ્વાધીન રહેવું એવો નિશ્ચય કરે અને સુખી સ્થિતિ છોડી દુઃખી સ્થિતિ ગ્રહણ કરે તો તે એક પ્રકારની ઘેલછા નહિ પણ મહાન્ આત્મભોગ બને છે. વળી કોઈ સ્ત્રી પોતાનો પતિ જે કુચાલનો હોય અને એક કરતાં વધારે સ્ત્રીને રખાત તરીકે રાખવા ઇચ્છતો હોય તેને ત્યજી ગરીબી ગ્રહણ કરે, અને પોતાની જાતમહેનતથી પોતાનું ગુજરાન પવિત્ર રહી કરે તો તે આ કારણથી જ અતિ સ્તુત્ય ગણાવું જોઇએ. વળી કોઈ સ્ત્રીઓ ફૅશનના પ્રવાહમાં ન તણાય અથવા ધનવાન હોવા છતાં સાદાઇથી રહે અને ઘરનું કામકાજ પણ કરતી રહે તો તેમને એ હીલચાલમાં રહેવા આ ઉંચા તત્ત્વને લીધે જ ધન્યવાદ આપવો જોઇએ છીએ.

સ્ત્રીઓ પોતાની આત્મિક સ્વાધીનતા જાળવી રાખે તો તેથી તેમને પોતાને તેમ જ બધી સ્ત્રીઓને અને આખી મનુષ્યજાતિને મ્હોટો લાભ છે એ કારણથી જ, કોઈ સ્ત્રી પોતાના શરીર કે મનની શક્તિઓ વધારવા પ્રયત્ન કરે અને કોઈ પણ કામ કે કસરત કે અભ્યાસમાં પોતાના તનમનથી લાગી જાય તો તે તેને માટે એક મહત્કાર્ય ગણાવું જોઇએ છીએ. સ્ત્રીઓની સર્વત્ર પ્રસરતી પરાધીનતામાં લગ્ન કે પુનર્લગ્ન ગમે તેવું સારૂં હોય તો પણ ન કરવું અને પૂર્ણ રીતે પવિત્ર રહી સમાજની જે બને તે ન્હાની કે મ્હોટી સેવા કરવી એવો કોઇ સ્ત્રી નિશ્ચય કરે તો તે સ્ત્રીઓની આ મ્હોટી હીલચાલના અંશ તરીકે અતિ ઉચ્ચ ધાર્મિક કાર્ય ગણાવું જોઇએ, અને તે સ્ત્રી સંન્યાસીની ગણાવી જોઇએ. યુરોપ અને અમેરિકામાં હાલ ઘણી સ્ત્રીઓ આવા જ કારણથી લગ્ન કરતી નથી. તેમને માટે લગ્ન વગર રહેવું એ દુઃસહ છે એ ખરૂં છે, અને કદાચિત્ સ્ત્રીઓને માટે એ સ્થિતિ પુરૂષોને માટે હોય છે તે કરતાં વધારે દુઃસહ છે, પણ તેમને તેમ કરવાનું સામર્થ્ય આ હીલચાલના પાયારૂપ રહેલા મહાન હેતુથી પ્રાપ્ત થાય છે. આ સ્થિતિમાં સ્ત્રીઓને જે મ્હોટો આત્મભોગ આપવો પડે છે તે તેમનું પોતાનું માતૃત્વ જે સ્ત્રીત્વના પરમ ફળ રૂપ છે તેનો ભોગ છે અને તે પણ આ સ્ત્રીઓ ખુશીથી આપે છે. એમ કરવામાં તેમને એ જ માત્ર સાંત્વન છે કે તેઓ બીજી સ્ત્રીઓને માટે સ્ત્રીત્વ અને માતૃત્વ વધારે સરલ બનાવે છે. કોઇ પણ સ્ત્રી નવા કાર્યક્ષેત્રમાં પ્રવેશ કરવા માટે કોઈ પણ પ્રયત્ન કરે તો તેને આ કારણથી જ ભગિરથ પ્રયત્ન સમજવો જોઇએ છીએ.

સ્ત્રીઓની હીલચાલમાં રહેલું આ ધાર્મિક અને નૈતિક તત્ત્વ અને તેના પરિણામે થનારૂં આખી મનુષ્યજાતિનું કલ્યાણ સર્વ જાતિ, પ્રજા અને દેશની સ્ત્રીઓને તેમની સ્વાધીનતા પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં એક કરે છે અને તેમને પરસ્પર પ્રેમથી જોડે છે. સ્ત્રીઓની છૂટી છૂટી વ્યક્તિઓ કે તેમનાં ન્હાનાં મ્હોટાં મંડળો તેમનો આ સ્વાધી-

નતા પ્રાપ્ત કરવાના જૂદા જૂદા પ્રયત્નમાં નિષ્ફળ જાય અથવા તેમના પ્રયત્નો આડે માર્ગે જાય, તોપણ સર્વત્ર સ્ત્રીઓનો જે પ્રયત્ન આ દિશામાં થઇ રહ્યો છે તે આ યુગના ભગિરથમાં ભગિરથ પ્રયત્નોમાંનો એક છે. જેમ કોઇ લશ્કરના સીપાઇઓ છૂટા છૂટા થઈ એકલા જતા હોય ત્યારે તેમનું એક સામટું સામર્થ્ય જોવામાં આવતું નથી અને એ તો જ્યારે બધા એકત્ર થાય છે ત્યારે જ ખરેખરૂં જોવામાં આવે છે, તેમ સ્ત્રીઓના સામર્થ્યનો ખરો ખ્યાલ સ્ત્રીઓ જૂદા જૂદા દેશમાં જે બધા પ્રયત્ન કરી રહી છે તે જોઇને જ આવી શકે તેમ છે.

આધુનિક કાળમાં સ્ત્રીઓની જે સ્થિતિ થઇ છે અને થતી જાય છે તેનાં જે જે કારણો છે અને એ સ્થિતિ દૂર થવાથી તેમને શા શા લાભ છે એ બધું બરાબર જાણનાર સ્ત્રીઓ તો હજારોએ એક પણ નહિ હોય પણ તેથી તેમને નાશીપાસ થવાનું કાંઇ કારણ નથી. જેમ કોઇ લશ્કરમાં હજારો સીપાહીઓમાં ભાગ્યે જ એક એવો હોય છે જે પોતાના દેશનો બધો ઇતિહાસ અને અમુક યુદ્ધ શા માટે કરવું કે ન કરવું વગેરે વાતો બરાબર જાણે છે, અને એમ છતાં એ બધા પોતાના દેશ માટે પ્રાણ આપવા તૈયાર થાય છે, તેમ સ્ત્રીઓએ પણ પોતે બધું ન જાણતી હોય છતાં પોતાના તેમ આખી મનુષ્યજાતિના કલ્યાણ માટે પોતાનો ભોગ આપવા તૈયાર થવું જોઇએ છીએ.

સ્ત્રીઓએ જે મુખ્ય વાત યાદ રાખવાની અને બરાબર સમજવાની છે તે આ છે:–દર પેઢીએ આખી મનુષ્યજાતિને સ્ત્રી જાતના શરીરમાંથી ઓતણીમાંથી નીકળે તેમ નીકળવું પડે છે, અને સ્ત્રીનું ગર્ભદ્વાર જેમાંથી જન્મ વખતે બાળકના મસ્તકને નીકળવું પડે છે તે હમેશને માટે તે મસ્તકનું માપ નિશ્ચિત કરે છે, તેમજ કોઈ પણ કાળની સ્ત્રીઓની શારીરિક અને માનસિક શક્તિ કે અશક્તિ અને તેની લાગણીઓની તીવ્રતા કે મંદતા તુરતમાં ઉત્પન્ન થનારી ભવિષ્યની પ્રજાની જૂદી જૂદી શક્તિઓની મર્યાદા આંકે છે, અને એ પ્રજા એ

મર્યાદાનું ઉલ્લંઘન કરી શકતી નથી. આ મુદ્દાની વાત જે સ્હેલાઇથી સમજાય એવી છે તે પણ ઘણી સ્ત્રીઓ પોતાની બુદ્ધિથી બરાબર ન સમજતી હોય એ અસંભવિત નથી. પૃથ્વી ઉપર માનવસમાજની જે પ્રગતિ નિરંતર થતી જાય છે અને જે વતી ભવિષ્યકાળમાં થનારી પ્રજા, જેટલે અંશે આધુનિક કાળના મનુષ્યો છેક જંગલી અવસ્થાના મનુષ્યો કરતાં પોતાના બુદ્ધિબળ અને પ્રેમની ભાવનામાં ચઢીઆતા છે તેટલે જ અંશે, આજની પ્રજા કરતાં વધારે ચઢીઆતી થવાની છે એવી જે ઘણા લોકો આશા રાખે છે તે એક જ રીતે ફળીભૂત થાય તેમ છે, અને તે એ છે કે પુરૂષો તેમ જ સ્ત્રીઓ જે મનુષ્યજાતિનાં એકસરખાં અર્ધાંગ છે તે બન્ને એક સાથે અને એક સરખી રીતે આગળ વધવાં જોઇએ. આ ગૂઢ પણ દેખીતું સત્ય થે થોડીજ સ્ત્રીઓ પોતાની બુદ્ધિથી બરાબર સમજી હોય એમ દેખાય છે. જે મનુષ્યજાતિની આદિ અવસ્થામાં માણસોને દસ લગી ગણતાં આવડતું ન હતું, અથવા વિચાર કરી શકતાં ન હતાં, અથવા સામાજિક લાગણી અનુભવી શકતાં ન હતાં, તે આગળ વધતાં વધતાં યાજ્ઞવલ્કય, મૈત્રેયી, શંકરાચાર્ય, રામમોહનરાય કે પંડિતા રમાબાઇ જેવાં સ્ત્રી પુરૂષો ઉત્પન્ન કરે છે. આનું કારણ માત્ર એ છે કે પ્રગતિમાં સ્ત્રીઓ અને પુરૂષો એ બન્ને સરખો ભાગ લે છે. હવે જો એજ રીતે મનુષ્યજાતિને આગળ વધતું રહેવું હોય તો સ્ત્રીપુરૂષ બન્નેએ સરખી ગતિ કરવી જોઇએ છીએ. જો એ બેમાંથી એક પાછળ રહી જાય તો ખરી પ્રગતિ ઘણી મુશ્કેલ છે અથવા અસંભવિત છે. જેમ અત્યારે આરબ લોકોમાં પુરૂષોમાં જે કેટલાક ગુણો છે તે તેમની સ્ત્રીઓમાં પણ જોવામાં આવે છે, તેમ કોઈ સુધરેલા દેશમાં રોબર્ટ બ્રાઉનિંગ, શેક્સપીયર અને પ્લેટો જેવા પુરૂષો ઇલિઝાબેથ બ્રાઉનિંગ, રાણી ઇલિઝાબેથ કે સાફો જેવી સ્ત્રીઓ વગર સંભવી શકતા નથી. એજ પ્રમાણે ભવિષ્યમાં અનેક અને અસંખ્ય સ્ત્રીપુરૂષો ઉત્તમ થાય અથવા આખી મનુષ્યજાતિ ઘણી આગળ વધે એવી આશા આપણે

રાખતા હોઇએ તો સ્ત્રીવર્ગ તેમજ પુરૂષવર્ગ એ બન્નેએ એક સાથે પ્રયાણ કરવું જોઇએ. પુરૂષવર્ગ અને સ્ત્રીવર્ગ પરસ્પર સહાય ન કરે અને એમને બન્નેને આગળ વધવા માટે બીજાથી ઉત્તેજન ન મળે તો તેમની એટલે આખી મનુષ્યજાતિની પ્રગતિ થવાનો સંભવ બહુ ઓછો છે. કોઇ વાર એમ બને કે સ્ત્રીઓ કે પુરૂષો એક બીજાથી પાછળ રહી જાય, પણ આ થોડા જ કાળ માટે હોવું જોઇએ. તેમ એ બન્ને વચ્ચેનું અંતર બહુ મ્હોટું રહેવું જોઇએ નહિ. જ્યાં આ પ્રમાણે નથી થતું ત્યાં આખી સમાજની અધોગતિ થાય છે એ નિઃશંક છે. "જેવી માતા તેવાં તેનાં બાળકો" એ શાશ્વત નિયમ એકાદ બે પેઢીમાં તો તેના પરિણામમાં પૂરી રીતે પ્રકટ થાય છે એવી સાક્ષી આખો ઇતિહાસ આપે છે. કોઈ એમ માનતું હોય કે સ્ત્રીજાત પુરૂષોની સાથે જીવનના માર્ગમાં પ્રયાણ કરતી કરતી તેની અત્યારની સ્થિતિમાં આવીને તેના અંતિમ લક્ષ્ય સ્થાને આવી પહોંચ છે અને હવે ત્યાંથી આગળ વધવાની નથી, એટલે સ્ત્રીની જે વિલાસી પરાધીનતા અત્યારે થઇ છે તેમાં તે હમેશને માટે રહેવાની છે અને પુરૂષો પણ તેમની અત્યારની સ્થિતિમાં જ રહેવાના છે, તો તેણે એમ સમજવું જોઇએ કે આ સ્થિતિ કાયમની નથી અને તેનું પરિણામ આખી મનુષ્યજાતિના વિનાશ સિવાય બીજું કશું નથી. જે સ્થિતિ અત્યારે છે તેમાં કાંતો સુધારો થવો જોઇએ છીએ અથવ વિશેષ બિગાડ થવો જોઇએ છીએ. એ સ્થિતિ એની એ રહે એ કોઇ પણ રીતે સંભવિત નથી. એ ખરૂં છે કે આ બધી વાતનું પૂ ભાન ભાગ્યે જ કોઇ સ્ત્રીને હશે, તોપણ સ્ત્રીઓની હીલચાલમાં કા કરનારી કોઇ પણ અતિ મંદમાં મંદ બુદ્ધિવાળી સ્ત્રીને પણ કંઈ ઝાંખી તો થઈ જ હોય છે. તેનામાં સ્ત્રીવર્ગની સ્થિતિ સુધારવ સંબંધી કાર્ય કરવાનો જે વિચાર છે અથવા તે જે કંઈ કરે છે આવા સ્હેજ પણ ભાનને લીધે છે. તેનું કાર્ય માત્ર પોતાને અથવ બીજી સ્ત્રીઓને થતા ન્હાના ન્હાના અન્યાય દૂર કરવા પૂરતું

હોય, પણ તેને એમ લાગે છે કે એ અન્યાય કોઇ મ્હોટા અન્યાયના એક અંશરૂપ છે. તેમ તે સ્ત્રીજાતિનું જે કંઈ ભલું કરવા ઇચ્છતી હોય તે આખી સ્ત્રીજાતિના તેમ મનુષ્યજાતિના પરમ કલ્યાણની સ્થિતિના એક અતિ અલ્પ અંશરૂપ છે અને તે સ્થિતિ પ્રાપ્ત કરવામાં સાધનરૂપ છે એવું ભાન તેને કંઈક અંશે રહે છે.

અહિં જે બધું કહેવામાં આવ્યું છે તે સ્ત્રીઓની હીલચાલમાં કાર્ય કરનારી સાધારણ સ્ત્રીએ પણ સમજવું જોઇએ છીએ, પણ તે સમજતી નથી અને પોતાના હક માગવાના સંબંધમાં એવી દલીલો રજુ કરે છે કે જે બહુ મુદ્દાની હોતી નથી, જેથી કેટલાક એમ માને છે કે સ્ત્રીઓની હીલચાલ નિર્જીવ છે અને તે ઘણું કરીને નિષ્ફળ જશે. પણ આ માન્યતા ભૂલભરેલી છે. એ તો ઉલટું એમ બતાવે છે કે સ્ત્રીઓની હીલચાલે પોતાનાં મૂળ બહુ ઉંડાં નાંખ્યાં છે અને તેની શાખાઓ સર્વ દિશાઓમાં ફુટી નીકળી છે. આ બાબતમાં તે પૃથ્વી ઉપરની ધાર્મિક અને સામાજિક મ્હોટી હીલચાલોના સરખી જ છે. જ્યારે જ્યારે આવી હીલચાલો આવે છે, ત્યારે ત્યારે સમાજનાં બધાં માણસો એનું પૂરેપૂરૂં સ્વરૂપ સમજતાં ન હોય તોપણ તેમાં થોડો કે વત્તો ભાગ લે છે અને તેથી તેમના જીવન ઉપર અસાધારણ અસર થાય છે. આ જાતની હીલચાલો તર્કશાસ્ત્રના નિયમ ઉપર રચાવામાં આવતી નથી. એનાં મૂળ સામાજિક તેમ વ્યક્તિગત જીવનમાં ઉંડા ઉતરેલાં હોય છે અને તેથી જીવનના પ્રત્યેક પ્રદેશમાં થોડા કે વધારે અંશે જોવામાં આવે છે. સામાન્ય માણસો આવી હીલચાલનું પૂર્ણ સ્વરૂપ જોઇ કે સમજી શકતા નથી. ઘણી વખત તો આવી હીલચાલના નેતાઓ તેમનું ખરૂં સ્વરૂપ બરાબર જાણતા નથી. તેમને પણ બીજા લોકોની માફક કોઇ એક વસ્તુની મ્હોટી જરૂર જણાય છે, અને તેમનામાં કલ્પનાશક્તિ, બુદ્ધિ, કાર્યશક્તિ વગેરે વિશેષ હોવાથી તેમને એ જરૂર વિશેષ પ્રમાણમાં જણાય છે, અને તેઓ એ પૂરી પાડવાનો પ્રયત્ન પણ બહુ મ્હોટો કરી શકે છે. આ

કારણથી તેઓ નેતૃત્વ લે છે અને બીજાઓ તેમના કહેવા પ્રમાણે કરે છે. આવી હીલચાલો લાંબા કાળ સુધી ચાલે છે. અને તેન્ પરિણામ ઘણું મ્હોટું આવે છે. એનું કારણ માત્ર એજ છે કે એન મૂળ બહુ ઉંડાં છે.

જે હીલચાલ કોઇ એકાદ વ્યક્તિએ કે એકાદ ન્હાના મંડર ઉત્પન્ન કરી હોય છે તેનાં મૂળ સ્વાભાવિક રીતે બહુ ઉંડા ઉતરત નથી. જેથી એ વ્યક્તિ કે મંડળ દૂર થતાં એનો અંત આવી જાય છે દાખલા તરીકે સીકંદર જેવો કોઈ મહાન વિજેતા એશિયા અને ; કાળના યુરોપના સહુથી આગળ વધેલા દેશને એક કરવાનો પ્રયત્ન ક એ સ્વાભાવિક છે, પણ એ પ્રયત્નનું મૂળ તેની પોતાની જ ઇચ્છા અ મહત્વાકાંક્ષામાં રહેલું હોવાથી તે દૂર થતાં એ કાર્યનો પાયરો જ અ આવી જાય છે. નેપોલિયનના કાર્યનું પણ તેમ જ થયું હતું. પણ ફ્રાં દેશમાં જે અસાધારણ ઉત્ક્રાંતિ થઈ હતી તેનાં મૂળ સમાજના જીવન એટલાં બધાં ઉંડાં ઉતર્યા હતાં કે નેપોલિયન જેવા મહાન નરે તેને દા દેવા પ્રયત્ન કર્યો, તોપણ તે તેમાં ફાવ્યો નહિ એટલું જ નહિ પ એનું બીજ આખા યુરોપમાં રોપાયું અને તેનું પરિણામ પણ ઘ આવ્યું. આજે સોસ્યાલિઝમ વગેરે જે હીલચાલો ચાલી રહેલ છે પણ કોઇ વ્યક્તિઓએ ઉત્પન્ન કરેલી નથી, પણ આખી સમાજ સ્થિતિના મહાન પરિવર્તનમાથી ઉદ્દભવી છે, જે કારણથી તે આ સર્વત્ર થોડા કે વધારે પ્રમાણમાં પ્રસરતી જોવામાં આવે છે. સ્ત્રીઓ હીલચાલ પણ આ જાતની છે, અને અમુક અંશે તો તે આ સામાજિ હીલચાલો કરતાં વધારે ધાર્મિક અને નૈતિક છે. આગળ કહેવાયું તેમ આ હીલચાલ એક મ્હોટા ધર્મરૂપ છે, અને એ એવા ભાવથી ચલાવવી જોઇએ. આપણા દેશમાં પ્રથમથી જ એટલે લગભ અઢી હજાર વર્ષ થયાં ધર્મસુધારણા થતી આવે છે, અને ગૌતમબુ મહાવીર, શંકરાચાર્ય, નાનક, કબીર, ગૌરાંગ, રામદાસ, રાજા રા મોહનરાય, કેશવચંદ્ર, દયાનંદ વગેરેએ સમાજને પ્રકાશ આપી સન્મ

ચદાવી છે, તેમ જ સ્ત્રીઓએ આજે તેમ ભવિષ્યમાં કેટલાક કાળ સુધી કરવાનું છે અને તેઓ આ હીલચાલમાં એવા ભાવથી કામ કરશે તોજ તે સફળ થશે અને તેથી તેમનું તેમ જ આખી મનુષ્ય-જાતિનું કલ્યાણ થશે.

આધુનિક કાળની સ્ત્રીઓની હીલચાલની શરૂઆત તેનાં કારણ વગેરેનો પૂરો વિચાર કર્યા પછી કરવામાં આવી નથી. વળી તે જૂદા જૂદા વખતે અને જૂદે જૂદે ઠેકાણે જૂદા જૂદા અને કેટલીક વાર પરસ્પર વિરોધી સ્વરૂપમાં જોવામાં આવે છે, અને એ હીલચાલમાં ભાગ લેનારી ઘણી સ્ત્રીઓને તેમનું એ કાર્ય કરવાનું કારણ કેટલીક વાર માત્ર વ્યક્તિગત મુશ્કેલીઓમાથી જ ઉત્પન્ન થયેલું હોય છે, જેથી તેઓ આ હીલચાલનું મૂળ શામાં છે કે તેનું લક્ષ્ય શું છે એ બરાબર કહી શકતી નથી. આ બધાં કારણથી એમ સમજવાનું નથી કે આ હીલચાલ પૃથ્વી ઉપરની મ્હોટી ધાર્મિક અને સામાજિક હીલચાલો જેવી નથી, પણ એથી એટલું જ સિદ્ધ થાય છે કે એનાં મૂળ વ્યક્તિગત તેમ સામાજિક જીવનમાં ઉંડા ઉતર્યા છે અને તે આખા જીવનમાં ઓતપ્રોત છે.

આ હીલચાલ કેટલીક વાર સામાજિક અને રાજકીય કાર્યમાં સ્ત્રીઓને પોતાનો યોગ્ય હિસ્સો મળવો જોઇએ એવી સબળ માગણીનું સ્વરૂપ લેતી જોવામાં આવે છે. કેટલીકવાર એનું સ્વરૂપ પોતાને સુધારવાના સ્ત્રીઓના દઢ પ્રયત્નમાં દેખાય છે. વળી કોઇ દેશમાં એને અંગે સ્ત્રીઓ પોતાની મહેનત મજુરીનું વેતન પુરૂષની માફક જ તેમને મળવું જોઇએ એવી માગણી કરે છે. કોઇ ઠેકાણે સ્ત્રી પુરૂષોનો પરસ્પર લગ્ન વગેરેનો સંબંધ કેવો જોઇએ તેના વિચારમાં એ જોવામાં આવે છે. કેટલીક વાર એનું સ્વરૂપ માત્ર છૂટી છૂટી વ્યક્તિઓના પોતાના સ્વાતંત્ર્ય પામવાના પ્રયત્નમાં જ જોવામાં આવે છે, અને કવચિત્ કવચિત્ સ્ત્રીઓ પોતાની આવી દશા કેમ થઇ છે અને તે કઈ રીતે દૂર થઈ શકે તેનો ઉંડો વિચાર

કરે છે એ વાતમાં આ હીલચાલ જોવામાં આવે છે. આ બધી વિવિધતા તેમ સામાન્ય સ્ત્રી પોતાના જ ન્હાના ક્ષેત્રમાં શું થવું જોઇએ એ બાબતના વિચારમાં મશગુલ રહે છે એ વાત આ હીલચાલની દુર્બળતા નહિ પણ તેનું જોર બતાવે છે. આ હીલચાલ ગમે તે સ્વરૂપમાં દેખાય અને ગમે તે દિશામાં કામ કરે પણ તેનું લક્ષ્ય એક જ છે, અને તે એ છે કે સ્ત્રીઓ પુરૂષોનાં વિલાસનાં રમકડાંરૂપ ન રહે પણ જ્ઞાનવતી અને અધિક પ્રમાણમાં કાર્ય કરતી થાય. જેમ માતાના ગર્ભમાં ધીમે ધીમે બાળકનો આકાર બંધાય છે, તેમ આ હીલચાલનું ખરૂં સ્વરૂપ કાળના ગર્ભમાં બંધાતું આવે છે અને તે એવી થતી આવે છે કે દુનિયાની મ્હોટી ધાર્મિક હીલચાલો જોઇને માણસોને કહેવું પડ્યું છે તેમ તેને જોઇને કહેવું જ પડે કે "આ કાંઈ માણસની હીલચાલ નથી, પણ પ્રભુની છે."

તાજમહેલ જેવા અતિ સુંદર ઇમારત કઈ રીતે ચણાઇ હતી? એ ખરૂં છે કે આ ઇમારત ચણતાં પહેલાં કોઈ મ્હોટા શિલ્પીએ તેનો આખો નકશો પોતાના મનમાં તેમ બહાર ચિતરી રાખ્યો હતો અને તે પ્રમાણે બધું કાર્ય કરવામાં આવ્યુ હતું. પણ આ સિવાયનું બધું કામ જૂદા જૂદા શિલ્પીઓએ અને મજુરોએ છુટું છુટું કર્યું હતું, અને તેમના કામનું શું પરિણામ આવશે તેનો તેમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. ધીમે ધીમે જૂદા જૂદા ભાગ પણ રચાવા લાગ્યા અને આખરે ઉપરનો ઘૂમટ પણ પૂરો થયો. ત્યાર પછી અંદરનું અતિ સુંદર કોતરકામ કરવામાં આવ્યું અને આખરે દેવોને પણ જોઇને અતિ આનન્દ ઉત્પન્ન થાય એવી એક પૂર્ણ ઇમારત ઉભી થઈ. એ કરતાં વર્ષો લાગ્યાં અને હજારો માણસોને કામે લાગવું પડયું. પણ આખરે એ બધાની મહેનત તેમ તેના ઉપર કરેલો ખર્ચ વગેરે પૂર્ણ રીતે સફળ થયાં. સ્ત્રીઓની હીલચાલ પણ આવા જ પ્રકારની છે. એ એટલી બધી મોટી છે કે તેનું ખરૂં સ્વરૂપ તો કોઇ પણ સમજ્યું નથી. પણ સહુને એમ કંઈક ભાન તો છે જ કે તેઓ

જે કંઈ ન્હાનું મ્હોટું કાર્ય કરે છે તેનું પરિણામ આખી મનુષ્ય-જાતિના પરમ કલ્યાણુના રૂપમાં આવવાનું છે. આવા કંઇક હેતુ કે ઉદ્દેશથી તેમને તેમના કાર્ય કરવામાં ઉત્તેજન મળે છે, અને તેઓની મહેનત નિષ્ફળ જાય અથવા સમાજ તરફથી તેમને તિરસ્કાર મળે તોપણ તેઓ જરા પણ નિરાશ થયા વગર કે પાછા હઠયા સિવાય પોતાને જે કંઈ કરવાનું છે તે કર્યે જાય છે.

એ ખરૂં છે કે જે સ્ત્રીઓ પોતાની ઉંડી વિચારશક્તિ વડે સ્ત્રીઓના આ જમાનાનાં દુઃખો અને તે દૂર કરવાના તેમના પ્રયત્નોનો ખરો અર્થ કંઈક અંશે સમજે છે, અને એ પ્રયત્નો સફળ થતાં સ્ત્રીઓનું તેમ જ આખી મનુષ્યજાતિનું તેથી કેટલું કલ્યાણ થવાનું છે એ પોતાની દીર્ઘદ્રષ્ટિથી જોઈ શકે છે તેમને માટે, પછી ભલે તેઓ પોતે એ કલ્યાણનો અનુભવ કરી ન શકે તોપણ, પોતાનો સુખનો ત્યાગ કરવો અને દૃઢ નિશ્ચયથી એ સ્થિતિ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો એ બહુ મુશ્કેલ નથી. પણ જેમનામાં આવી વિચારશક્તિ કે દીર્ઘદ્રષ્ટિ નથી અને જેમને પોતાના ન્હાના મ્હોટા પ્રયત્નોનું પરિણામ કંઇક સારૂં આવવાનું છે એટલું જ માત્ર ભાન છે; જે સ્ત્રીઓ રાજકીય કે શહેર સુધરાઇના કાર્યમાં અમુક ભાગ માગે છે, અથવા સ્ત્રીઓને સમાન હક મળવા જોઇએ એવી તેનો ખરો અર્થ શું છે એ સમજ્યા વગર માત્ર માગણી કરે છે; અથવા પતિપત્નીના સંબંધમાં સુધારો થવો જોઇએ એવું કહે છે અને પોતાના વિચાર પ્રમાણે થોડે કે વધારે અંશે એ બાબતમાં આચરણ પણ કરે છે; જે બધી સ્ત્રીઓ આવી રીતે એક કે બીજી દિશામાં કાર્ય કરે છે અને જેમના પ્રયત્નો ઘણી વખત નિષ્ફળ જાય છે અથવા ભાગ્યે જ એકાદ વખત અને તે પણ બહુ નજીવી રીતે સફળ થાય છે, તેમને માટે સ્ત્રીઓની ખરી સ્વાધીનતા પ્રાપ્ત કરવા સારૂ અવિશ્રાંત પ્રયત્ન કરવો એ અશક્ય અથવા અતિ મુશ્કેલ છે. એમ છતાં આ બધી અસંખ્ય સ્ત્રીઓના ભાંગ્યાતુટયા, ન્હાનાસુના, વાંકાચુંકા પ્રયત્નોને લીધે જ એક

દિવસ એવો આવશે કે જ્યારે સ્ત્રીઓ સમાજજીવનમાં પોતાનું યોગ્ય સ્થાન લેશે અને પોતાના જીવનને તેમ જ આખી મનુષ્યજાતિના જીવનને અતિ સુંદર બનાવશે.

બધાં મ્હોટાં કાર્યોની શરૂઆત આવી જ રીતે થાય છે જેથી સ્ત્રીઓએ પોતાને પોતાના ખરા સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં ગમે તેટલી નિષ્ફળતા મળે તોપણ જરા પણ ગભરાવું અથવા નિરાશ થવું જોઈતું નથી. આખી સૃષ્ટિનો નિયમ આવો જ કંઇક છે કે અતિ મહાન વસ્તુઓનું આદિ સ્વરૂપ બહુ અધુરૂં અને અપૂર્ણ હોય છે. સૂર્ય, તારાઓ, ગ્રહો, ચંદ્રો વગેરે સહુ તેમની મૂળ અવસ્થામાં માત્ર એક પ્રકારની વરાળ કે ઉષ્ણ હવારૂપ હતા, પણ તે વરાળમાં જીવનનું જે બીજ રહ્યું હતું તેને લઇને તે ધીમે ધીમે જૂદા જૂદા આકાર પકડવા લાગી અને આખરે તેમાંથી આવી પરમ સુંદર વસ્તુઓ ઉત્પન્ન થઈ. વનસ્પતિ અને પ્રાણી માત્રની સૃષ્ટિને પણ એ જ નિયમ લાગુ પડે છે અને એ જ સ્ત્રીઓના આ પ્રયત્નને લાગુ પડે છે.

જે સ્ત્રીઓ આ જાતનું કામ કરે છે અને ખાસ કરીને જે એમાં વિશેષ પડતો ભાગ લે છે તેમને કેટલીક વાર "નવા જમાનાની સ્ત્રીઓ" કહેવામા આવે છે, અને એમ કહેતાંની સાથે તેઓ કેમ જાણે આગળના કાળની સ્ત્રીઓથી છેક જૂદી હોય એમ માની લેવામાં આવે છે. પણ ખરી વાત એ છે કે આ સ્ત્રીઓમાં કંઈ વિશેષતા નથી, અથવા તેઓ પહેલાની સ્ત્રીઓ કરતાં બહુ જૂદી નથી. જે સ્ત્રીઓ માત્ર કીર્તિ કે નામના માટે નહિ પણ ખરા દિલથી સ્ત્રીજાતને પરતંત્રતા અને વિલાસી પરાધીનતામાંથી મુક્ત કરવા માટે પોતાના સુખ કે એશઆરામ કે ધનનો ભોગ આપી, અને પોતાનું જીવન પૂર્ણ રીતે પવિત્ર રાખી ઓછો કે વત્તો પ્રયત્ન કરે છે તેઓ જ આધુનિક કાળમાં સ્ત્રીનું સ્ત્રીત્વ જાળવી રહી છે. એ ખરૂં છે કે આપણે ત્યાં એટલે હિંદુસ્થાનમાં આવી રીતે કાર્ય કરતી સ્ત્રીઓ બહુ થોડી છે અને એનું કારણ કદાચિત્ એ પણ હશે કે જે સ્થિતિ

યૂરોપ અને અમેરિકામાં ઉભી થઇ છે તે આપણે ત્યાં તેટલા પ્રમાણમાં ઉભી થયેલી નથી, તોપણ જે થોડી ઘણી સ્ત્રીઓ આ પ્રદેશમાં કાર્ય કરે છે અને સાથે સાથે પોતાની પવિત્રતા જાળવી રહી છે તેઓ સ્ત્રીજાતિના ભૂષણરૂપ છે એમ માન્યા વગર છૂટકો નથી. એ સ્ત્રીઓ પુરૂષોની સાથે સાચો સહકાર કરવા માગે છે અને પુરૂષોના હાથમાં તેમને અધોગતિમાં લઈ જનાર તેમના ભોગવિલાસના માત્ર સાધનરૂપ નહિ પણ તેમના સાચા સાથી બનવા ઇચ્છે છે. તેઓ માત્ર પોતાનું જ સુખ ઇચ્છિતી નથી પણ પુરૂષોની સાથે રહી તેમના શ્રમ અને દુઃખમાં અર્ધોઅર્ધ ભાગ લેવામાં પોતાનું મહત્ત્વ સમજે છે, અને તેમાં જ પોતાનું તેમ મનુષ્યજાતિનું ખરું સુખ રહ્યું છે એમ માને છે. આ જાતની સ્ત્રીઓમાં સીતા, દ્રૌપદી, દમયંતી વગેરે સતીઓનાં સતીત્વ અને શૌર્ય અમુક અંશે રહ્યાં છે તેથી જ તેઓ કાર્યભારનો સરખો હિસ્સો લઈ પોતાની સંસારયાત્રા પૂરી કરવા માગે છે અને પુરૂષોની ખરી સહચારિણી બનવા પ્રયત્ન કરે છે. તેમનો પ્રયત્ન તેમના શુદ્ધ આર્યત્વનું તેમ જ સ્ત્રીત્વનું ભાન કરાવે છે, અને એવી સ્ત્રીઓના પોતાના તન, મન, ધન અને આત્માના ભોગ ઉપર જ ભવિષ્યની સ્ત્રીઓનું અને આખી મનુષ્યજાતિનું ખરૂં કલ્યાણ સ્થિત થશે એમાં કંઇ સવાલ નથી.

આધુનિક કાળમાં સ્ત્રીઓને આગળની સ્ત્રીઓની માફક યુદ્ધમાં જવાનું નથી તેમ બીજું કાંઇ મહાન સાહસ ખેડવાનું નથી, તેથી તેમની શક્તિઓ ખીલવવા માટે જોઇએ તેટલી તક તેમને મળતી નથી એમ કોઇ ધારતું હોય તો તેની ભૂલ થાય છે, કારણ કે આજે સ્ત્રીજાત ઉપર જે જોખમ આવી પડ્યું છે તે પ્રકારનું જોખમ તેમના ઉપર આગળ કદિપણ આવ્યું ન હતું. વળી આગળ સ્ત્રીઓ જે કાંઇ મ્હોટું કાર્ય કરતી તેમાં તેમને પુરૂષોની સહાનુભુતિ હતી અથવા તેઓ એ કાર્ય પુરૂષોની પડખે રહીને જ કરતી હતી, પણ આજે સ્થિતિ તેથી તદ્દન ઉલટી છે. અત્યારના કાળમાં ઘણી વખત એવું બને

છે કે તેમના વ્હાલામાં વ્હાલા મિત્રો, પછી તે બાપ હોય કે ભાઈ હોય, કે ભરથાર હોય પણ તેઓ જ, તેમને સુખ આપવાના ઈરાદાથી એવાં કરી મૂકે છે કે જેનું પરિણામ તેમની પૂરી પરાધીનતારૂપે જ આવે છે. આનો અર્થ એ થાય છે કે તેમના ઉપરનું અત્યારનું જોખમ તેમના પોતાથી તેમ તેમના અતિ વ્હાલાં સગાંસંબંધીઓ તરફથી ઉત્પન્ન થાય છે. આ જોખમ સૂક્ષ્મ છે જેથી તે એકદમ દેખાતું નથી, પણ તેની સૂક્ષ્મતામાં જ તેની વિશેષતા રહી છે. આ કારણથી સ્ત્રીઓને જે જાતની હિમ્મતની અત્યારે જરૂર છે તે આગળના કરતાં ઘણા વધારે ઉંચા પ્રકારની છે. એ હિમ્મત ધાર્મિક તેમ નૈતિક હોય તો જ તેઓ કંઈ પણ કાર્ય કરી શકે છે. આ કારણથી સ્ત્રીઓને આધુનિક કાળમાં જે યુદ્ધમા ઉતરવાનું છે તે આગળનાં યુદ્ધો કરતા વધારે સખ્ત છે અને તે સ્ત્રીઓ પાસે પૂર્ણ શૌર્ય માગે છે. પહેલાંના કાળમાં સ્ત્રીઓને ગુલામો તરીકે વેચાવું પડતું હતું એ ખરૂં છે, પણ એ ગુલામી દેખીતી જ હતી, જેથી સ્ત્રીઓ તેમાંથી છૂટવાને એક કે બીજી રીતે પ્રયત્ન કરતી હતી, અને કેટલીકવાર એ પ્રયત્નોમાં તેઓ ફાવતી હતી અથવા મરીને છૂટતી હતી. વળી ત્યારની ગુલામી અવસ્થા બહુ જ થોડી સ્ત્રીઓને વેઠવી પડતી. ઉપરાંત તેમની અવસ્થામાં તેમનો આત્મા ઘણી વખત સ્વતંત્ર રહેતો અને જે ગુલામો તરીકે વેચાયલી હતી તેમાંની બહુ જ થોડી સ્ત્રીઓને પોતાનો આત્મા પણ પૂર્ણ રીતે પરાધીન કરવાનું રહેતું હતું. આજે જે બેડીથી સ્ત્રીઓ બંધાય છે તે સોનાની હોવાથી તેમને અને સહુને સારી લાગે છે અને તેનું બંધન એક જાતની મુક્તિ જેવું ભાસે છે. આવા અજ્ઞાનથી એ અનિષ્ટ અવસ્થા વધારે અનિષ્ટ બને છે. વળી આજે માત્ર અમુક જ સ્ત્રીઓને ગુલામી ભોગવવી પડે છે એમ નથી, પણ અસંખ્ય સ્ત્રીઓને સર્વ દેશોમાં અને સર્વ વર્ગોમાં આ જાતની ગુલામીમાં પોતાનો આત્મા વેચવો પડે છે. આ બધાં કારણોને લીધે જે સ્ત્રીઓ આ યુદ્ધમાં એક કે બીજી રીતે ભાગ લે છે તેઓ એક અસાધારણ કાર્ય કરે છે

એમ માની તેમને તે માટે ધન્યવાદ આપવો ઘટે છે. એ સ્ત્રીઓ જ સ્ત્રીઓનું ખરૂં સ્ત્રીત્વ અને માતૃત્વ જાળવવા પ્રયત્ન કરે છે, જેથી તે નવી જાતની દેખાવા છતાં જુનામાં જુની સ્ત્રીઓ જેવી છે. સ્ત્રીઓ પોતાની સ્વાધીનતા પ્રાપ્ત કરવાની હીલચાલમાં કોઈ પણ પ્રકારનો ભાગ લે, અને પુરૂષોની સાથે ઉભા રહી જંગલમાં કે શહેરમાં કે કોઇ કારખાનામાં કે કોઈ શાળામાં કે ગમે ત્યા હાથનું કે મગજનું કામ કરે તેથી તેને જરા પણ શરમાવાનું નથી. એથી તો તે પોતાનું શાશ્વત સ્ત્રીત્વ સિદ્ધ કરે છે. તેમને શરમાવાનું ખરૂં કારણ તો તેમના પર આવી પડેલી અત્યારની વિલાસી પરાધીનતામાં રહ્યું છે. એ પરાધીનતાથી દૂર થઇ અને પોતાના જીવનને પવિત્ર રાખી સ્ત્રીઓ કોઇ પણ કાર્ય કરે તો તેમાં તેમનું ગૌરવ જ છે. એ દિશામાં તેઓ જે પ્રયત્નો કરે છે તે અત્યારે તો આપણી નજરે પણ ચઢતા નથી, પણ દિન પ્રતિદિન એ પ્રયત્નો વધતા જશે અને એક કાળે એવી પણ સ્થિતિ આવશે કે જેમાં આખી મનુષ્યજાતિનું પરિવર્તન થયું હશે અને સ્ત્રીપુરૂષો બન્ને પૂર્ણ રીતે સ્વતંત્ર બની પરસ્પર ખરો સહચાર અને સહકાર આપશે અને સહુ ખરૂં કલ્યાણ અનુભવશે.

કેટલાક માણસો એમ કહે છે કે અહિં સ્ત્રીઓની સ્વાધીનતા પ્રાપ્ત કરવાના સંબંધમાં તમે જે કંઈ કહો છો તે બરાબર છે. પણ આપણે ત્યાં શું એવું જોવામાં નથી આવતું કે જે સ્ત્રીઓ આ જાતનો પ્રયત્ન વિશેષ પ્રમાણમાં કરે છે તેમાંની કેટલીક તો તમે કહો છો તેવી વિલાસાધીન સ્ત્રીઓ કરતાં પણ, વિશેષ અંશે વિષયભોગની વાસના-વાળી છે અને તેઓ પોતાના જાહેર કાર્યને એ વાસના પુરી કરવાના સાધન તરીકે વાપરે છે? તમે શું એવી સ્ત્રીઓ નથી જોતા જે "સ્ત્રીઓના સ્વાતંત્ર્ય" વગેરેની વાત કરી પોતાના સ્વચ્છંદને જ પોષ-વાનો પ્રયત્ન કરે છે અને તેમ કરવા માટે નવા નવા માર્ગ શોધે છે? એ જાતની સ્ત્રીઓ એક કે બીજે બ્હાને જાહેર થવા ઇચ્છે છે અને પ્રસિદ્ધિમાં આવ્યા પછી તેઓ યથેચ્છ વ્યવહાર કરે છે."

આ વાતમાં ઘણું સત્ય છે એમાં કશો શક નથી. પણ સહુ સ્ત્રીઓ સરખી હોતી નથી. વળી કેટલીકવાર જ્યારે કોઈ મહાન કાર્યનો આરંભ થાય છે ત્યારે તેમાં પહેલાં હલકાં માણસો પોતાનો સ્વાર્થ સાધવા ભળે છે, પણ આગળ જતાં તેઓ આપોઆપ સરી પડે છે અથવા સારાં માણસો એ કાર્યમાં ભળતાં નઠારાં માણસોને તેમાંથી નીકળવું પડે છે. યુરોપ અને અમેરિકામાં આજે સ્ત્રીઓની હીલ-ચાલમાં ઘણી મ્હોટી સંખ્યામાં અતિ ઉમદા સ્ત્રીઓ કામ કરે છે. આપણે ત્યાં પણ જૂદા જૂદા પ્રાંતોની સ્થિતિ આ બાબતમાં જૂદી જૂદી છે. દક્ષિણમાં સ્ત્રીઓમાં પંડિતા રમાબાઈ જેવી અસાધારણ સ્ત્રી થઇ ગઈ છે. તેણે જ પહેલું વિધવા–આશ્રમ ખોલ્યું હતું અને પોતાના જીવન દરમ્યાન અનેક સ્ત્રીઓને પરાધીન અવસ્થામાંથી મુક્ત કરી હતી. એ જાતનું કાર્ય આજે પણ ત્યાં ઘણા મ્હોટા પ્રમાણમાં રમાબાઈ રાનડે સેવાસદન દ્વારા કરી રહ્યાં છે.* જેવું દખણમાં થાય છે તેવું સંગીન કામ આપણા ગુજરાતમાં થાય છે કે નહિ એ એક પ્રશ્ન છે. તોપણ જૂદી જૂદી દિશામાં ન્હાના મ્હોટા પ્રયત્નો થઇ રહ્યા છે અને તેનું પરિણામ સારૂં જ આવશે એમાં કશી શંકા નથી.

વળી આના સંબંધમાં ધ્યાનમાં લેવા જેવી બીજી વાત એ છે કે જે સ્ત્રીઓ પોતાનો સ્વાર્થ અને સ્વછંદ સાધવા જાહેર કાર્યમાં પડે છે તેમનાથી તેમના જેવી જ સ્ત્રીઓ અથવા પુરૂષો ભોળવાય છે, પણ ઉત્તમ સ્ત્રીઓ તો તેમનાથી દૂર જ રહે છે એ સ્ત્રીઓ હગારી છે અને તેમના અને વેશ્યાઓ વચ્ચે બહુ અંતર નથી. જેમ અધમ સ્ત્રીઓ પુરૂષોને આકર્ષવા માટે જૂદી જૂદી જાતનાં વસ્ત્રાભૂષણ વગેરે પહેરે છે અને બીજા શૃંગાર સજે છે, તેમ આ સ્ત્રીઓ તેવા જ દુષ્ટ કૃત્ય માટે જાહેર પ્રવૃત્તિમાં ભાગ લે છે. એ સ્ત્રીઓ ધાર્મિક કે સામાજિક કે રાજકીય કે સાહિત્ય વિષયક કાર્ય ભલે કરે, પણ તે બધું વ્યર્થ છે

* આ લખાયા પછી રમાબાઇ રાનડે સ્વર્ગવાસી થયાં છે.

એટલું જ નહિ પણ બીજાને પાપમાં નાંખવાની જાળરૂપ છે અને એ કારણથી તે અતિ નિંદવા યોગ્ય અને તિરસ્કારપાત્ર છે.

સ્ત્રીઓની હીલચાલમાં આવી સ્ત્રીઓ ભળેલી છે તેથી એ હીલચાલને ઘણો ધક્કો લાગે છે એ વાત નિઃશંક છે અને તેનો દોષ પણ એ સ્ત્રીઓને માથે જ છે. જે સ્ત્રીઓ સામાજિક કાર્ય કરવા આગળ પડે તેમણે પોતાનું જીવન અતિ વિશુદ્ધ રાખવું જ જોઇએ કારણ કે નહિ તો જે હીલચાલ કે કાર્યમાં તેઓ જોડાયેલી હોય છે તેને મ્હોટો બટ્ટો લાગે છે. પણ તેથી એ હીલચાલ છેક નાશ પામે એ બનવાજોગ નથી. આગળ કહેવાયું છે તે પ્રમાણે એનાં મૂળ બહુ ઉંડાં છે અને તેમાંથી એક અતિ મહાન કલ્યાણવૃક્ષ જન્મ પામવાનું જ. ધીમે ધીમે ઉપર જે સ્ત્રીઓની વાત કરવામાં આવી છે તે દૂર થવાની જ, અને તેમનું સ્થાન ઉત્તમ સ્ત્રીઓ લેશે. જેમ ચોર લોકો પોતાનું કાર્ય અંધકારમાં કરે છે, તેમ આ જાતની સ્ત્રીઓ જ્યાંસુધી આ હીલચાલની પાછળ રહેલા સત્યનો પૂરો પ્રકાશ પડ્યો નથી ત્યાં સુધી પોતાનું કાળું કરશે, પણ પ્રકાશ થતાં જ તેઓ પોતાની મેળે દૂર થશે અને જો નહિ થાય તો સમાજ તેમને સાંખશે પણ નહિ. વળી એ પ્રકાશ કંઇ દૂર નથી અને તે આવ્યો જ છે, જેથી એ સ્ત્રીઓ જેટલી ત્વરાથી દૂર થાય તેટલું તેમને અને સહુને માટે સારૂં છે.



## પ્રકરણ ૪.

——:*:——

### સ્ત્રીઓ અને યુદ્ધ.

કોઈ કોઇ આ પ્રમાણે કહે છે: "તમે ઉપર જે બધું કહ્યું છે તે ખરૂં છે અને સ્ત્રીઓનું ગૃહકાર્ય જેમ જેમ ઓછું થતું જાય છે, તેમ તેમ તેઓ જો નવા કાર્યમાં લાગી જાય નહિ તો તેઓને પુરૂષોના માત્ર ભોગના સાધનરૂપ થવું પડે છે અને તેમની બીજી શક્તિઓનો ઉપયોગ નહિ થવાથી તે નાશ પામે છે અથવા તદ્દન મંદ થઈ જાય છે. વળી સ્ત્રીઓની આવી સ્થિતિ થતાં આખી મનુષ્યજાતિની અધોગતિ થાય છે એમાં પણ કાંઈ શંકા નથી. આ બધું અને આ યંત્રના યુગમાં દિન પ્રતિદીન અંગ મહેનત ઓછી ઓછી કરવાની હોય છે અને કાળ જતાં તે ઘણી ઓછી થઈ જશે એ વાત કબુલ રાખીને એટલું પણ સહુએ સ્વીકારવું જોઇએ છીએ કે સ્ત્રીઓને તેમની વિલાસી પરાધીનતા અને અધોગતિમાંથી અને તેમની સાથે આખી મનુષ્યજાતિને અધોગતિમાંથી બચાવી લેવી હોય તો તેમને તેમની શારીરિક તેમ માનસિક શક્તિઓ ખીલવવાને માટે પૂરતાં સાધન આપવાં જોઇએ તેમજ એ શક્તિઓનો ઉપયોગ કરવા માટે તેમને કાર્યક્ષેત્ર પણ આપવું જોઇએ. આ બધી વાત સહુ કોઇ કબુલ કરે એવી છે, છતાં સ્ત્રીઓ અને પુરૂષોના કાર્ય વચ્ચે અમુક જાતનો ભેદ રહેવો જોઇએ એવી જરૂર શું તમને નથી લાગતી? દાખલા તરીકે સ્ત્રીઓ ગૃહકાર્ય, ખેતી, મીલોમાંનું કામ, વણાટ વગેરે, ન્હાનોસુનો વ્યાપાર, શિક્ષણ આપવાનું કામ, વૈદક વગેરે કરી શકે

છે; આ સિવાય બાળકોને જન્મ આપવાનું અને ઉછેરવાનું કામ તેમના હાથમાં છે તે તો છે જ. આટલું થતાં પુરૂષો પોતાના હાથમાં ભલે રાજકીય કાર્ય, વિજ્ઞાનની શોધખોળ અને ખાસ કરીને યુદ્ધકાર્ય રાખે. પુરૂષો અને સ્ત્રીઓના કાર્યક્ષેત્રની આવી કંઇક વહેંચણી થાય તો તે અયોગ્ય નહિ ગણાય. "

પહેલી નજરે જોતાં આ વિચાર યોગ્ય લાગે છે, કારણ કે મનુષ્યજાતિના અત્યાર સુધીના ઇતિહાસ ઉપરથી આપણા સહુના મનમાં એવી માન્યતા દૃઢ થઈ ગઈ છે કે સ્ત્રી પુરૂષો વચ્ચે કાર્યક્ષેત્રનો પણ અમુક ભેદ તો જોઇએ જ. પણ જો એના સંબંધમાં અત્યારની પરિસ્થિતિ જોતાં વધારે મનન કરવામાં આવે તો તે વિચાર બહુ પાયેદાર લાગતો નથી. આગળના કાળમાં પુરૂષો સ્ત્રીઓ કરતાં કદાચિત્ વધારે સશક્ત હતા તેથી અને સ્ત્રીઓને ઘણાં બાળકોને જન્મ આપવાનું તેમ તેમને ઉછેરવાનું કામ કરવું પડતું તેથી ઘણું કરીને મીસર દેશ સિવાય લગભગ બધા દેશોમાં સ્ત્રીઓ અને પુરૂષોના કામ વચ્ચે અમુક પ્રકારનો ભેદ રહેતો હતો. તે વખતે સ્ત્રીઓ બધું ગૃહકાર્ય અને ખેતીનું ઘણુંખરૂં કામ કરતી હતી, અને તેમને માટે આ કાર્ય તેમને બચ્ચાંઓને ઉછેરવાનાં હતાં એ કારણથી વધારે સુગમતાવાળું હતું. એ વખતે પુરૂષો યુદ્ધમાં અને શિકારે જતા. આ જાતના કાર્યવિભાગમાં જરા પણ કૃત્રિમતા ન હતી. એમાં સ્ત્રીઓને માથે કામનો બોજો વિશેષ રહેતો હતો એ ખરૂં છે પણ પુરૂષોને નિરંતર પોતાની જીંદગી જોખમમાં નાંખવી પડતી હતી. આ કારણથી બન્નેના કાર્યને લીધે જ તે વખતની સમાજ હયાત રહી પોતાનો નિભાવ કરી શકતી હતી, અને સહુની શક્તિઓનો નિરંતર ઉપયોગ થતો હતો. તેથી સમાજનો પેઢી દર પેઢી વિકાશ થતો હતો.

વળી તે કાળે કેટલીક વાર એમ પણ બનતું હતું કે કોઇ કોઇ સ્ત્રી આખી પ્રજાની સરદાર બની તેને યુદ્ધમાં લઈ જતી. કોઇ દેશમાં સ્ત્રીઓએ પણ પોતાનું લશ્કર ઉભું કર્યું હોય અને યુદ્ધમાં પુરૂષોથી

કોઇ પણ રીતે તેઓ કમ થઇ ન હોય એવા પણ દાખલા છે. વળી પુરૂષોએ ગૃહકાર્ય અમુક અંશે પોતાના હાથમાં લીધું હોય અને સ્ત્રીઓ બહારનું કાર્ય કરતી હોય એવું પણ બનેલું છે. બ્રહ્મદેશમાં આજે પણ એ સ્થિતિ છે. તોપણ ઉપર જણાવવામા આવ્યું છે એ જાતનો કાર્ય વિભાગ ઘણાં દેશોમાં અને લોકોમાં જોવામાં આવતો હતો, અને તે વિભાગ સહજ, સ્વાભાવિક અને લાભકારક હતો. એમ થવું એ તે વખતની સ્થિતિમાં અનિવાર્ય હતું. આજે કોઇ પણ અતિ સુધરેલા દેશમાંથી અમુક સંખ્યામાં પુરૂષો, સ્ત્રીઓ અને બાળકોને કોઇ પણ પ્રકારના સાધન કે હથિયાર વગર આફ્રિકા જેવા કોઈ જંગલી લોકોના વસવાટવાળા ખંડમાં મૂકવામાં આવે, અને તેમનો સંબંધ બીજા સુધરેલા દેશની સાથે કશો પણ ન રહે તો તેમના કાર્યક્ષેત્રની વહેંચણી ઉપર કહેવામા આવી છે એવી કંઇક થાય. એ સ્થિતિમાં પુરૂષોને પત્થર વગેરેના હથિયાર બનાવી સ્ત્રીઓનું અને બાળકોનું જંગલી જનાવરો તેમ દુસ્મનોથી રક્ષણ કરવાનું કામ કરવું પડે અને જૂદાં જૂદાં પ્રાણીઓનો શિકાર કરી ખોરાક લાવવો પડે, અને સ્ત્રીઓ ઘેર રહી બાળકો સંભાળે, વનસ્પતિ વગેરે શોધી લાવી તેમાંથી કાંઇ ખોરાક તૈયાર કરે અને રહેવા માટે કુબા વગેરે બાંધે. મ્હોટાં બાળકો પણ તેમને તેમના આવા-કામમાં થોડા કે વધારે પ્રમાણમા મદદ કરે. વળી આ સ્થિતિમાં કોઇ સ્ત્રી કે પુરૂષ એશઆરામી જીવન ભોગવવા શક્તિમાન થઈ શકે નહિ. કોઇ પણ વ્યક્તિ કામ કરવાની ના પાડે અથવા ન કરે તો તેને એ સમાજ-માંથી ભાગી જવું જોઇએ અથવા ભૂખ્યા રહી મરી જવું જોઇએ. આ સ્થિતિમાં જેમ જેમ સુધારો થતો જાય એટલે જંગલી જના-વરોની સંખ્યા ઓછી થઇ જાય અને બીજા લોકોની સાથે મૈત્રિ બંધાય અથવા યુદ્ધને માટે શસ્ત્ર વગેરે સાધન કંઇક સારાં પ્રાપ્ત થાય, તેમ તેમ શિકાર અને દુસ્મનો સાથે લડવા માટે થોડાં માણુ-સોની જરૂર રહે અને એમ થતાં કેટલાએક પુરૂષો ઘર બાંધવાનું

કે ખેતી કરવાનું કામ કરે. આ સ્થિતિમાં સ્ત્રીઓ ગૃહકાર્યમાં વધારે લાગે અને ધીમે ધીમે નવા નવા હુન્નર વગેરે નીકળે એ સ્વાભાવિક છે. આખી મનુષ્યજાતિની જે પ્રગતિ થઇ છે તે કંઇક આવી રીતે જ થઇ છે. આ કારણથી મનુષ્યજાતિમાં સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચે અત્યાર સુધીના કાળમાં કાર્યક્ષેત્રની જે વહેંચણી થઈ છે તે સ્વાભાવિક છે. પણ જે સ્થિતિ હવે ઉભી થતી આવે છે અને જેને અંગે માણસોને મ્હોટે ભાગે માનસિક અને ઉચા પ્રકારનું હુન્નરી કે સંચાકામ કરવાનું રહે છે, તેમાં એવો કાંઈ કાર્યક્ષેત્રવિભાગ રહી શકે કે નહિ એ એક મ્હોટો પ્રશ્ન છે.

અમુક પ્રકારનાં માનસિક અને સામાજિક કાર્યો સ્ત્રીઓ જ અને અમુક પ્રકારનાં કાર્યો પુરૂષો જ કરી શકે એવો કોઈ તેમની નર અને નારી તરીકેની શરીરરચના ઉપર આધાર રાખતો કુદરતનો નિયમ હોય એ અસંભવિત નથી, જો કે અત્યાર સુધી એવો કોઈ નિયમ આપણા જાણવામાં આવ્યો નથી તેમ ઘણાને એ વિષે શંકા પણ રહે છે. કદાચિત્ આગળ ઉપર એવું માલુમ પડે કે ઉચા પ્રકારના ગણિતશાસ્ત્ર માટે જે માનસિક શક્તિ જોઇએ છે તે આ બેમાંથી એક જ પ્રકારની શરીર-રચનાને વધારે અનુકૂળ છે એ બનવું છેક અશક્ય નથી. અત્યાર સુધી આવી જાતનો અભ્યાસ જ યુરોપ અમેરિકામાં પણ બહુ થોડી સ્ત્રીઓએ કર્યો છે અને તેમાંથી સારી સંખ્યામાં સ્ત્રીઓએ એ વિષયમાં કુશળતા બતાવી છે, પણ તેથી કંઇ એમ સિદ્ધ થતું નથી કે સ્ત્રીઓ રાજકીય કાર્ય કે વકીલાત વગેરેમાં ઓછી કુશળ છે. રાજકીય કાર્યમાં આખી દુનિયાના જૂદા જૂદા દેશોમાં અને જૂદે જૂદે કાળે ઘણી સ્ત્રીઓએ અસાધારણ કુશળતા બતાવી છે એવું આપણે ઇતિહાસ ઉપરથી જાણીએ છીએ. સ્ત્રીઓએ આખા રાજ્યનો કાર્યભાર પોતાને માથે ઘણી વખત લીધેલો છે તો પછી રાજ્યને અંગે જે બધું જૂદું જૂદું કાર્ય કરવાનું રહ્યું છે તે તેઓ સારી રીતે કરી શકે એમાં શી નવાઈ છે? કેટલાકનું કહેવું

એમ છે કે સ્ત્રીઓએ આ કાળમાં નવલકથા લખવાનું કામ ઘણું સારૂં કર્યું છે, જેથી તેમની સ્ત્રી તરીકેની શરીર-રચના અને એ કાર્ય માટે જોઇતી માનસિક શક્તિ સાથે કાંઇ પણ ગૂઢ સંબંધ હોવો જોઇએ. આ વાતમાં પણ કાંઇ ખાસ સત્ય હોય એવું લાગતું નથી. નવલકથા રચવામાં પુરૂષોએ પણ ઓછી શક્તિ બતાવી નથી. વળી સ્ત્રીઓએ સાહિત્યના આ ક્ષેત્રમા જ કુશળતા બતાવી છે એનું એક મ્હોટું કારણ એ છે કે આ એક જ ક્ષેત્ર તેમને માટે મ્હોટે ભાગે ખુલ્લું છે, કારણ કે તેમાં પ્રવેશ કરવા માટે કાંઈ ખાસ શિક્ષણની જરૂર રહેતી નથી, તેમ એ કાર્ય સ્ત્રીઓને ગૃહકાર્ય વગેરે જે બધું કરવાનું હોય છે તેમાંથી થોડો થોડો અવકાશ લઈ કરી શકાય એવું છે. આ બધું જોતાં સ્ત્રીઓ નવલકથા લખવાનું કાર્ય કરે છે તે બીજું કાર્યક્ષેત્ર જોઇએ તેટલા પ્રમાણમાં નહિ મળવાથી તેમને કરવું પડે છે. જો સ્ત્રીઓને સાહિત્યની સર્વ દિશામાં કાર્ય કરવાની તક મળતી હોય અને તે માટે તેમને જોઇતાં શિક્ષણ, સાધન, ઉત્તેજન વગેરે મળતાં હોય તો તેઓ કેટલું વધારે કરી શકે છે એ વાતની સ્ત્રીઓને પોતાને પણ પૂરી માહિતી નથી. વળી સ્ત્રીઓને પોતાની ઉંચા પ્રકારની માનસિક શક્તિઓને આ પ્રમાણે એક જ દિશામાં વાળવા પ્રયત્ન કરવો પડે છે તેથી મનુષ્યજાતિને સાહિત્યના પ્રદેશમાં જે મ્હોટું નુકશાન થાય છે તે તો જૂદું જ. ઘણી વખત કેટલીક સ્ત્રીઓ જે કોઈ ઉત્તમ ધારાશાસ્ત્રી કે વિજ્ઞાનશાસ્ત્રી કે ફીલસુફ થવાને લાયક હોય છે તેમને પોતાનું બધું જીવન ત્રીજા વર્ગની નવલકથાઓ લખવામાં ગાળવું પડે છે એ તેમની તેમ જ સમાજની દુર્દશા સૂચવે છે. હજુ વિજ્ઞાનશાસ્ત્રે એવું સિદ્ધ કર્યું નથી કે સ્ત્રીઓની માનસિક શક્તિ અને નવલકથા લખવાના કાર્ય વચ્ચે કોઇ ખાસ સંબંધ હોય. યૂરોપ, અમેરિકામાં સ્ત્રીઓને બીજું યોગ્ય કાર્ય નહિ મળવાથી જેમ ટાઈપીસ્ટનું કામ કરવું પડે છે, તેમ નવલકથા લખવી પડે છે. આ સિવાય એ બન્ને કામ સ્ત્રીઓના હાથ કે

ભજ વચ્ચે કોઇ પ્રકારનો વિશેષ સંબંધ નથી. સ્ત્રીઓ અત્યારે નવી નવી દિશાઓમાં કાર્ય કરવા લાગી છે, અથવા લાગતી જાય છે એ ખરૂં છે, પણ તેમના આમ કરવામાં તેમની શક્તિ અને ઇચ્છા એ કાર્યને માટે યોગ્ય અને અનુકૂળ છે કે નહિ એ વાતનો ભાગ્યે જ વિચારમાં આવે છે. અમુક રસ્તો તેમને માટે ખુલ્લો છે અને એ કારણથી જ તેઓ તેમાં પ્રયાણ કરવા લાગે છે. આથી એમ સિદ્ધ નથી થતું કે તેઓ આજ કાર્યને માટે વધારે યોગ્ય છે અને બીજા કાર્ય માટે નથી.

આગળ ઉપર જ્યારે સ્ત્રીઓ માટે મનુષ્યજાતિના કાર્યક્ષેત્રની બધી દિશાઓ ખુલ્લી થઇ જાય અને તેમને શિક્ષણ, ઉત્તેજન વગેરે જોઇતાં સાધન મળે, ત્યારે એ બધા ધંધાઓમાંથી અમુક ધંધાઓ સ્ત્રીઓ માટે વધારે યોગ્ય છે એવું માલુમ પડે એ બની શકે એવું છે. પણ આ પ્રકારની તુલના કરવાને સૈકાઓ જોઇએ અને ત્યાર પહેલાં સ્ત્રીઓને બધા ધંધાઓમાં કામ કરી તેમને પુરી રીતે તપાસી લેવાની પૂર્ણ છૂટ મળવી જોઇએ. તેઓ ઘણા લાંબા કાળ સુધી જૂદી જૂદી જાતનાં કામકાજ કરી જુએ ત્યારે જ તેમની શરીર-રચના અથવા તેમના માનસિક બંધારણને માટે શું વધારે અનુકૂળ છે એ વાત કંઇક અંશે સમજાય તેમ છે. પણ આજે એ વિષયમાં ચોક્કસ નિર્ણય કરવાને આપણી પાસે કશું સાધન નથી, અને એવા સાધન કે અનુભવ વગર આપણે આજે સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચે કાર્યક્ષેત્રની વહેંચણી કરીએ તો તે તેમની જૂદી જૂદી માનસિક અને શારીરિક શક્તિઓને ધ્યાનમાં લઇને કરવામાં આવી છે એમ નહિ પણ માત્ર કૃત્રિમ અને આપખુદ છે. કોઇ છોકરાના હાથ કે પગના આકાર કે શક્તિ જોઇએ અથવા તેની આંખનો રંગ જોઇને તે ગણિતશાસ્ત્રી અથવા ખગોળવેત્તા થવાને લાયક છે એમ ઠરાવવામાં આવે એ જેવી રીતે અયોગ્ય છે, તેવી જ રીતે સ્ત્રીઓને બધા કામકાજનો અનુભવ લેવા દીધા સિવાય તેમને માટે અમુક જ કામધંધાઓ છે એમ

નિશ્ચિત કરવામાં આવે એ અયોગ્ય છે. એ ખરૂં છે કે જૂદી જૂદી પ્રજાઓ અને જાતિઓ જેવી કે પ્રાચીન આર્યાવર્તના આર્ય અને અનાર્ય, આધુનિક કાળના અમેરિકાના ગોરા લોકો અને સીદીઓ, યૂરોપીઅનો અને આફ્રિકાના લોકો વચ્ચે બાહ્ય અંતર ઘણું મ્હોટું છે અને તેની સાથે માનસિક અંતર પણ જોડાયેલું જોવામાં આવે છે. પણ આ માનસિક ભેદ તેમની શરીર-રચના ઉપર આધાર રાખતો હોય એવું માનવાને કશું કારણ નથી. એનું કારણ એ જાતિઓના જૂદા જૂદા ઇતિહાસમાં એટલે તેઓ જૂદા જૂદા હવાપાણીમાં અને સંજોગોમાં મૂકવામાં આવેલી હોવાથી તેમને જે કંઈ કરવું પડયું હતું તેમાં જોવું જોઇએ છે. આનું પ્રમાણ બીજી રીતે મળી આવે છે. દાખલા તરીકે જ્યારે એક જ જાતિના લોકો જૂદા જૂદા વહેંચાઇ જાય છે ત્યારે તેમનામાં કાળ જતાં કેટલાક શારીરિક તેમ માનસિક ભેદ ઉત્પન્ન થાય છે. અત્યારની યુરોપીઅન પ્રજાઓ અને હિંદુઓનો મ્હોટો ભાગ એક જ આર્ય જાતિમાંથી ઉતરે છે, છતાં એ બન્ને વચ્ચે ઘણું અંતર છે એનું એક માત્ર કારણ તેમનો જૂદો જૂદો ઇતિહાસ છે. હવે જ્યારે જૂદી જૂદી જાતિઓ વચ્ચે આટલું બધું મહદ્ અંતર હોવા છતાં તેના કારણ રૂપ તેમની શરીર-રચનાનો કોઇ ભેદ નથી, તો પછી એકજ પ્રજાનાં સ્ત્રી પુરૂષો જેમની વચ્ચે આવી જાતનું અથવા આટલું મ્હોટું અંતર નથી તેમની વચ્ચે શરીર-રચનાનો કોઈ મ્હોટો ભેદ છે જેને લઇને સ્ત્રીઓએ અમુક જ કાર્ય કરવું અને અમુક ન કરવું એવું માનવાને લેશ માત્ર કારણ નથી.

અહિં એક બીજી વાત ધ્યાનમાં લેવી જોઇએ. સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચેનો કેટલોક દેખીતો ભેદ તો માત્ર કૃત્રિમ કારણોને લઇને છે. કેટલીક પ્રજાઓ આજે પણ એવી છે અને આગળ આખી મનુષ્યજાતિ એવી હતી કે જેમાં સ્ત્રી પુરૂષોનો ભેદ એકદમ માલુમ પડે નહિ. કેટલોક ભેદ તો માત્ર વસ્ત્ર અને વાળ ઉપરથી જ જોવામાં આવે છે. અહિં એ કહેવાનો ભાવાર્થ નથી કે સ્ત્રી અને પુરૂષ વચ્ચે

શરીર–રચનામાં જરા પણ ભેદ નથી, કારણ કે જો તેમ હોય તો તેઓને જુદાં નામ આપવાની જરૂર રહે જ નહિ. સામાન્ય રીતે એ ભેદને ઘણું મહત્ત્વ આપવામાં આવ્યું છે અને જેમ બને તેમ તેને આગળ પાડે તેવા રીવાજો અને આચાર વિચારો પ્રચલિત છે. કહેવાનું તાત્પર્ય એ છે કે નર અને નારી વચ્ચે અમુક પ્રકારનો શારીરિક ભેદ છે પણ એ ભેદને લઇને તેમની વચ્ચે અમુક પ્રકારનું માનસિક અંતર પણ રહેલું છે એમ કહેવું એ આપણને અત્યારે જે કાંઈ જ્ઞાન પ્રાપ્ત થયું છે તે જોતાં નિર્દોષ પડતું છે.

વળી અમુક જાતિ કે પ્રજા અમુક કાર્ય વર્ષોનાં વર્ષો કે પેઢાનપેઢી કે સૈકાઓ થયાં કરતી આવી છે માટે તેણે તે જ કાર્ય સદાને માટે કરવું અને બીજી કોઇ જાતિએ તે ન કરવું, અથવા એ જાતિએ કોઇ બીજું કાર્ય ન કરવું એવો કાંઇ કુદરતનો નિયમ નથી. દાખલા તરીકે બ્રાહ્મણોએ માત્ર ધાર્મિક કે પુરોહિતનું કાર્ય કરવું અને બીજા કોઇ ધંધામાં ન પડવું, અથવા વણિક કોમના માણસોએ માત્ર વ્યાપાર જ કરવો અને બીજું કામ નહિ કરવું, તેમ બીજી કોઇ કોમના માણસોએ વ્યાપાર વગેરે કરવો નહિ અને દાસત્વ જ ભોગવવું અથવા અમુક જ કાર્ય કરવું એવો સામાજિક નિયમ હિંદુસ્થાનમાં સૈકાઓ સુધી રહ્યો એ ખરૂં છે પણ તેનું પરીણામ સારૂં જ આવ્યું છે એવું કહી શકાય તેમ નથી. વળી અમુક કાળના સંજોગોમાં એ જાતની વ્યવસ્થા યોગ્ય હતી એમ પણ માની શકાય છે, પણ અત્યારે એ સ્હેજે તુટતી જાય છે, અને જૂદી જૂદી કોમનાં માણસો સહુ કોઈ ધંધામાં પડવા પ્રયત્ન કરે છે. વળી આપણે ત્યાં જેમ આ વર્ણવ્યવસ્થામાં ફેરફાર થતો જાય છે તેમ જૂદા જૂદા પ્રાંતોના લોકોની ધંધા સંબંધી સ્થિતિમાં પણ ફેરફાર થતો જાય છે. ગુજરાતી કે મારવાડી અત્યાર સુધી વ્યાપારવણજમાં બહુ કુશળ છે અને એ કાર્યાર્થે આખા હિંદુસ્તાનમાં ફેલાયા છે. માટે આખા દેશનો વ્યાપાર તેમના જ હાથમાં રહેવો જોઇએ, અને દક્ષિ-

ણીઓ કે મદ્રાસીઓ કે બંગાલીઓ જેમણે અત્યાર સુધી એ જાતના કામકાજમાં બહુ કુશળતા બતાવી નથી માટે તેમણે એ કાર્યમાં પડવું નહિ એમ આજે કોણ કહેશે? અને કદાચિત્ કોઇ ધૃષ્ટતાથી કહે તો તે પોતાની જાતનો સ્વાર્થ સાધવા જ કહે છે એમ શું સહુને નહિ લાગે? તેવી જ રીતે અંગ્રેજ પ્રજા એમ કહે કે અમે અત્યારે દુનિયાના ઘણા દેશોમા સુવ્યવસ્થિત રીતે રાજ્ય કરીએ છીએ એ વાત ઉપરથી સિદ્ધ થાય છે કે અમે એ કાર્યના બીજી પ્રજાઓ કરતાં વધારે કુશળ છીએ, માટે બધી પ્રજાઓએ તેમનો રાજ્યકાર્યભાર અમારા હસ્તક મૂકવો જોઇએ છીએ, તો તેમના એ દાવાનો સ્વીકાર શું કોઇ પણ પ્રજા કરશે ખરી કે? તેમ આવા પ્રકારની કાર્યની વહેંચણીનો સ્વીકાર જૂદી જૂદી પ્રજાઓ અને જાતિઓના સંબંધમાં કરી શકાતો નથી, તેમ જ તે સ્ત્રીઓ અને પુરૂષોના સંબંધમાં કરી શકાતો નથી.

સ્ત્રી અને પુરૂષ વચ્ચે તેમની શરીર-રચનામાં જે ભેદ છે તેને અંગે અમુક અંશે સૂક્ષ્મ માનસિક ભેદ હોય એ બની શકે તેવું છે. પણ એ ભેદ આપણે આપણા અત્યારના જ્ઞાન વતી અથવા તેમની શરીર-રચના જ ધ્યાનમાં લઇ જાણી શકતા નથી વળી આપણે ભવિષ્યમાં સ્ત્રીઓને માટે કાર્યક્ષેત્રની બધી દિશાઓ ખુલ્લી મૂકીએ અને તેઓ સૈકાઓ સુધી જૂદા જૂદા કાર્યનો અનુભવ લે, અને તે ઉપરથી કદાચિત્ એમ માલુમ પડે કે સ્ત્રીઓ અમુક કાર્યને માટે વધારે યોગ્ય છે તોપણ બધી સ્ત્રીઓ પાસે એ જ જાતનું કાર્ય કરાવવું અને બીજી દિશાઓ તેમને માટે બંધ કરવી એ કોઇ પણ રીતે વ્યાજબી ગણાય નહિ. એમ કરવામાં આવતાં એક પણ વ્યક્તિને પોતાની બુદ્ધિ અને બીજી શક્તિઓનો ઉપયોગ બરાબર કરવામાં વાંધો આવતો હોય તો તેથી તેને તેમ આખી મનુષ્યજાતિને નુકશાન છે. દાખલા તરીકે બાળશિક્ષણનું કાર્ય સ્ત્રીઓ જ સારી રીતે કરી શકે છે એવી માન્યતા સર્વત્ર ફેલાઈ હોય અને તેમાં પુરૂષોએ માથું મારવું

ન જ જોઇએ એવો મત પ્રચલિત હોય, તો પેસ્ટાલોઝિ અને ફ્રોબેલ જેવા મહાન શિક્ષણશાસ્ત્રીઓ દુનિયાએ ખોયા હોત. તેમજ ધાર્મિક કે રાજકીય કાર્ય સ્ત્રીઓએ નેતૃત્વ લઇને ન જ કરવું જોઇએ એવી માન્યતા જનસમાજમાં પૂર્ણ રીતે દઢ થઇ હોત તો પંડિતા રમાબાઇ કે મીસીસ બીસેંટ જેવી બાઇઓ પૃથ્વીને પોતાના અસાધારણ કાર્યનો અનુભવ અને લાભ જગતને આપી શકી ન હોત.

આ કારણથી સ્ત્રીઓને માટે કાર્યક્ષેત્રની સર્વ દિશાઓ પૂરેપૂરી ખુલ્લી મૂકવી જોઇએ છીએ વળી તેઓ કયા કાર્યને માટે વિશેષ પ્રમાણમાં લાયક છે એ નક્કી કરવું હોય તો તેમને ગમે તે કાર્ય કરવાની છૂટ મળવી જોઇએ અને તે માટે શિક્ષણ વગેરે સાધનો તેમને આપવાની મનુષ્યજાતિની ફરજ છે. પુરૂષ કે સ્ત્રી રૂપી પ્રત્યેક વ્યક્તિએ શું કાર્ય કરવું અને શું ન કરવું એ નિશ્ચિત કરવામાં આજના કૃત્રિમ બંધનો કે કારણોને સ્થાન આપવું જોઇતું નથી પણ કુદરતી કારણો જ લક્ષમાં લેવાં જોઇએ છીએ, અથવા તો એ નિશ્ચિત કરવાનું કાર્ય કુદરત આપોઆપ કરે એમ થવા દેવું જોઇએ, અને એ બરાબર થાય તે માટે સહુને સર્વ કાર્ય કરવાની પૂર્ણ છૂટ મળવી જોઇએ. બ્રાહ્મણો જ પુરોહિતનું અને ધર્મશિક્ષણ આપવાનું કાર્ય કરે અને બીજું ન કરે તેમ બીજા એ કાર્ય ન કરે અથવા વણિક જ વ્યાપારમાં પડે અને બીજું ન કરે તેમ બીજા કોઇ એ કાર્યમાં તેમની હરીફાઈ ન કરે, અથવા અંગ્રેજો માત્ર રાજ્ય ચલાવવાનું કાર્ય કરે વગેરે વાતોને આપણે જેમ આજે સ્વીકાર કરી શકતા નથી, તેમજ સ્ત્રીઓએ અમુક કાર્ય કરવું અને અમુક ન કરવું એ આપણે સ્વીકારી શકતા નથી. જીવન એ એક જાતનું યુદ્ધ છે અને તેમાં સહુને ભાગ લેવાની પૂર્ણ છૂટ હોવી જોઇએ. એ યુદ્ધમાં સહુ કોઇ ભલે પડે. જે યોગ્ય હશે તેજ આગળ આવશે, અને જે યોગ્ય નહિ હોય તે પોતાની મેળે પાછા રહી જશે, અને એમ થતાં કુદરત જ નક્કી કરશે કે અમુક વ્યક્તિ કોઇ એક કાર્યને માટે યોગ્ય છે કે નહિ.

આ કારણથી આજે ખાસ કરીને યુરોપ અને અમેરિકાની સ્ત્રીઓ અથવા તેમનો આગળ પડતો ભાગ મનુષ્યજાતિના બધા કાર્યક્ષેત્રમાં પ્રવેશ કરવાનો હક માગે છે. પ્રમુખપદ, પ્રધાનપદ, ન્યાયાસન, ધારાશાસ્ત્રીની પદવી, વિજ્ઞાનશાસ્ત્રી કે અધ્યાપકનું કાર્ય વગેરે જાત જાતનાં પદ કે કામ સ્ત્રીઓ પોતાનાં કરવા માગે છે. તેમજ યંત્રબળને લગતું બધું કામકાજ અને ઉંચા પ્રકારનું એન્જીનીઅરનું કાર્ય તેઓ કરવા ઇચ્છે છે અને સાહિત્ય, કળા. હુન્નર અને ઉદ્યોગના સર્વ પ્રદેશમાં પ્રવેશ કરવા માગે છે. તેઓ કહે છે કે તેમ કરવાથી જ તેમનામાં શી શી શક્તિઓ છે અને શી શી નથી તે તેઓ જાણી શકશે.

આ ઠેકાણે તેમને લોકો સ્વાભાવિક રીતે પૂછી શકે છે કે "તમે સર્વ કાર્ય કરવા ઇચ્છો છો ત્યારે યુદ્ધ કરવાનો પણ તમારો વિચાર છે કે શું? શું તમે બંદુકો અને તોપો વતી માણસો મારવાને તૈયાર થશો?" આના જવાબમાં તેઓ કહે છે કે "હા, અમે એ કાર્ય પણ કરીશું, અને તે ખાસ કરીને. અત્યાર સુધી અમે યુદ્ધકાર્યમાં એક કે બીજી રીતે ભાગ લીધો છે અને અમારો ભાગ કે ભોગ પુરૂષો કરતાં વધારે મ્હોટો છે. આગળના કાળમાં યુદ્ધ થતાં હતાં ત્યારે અમારાં ખેતરવાડી, ઘરબાર, ગામ વગેરેનો નાશ કરવામાં આવતો હતો અને અમે તથા અમારાં બાળકો ઘર અને અનાજ વગરનાં થઇ જતાં હતાં અને કેટલીક વાર તો અમારે ગુલામ તરીકે પણ વેચાવું પડતું હતું. આ અવસ્થા પછી જ્યારે મનુષ્યજાતિ કંઇક સુધરી ત્યારે અમારે કર કે વેરો અધિક પ્રમાણમાં આપવા માટે અને લડાઇનો સરસામાન તૈયાર કરવા માટે ઘણું કામ કરવું પડતું હતું. વળી જ્યારે પુરૂષો ઘવાઇને આવે ત્યારે તેમની સારવાર કરવી પડતી અને જ્યારે અમારા સગાંસંબંધીઓમાંથી કોઇ લડાઇમાં મરી જાય ત્યારે અમારે અમારી આખી જીંદગી દુઃખમાં ગાળવી પડતી હતી. વળી કેટલીક વાર તો અમારા જ દૃઢ નિશ્ચયથી પુરૂષો લડાઇમાં જોડાતા હતા અને તેઓ યુદ્ધમાં ઉતરે અને વિજય પામે તે માટે અમે અમારાં

તન, મન અને ધનથી સહાયતા આપતાં. અમારાં આભૂષણુનો ભોગ આપતાં, અમારૂં સંસારનું બધું સુખ બાજુએ મૂકતાં અને અમારૂં પ્રજા તરીકેનું સ્વાતંત્ર્ય જાય તે કરતાં વર્ષોનાં વર્ષ સુધી દુઃખ અને દારિદ્રયમાં રહેવાનું અમે વધારે પસંદ કરતાં હતાં. આ સ્થિતિ તો અમારી આજે પણ છે. પણ યુદ્ધમાં અમે જે ભાગ અને ભોગ આપીએ છીએ અને જે પુરૂષોના ભાગ કરતાં અધિક છે તે આટલો જ નથી. અમે અમારા પતિ, પુત્ર, ભાઇ વગેરેનો ભોગ આપીએ છીએ અને એ ભોગ કાંઈ ન્હાનોસુનો નથી. અમારાંમાંની કેટલીએકે એકીવેળા પોતાના પતિ, બે ત્રણ કે તેથી પણ વધારે ભાઇઓ અને બે ચાર કે તેથી પણ વધારે પુત્રોનો ભોગ આપ્યો છે. અમારામાંની કોઇ કોઇએ પાંચ પાંચ કે સાત સાત પુત્રોનો ભોગ આપ્યો છે. આ પુત્રો અમારા જ જણેલા છે અને તેમના જવાથી તેમને પોતાને દુઃખ થાય છે તે કરતાં અમને ઘણું વધારે થાય છે. વળી તેમને તો પ્રત્યેકનું પોતાનું જ દુઃખ રહ્યું, પણ અમારે એ સહુનું દુઃખ વેઠવું પડે છે. જે બધા પુરૂષો લડાઈમાં ઉતરે છે તેમને સ્ત્રીઓએ જ પોતાના ગર્ભાશયમાં નવ માસ ધારણ કર્યા છે અને અસહ્ય દુઃખ વેઠી જન્મ આપ્યો છે. તેમને ઉછેરીને મ્હોટા કરવામાં પણ તેમણે કંઇ ઓછું દુઃખ વેઠ્યું નથી. આ કારણને લીધે એ પુરૂષો જ્યારે લડાઈમાં મૃત્યુ પામે છે, ત્યારે સ્ત્રીઓને અપાર દુઃખ થાય એ જાણવું જરા પણ મુશ્કેલ નથી. અમે સ્ત્રીઓ યુદ્ધમાં ભોગનો જે હિસ્સો આપીએ છીએ તે આ જ છે."

"પુરૂષોને તો અમુક વખતે જ યુદ્ધમાં જવું પડે છે અને યુદ્ધમાં પણ યોદ્ધાઓના અમુક ટકા જ મૃત્યુ પામે છે કે ઘવાય છે. પણ સ્ત્રીઓને પ્રત્યેક પ્રત્યેક બાળકને જન્મ આપતી વખતે મૃત્યુના મુખમાંથી નીકળવું પડે છે અને તેમાંની ઘણી મૃત્યુવશ થાય છે. વળી ઘવાય છે તો તેમાંની સહુએ અને તે પણ પોતાની જીંદગીમાં એક વાર નહિ પણ અનેક વાર. આવી રીતે ઘવાઇને અને મૃત્યુના મુખમાંથી નીકળીને

જે બાળકોનો જન્મ આપ્યો હોય, અને જેમને પ્રાણુતોડ મહેનતથી મ્હોટાં કર્યાં હોય તે યુદ્ધમાં કપાઇ જાય ત્યારે સ્ત્રીઓને કેટલું દુઃખ થતું હશે તેની તો પુરૂષોને માત્ર કલ્પના જ કરવાની રહી. આ કારણથી જે સ્ત્રીઓએ પોતે બાળકને જન્મ આપ્યો હોય અથવા જેને ભવિષ્યમાં બાળકને જન્મ આપવાની સંભાવના હોય તે સહુ યુદ્ધ તરફ જૂદી જ દૃષ્ટિથી જુએ એમાં કંઈ નવાઈ પામવા જેવું નથી. તેઓ કોઈ યુદ્ધમાં સેંકડો કે હજારો કે લાખો માણસો કપાતાં જોઈ આવો જ વિચાર કરે કે "આ બધા સ્ત્રીઓને પેટે જ જન્મેલા હતા. આ બધાને શું એમની માતાઓએ આવી રીતે કપાવા માટે જ જન્મ આપ્યો હશે! એ બીચારી સ્ત્રીઓએ તેમને પોતાના ગર્ભાશયમાં ધારણ કરી કેટલું કષ્ટ વેઠયું હતું, અને તેમને જન્મ આપતી વખતે શી અસહ્ય વેદના વ્હોરી હતી! તેઓ તે વખતે મૃત્યુના મ્હોંમાં જ જઈ પડી હતી અને તેમાંથી કેટલીએકે તો પોતાનો પ્રાણ સુદ્ધાંત તજ્યો હતો. વળી એટલેથી જ બસ નથી. બાળકોને જન્મ આપ્યા પછી પણ એ સ્ત્રીઓએ પોતાના લોહીનું દૂધ કરી તેમને પાયું હતું, તેમને માટે ઉજાગરાઓ કર્યા હતા, તેમને માટે ખાવાપીવામાં સંયમ પાળ્યો હતો, અને બાળકો સ્હેજ પણ દુઃખી થતાં પોતે દુઃખી થઇ હતી. વળી બાળકોનું દુઃખ પોતા ઉપર લઇ તેમને સુખ આપ્યું હતું, અથવા આપવા પ્રયત્ન કર્યો હતા. આવું તેમણે વર્ષો સુધી કર્યું હતું અને એ બધાનું શું આ જ પરિણામ? જેને જન્મ આપવા માટે અને મ્હોટું કરવામાં આટલાં શ્રમ, દુઃખ, વેદના વગેરે વેઠવામાં આવ્યાં હતાં અને આટલું બધું જીંદગીનું જોખમ વ્હોરવામાં આવ્યું હતું તે શું આવી જ રીતે કપાઈ મરે! શું માતાના દુઃખ, શ્રમ વગેરેની કંઈ કીમત જ નથી! અને એ બધું શા માટે? ઘણી વખત તો કંઇ પણ કારણ માટે નહિ, અથવા કોઇ વખત કંઇક કારણ હોય તો તે અમુક વૈર વાળવાનું જ અથવા પ્રજાના પ્રત્યેક માણસ દીઠ સ્હેજસાજ જમીનનો ટુકડો વધારે મળે

અથવા તેની દોલતમાં નહિ જેવો વધારો થાય એ માટે જ. નહિ, આ સ્થિતિ કોઇ રીતે ઇચ્છવાયોગ્ય નથી. માણસોને યુદ્ધ કરવું હોય તો તેનું યોગ્ય કારણ જોઇએ. નહિ તો યુદ્ધ થવુ જ જોઇતું નથી. મનુષ્યની જીંદગી કેવી મોંઘી છે એ તો અમે જ જાણીએ છીએ, જેથી એ નકામી જાય અથવા તેનો નાશ કારણ વગરનો થાય એ અમે એક અતિ મ્હોટો અપરાધ સમજીએ છીએ અને તે બનતા લગી થવા નહિ જ દઇએ."

યુદ્ધમાં માણસોનો નિરર્થક સંહાર થતો જોઇ સ્ત્રીઓના મનમાં આવા જ કંઇક વિચાર ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. વળી તેમનું હૃદય વિશેષ કોમળ છે. તેથી તેઓ હિંસા સહજ સહન કરી શકતી નથી. આ કારણથી જ્યારે સ્ત્રીઓ બધા સામાજિક અને રાજકીય કાર્યમાં પુરૂષોની સાથે ભાગ લેતી થશે, ત્યારે પહેલો સુધારો જે થશે તે લડાઇ બંધ કરવાની દિશામાં થશે. માણસો યુદ્ધને ધર્મયુદ્ધ કહે કે બીજું ગમે તે સારૂં નામ આપે અને તેમ કરી લડાઈ કરવી એ ન્યાયસર છે એમ ગણે અને ગણાવવા પ્રયત્ન કરે, પણ સ્ત્રીઓ એવા નામથી કે એવા પ્રયત્નથી છેતરાવાની નથી. તેઓ યુદ્ધમાં જે કાંઈ કાપાકાપી થાય તેને મનુષ્યની ઘાત જ ગણશે અને તેમ ગણી તે અટકાવવા પૂરતો પ્રયત્ન કરશે. આનું કારણ કાંઇ ખાસ એ નથી કે સ્ત્રીઓમાં માતૃત્વનો ભાવ હોવાથી તેમનામાં પુરૂષો કરતાં નૈતિક ગુણ કે પ્રેમ વિશેષ છે સર્વ યુગમાં પુરૂષોએ બધી જાતના ઉંચા ગુણો સ્ત્રીઓની મારફ્ જ પ્રકટ કર્યા છે, અને ઘણી વાર તો તેમણે જ તેઓ વધારે છૂટા છે એ કારણથી કે તેમને વધારે સારૂં શિક્ષણ મળેલું છે એ કારણથી મનુષ્યજાતિને નીતિ અને ધર્મના માર્ગમાં આગળ પગલાં ભરાવ્યાં છે. પૃથ્વી ઉપરના મ્હોટા ધર્મો પુરૂષોએ જ પ્રકટ કર્યા છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે સ્ત્રીઓમાં પુરૂષો કરતાં ઉંચા નૈતિક ગુણમાં કે પ્રેમમાં કાંઇ ખાસ વિશેષતા નથી. વળી "માતા" જેવો અતિ ઉચ્ચ શબ્દ અધોગતિ પામતાં ઘણી વાર કેવો

હલકો અર્થ પ્રકટ કરે છે અને સ્ત્રીનો અતિ ક્ષુદ્ર સ્વભાવ જાહેર કરે છે એ આપણે "સાસુ-મા" અને "સાવકી-મા" (Mother-in-law) (Step-mother) એ બે શબ્દોથી ઘણી વાર બધી ભાષાઓમાં જે ભૂંડો અર્થ સૂચવાય છે તે ઉપરથી જાણીએ છીએ. પ્રેમ, ઉદારતા, વગેરે ગુણોમાં પુરૂષો સ્ત્રીઓ કરતાં કોઈ રીતે ઉતરતા જોવામાં આવ્યા નથી.

વળી સ્ત્રીઓ ભવિષ્યમાં યુદ્ધથી દૂર રહેશે અને તેને અટકાવવા પ્રયત્ન કરશે તેનું કારણ એ નથી કે તેમનામાં હિમ્મતની ખામી છે. મનુષ્યજાતિના આખા ઇતિહાસમાં સ્ત્રીઓએ યુદ્ધ કાળે દુઃખ અને મૃત્યુ પણ પુરૂષોની જેટલી જ હિમ્મત અને દૃઢતાથી વેઠ્યાં છે અને તેમનો સત્કાર પણ કર્યો છે. કેટલીક વાર તો તેમણે એ ગુણો પુરૂષો કરતાં વિશેષ પ્રમાણમાં બતાવ્યા છે અને પુરૂષોને લડવા માટે ઉત્તેજિત કર્યા છે. વળી તેમણે આવાં યુદ્ધો દરમ્યાન કામકાજનો બોજો પુરૂષો કરતાં કંઇ ઓછો વ્હોર્યો છે એમ નથી, અને એ બોજાનું વહન કરતાં તેમણે પોતાનો પ્રાણ આપવામાં પણ પાછી પાની કરી નથી.

ભવિષ્યમાં સ્ત્રીઓ યુદ્ધ કરવાની વિરૂદ્ધ થશે એનું કારણ એ પણ નથી કે તેઓ શરીરે કોમળ છે તેથી તેઓ તેમાં ભાગ લઇ શકે તેમ નથી. આગળના કરતાં કદાચિત્ સ્ત્રીઓનું કદ અત્યારે વધારે ન્હાનું હશે, અને તેમનું શરીર ખરેખર વધારે કોમળ છે, તોપણ આજે યુદ્ધમાં તલવાર કે ભાલા વગેરેનો ઉપયોગ નહિ કરવાનો હોવાથી એ ફેરફાર નડતરરૂપ નથી. જો તેમને લડાઇમાં જવું જ હોય તો તેઓ બંદુક વગેરેનો ઉપયોગ પુરૂષોની માફક જ સ્હેલાઇથી કરી શકે છે. આજનાં શસ્ત્ર એવાં છે કે તેમનો ઉપયોગ કરવામાં કંઇ ખાસ અંગબળની જરૂર રહેતી નથી. જો યૂરોપની પ્રજાઓ પોતાની અત્યારની અર્ધ-જંગલી અવસ્થામાં થોડો વધારે કાળ રહી પરસ્પર યુદ્ધ કર્યા કરે, તો સ્ત્રીઓને લશ્કરને ખોરાક વસ્ત્ર વગેરે પૂરૂં પાડવાનું

તેમ તેના ઉપર દેખરેખ આપવાનું કાર્ય અને યુદ્ધને લગતું એવું બીજું ઘણું કાર્ય કરવું પડે એ અસંભવિત નથી. વળી જે પ્રજા પોતાની સ્ત્રીઓને આવા કાર્યમાં પહેલી લગાડે તેને બીજી પ્રજા કરતાં યુદ્ધમાં વિશેષ લાભ થાય એ નિઃશંક છે.

આ બધું જોતાં સ્ત્રીઓ બ્હીકણ છે, કે શરીરે અશક્ત છે, કે માતા તરીકે તેમાં પિતારૂપ પુરૂષો કરતાં વધારે ઉંચા ગુણો છે એ માટે તેઓ જ્યારે રાજકીય કાર્યમાં પૂરો ભાગ લેતી થશે ત્યારે યુદ્ધ અટકાવવાનો પૂર્ણ પ્રયત્ન કરશે એમ સમજવાનું નથી. તેઓ યુદ્ધની સામે થશે એનું કારણ તો માત્ર એક જ છે અને તે આ છે કે તેઓ સ્ત્રીજાત હોવાથી મનુષ્યજીવન કેમ ઉત્પન્ન થાય છે એ બરાબર જાણે છે અને તેની કીંમત પણ પૂર્ણ રીતે સમજે છે. પુરૂષોને એ જાતનો અનુભવ નથી અને તેમને તે કારણથી મનુષ્યની જીંદગીની ખરી કીંમત પણ સમજાતી નથી.

કોઇ શહેર દુશ્મનોથી ઘેરાયું હોય અને તેની દિવાલમાં એકાદ મ્હોટું બાકોરૂં પડયું હોય ત્યારે તેના લોકો સારી નઠારી બધી વસ્તુઓ લઇ તે બાકોરૂં પૂરવા પ્રયત્ન કરે છે. આ વખતે પાસે કોઇ મહેલ હોય અને તેમાં અતિ સુંદર પુતળાંઓ ઉભાં હોય તો તેઓ તેમને પણ લે છે અને જરા પણ અચકાયા વગર તેઓ બીજા પત્થરની માફક તેમને પેલા બાકોરામાં ફેંકે છે. આમ કરવામાં કોઇને પણ આંચકો લાગતો હોય તો તે તેમનો ઘડનાર શિલ્પી છે. બીજો શિલ્પી પણ તેમ કરવાની હિમ્મત અથવા ધૃષ્ટતા ન જ કરે. આનું કારણ એ છે કે એ શિલ્પીઓ એ પુતળાંઓ ઘડવામાં શી મહેનત લાગી છે અને તેમાં શી ખંત, ધીરજ, દઢતા વગેરેની જરૂર પડી છે તે બધું સારી રીતે જાણે છે. કોઈ કોઇ પુતળાંનું એકેક અંગ કરવામાં ઘણી વખત અસાધારણ મહેનત લેવામાં આવેલી હોય છે અને એમ કરતાં તેમણે પોતાના લોહીનું પાણી કરેલું હોય છે. આ કારણથી બીજા ભલે એ પુતળાંઓને એવી રીતે ફેંકે અને તેમનો નાશ કરે, પણ તેનો ઘડ-

નાર શિલ્પી અને ઘણીવાર બીજા શિલ્પીઓ પણ તેમ કરવા કદિ તત્પર થશે નહિ. કોઇ કોઈ વાર તો તેઓ પોતાનો પ્રાણ જતાં સુધી પણ એ પુતળાંઓનો નાશ એવી રીતે પોતાના હાથ વતી કરી શકતા નથી.

આ શિલ્પીઓને જેમ પોતાનાં ઘડેલાં પુતળાંઓ વ્હાલાં છે તેમ અને તેથી ઘણાં વધારે સ્ત્રીઓને પુરૂષોનાં શરીર જે તેમના પેટમાં ઘડાયાં છે તે વ્હાલાં છે. એ કારણથી તેમને જો અધિકાર આપવામાં આવે તો તેઓ કદિ પણ એ શરીરનો વિનાશ નિરર્થક થવા દે નહિ. રાજાઓના કે અમુક વર્ગોના પરસ્પર દ્વેષના કારણથી કે એમની મહત્વાકાંક્ષાઓના કારણથી પ્રજાઓના પરસ્પર સંબંધમાં જે બાકોરાં પડે છે તેમાં પુરૂષો પોતે હોમાવા અથવા બીજાઓને હોમવા તૈયાર થાય એ બનતું આવ્યું છે અને આજે પણ બને છે, પણ સ્ત્રીઓ એ જોઇ શકતી નથી. તો પછી પુરૂષોને હોમવાનું કામ કરી તો ક્યાંથી જ શકે? જૂદા જૂદા દેશો વચ્ચે કોઇ તકરાર ઉભી થાય ત્યારે તેનો નિકાલ યુદ્ધથી નહિ પણ પરસ્પર મસલતથી અને સર્વ દેશોએ મળી ઉભું કર્યું હોય એવા કોઇ સરપંચના નિર્ણય દ્વારા કરવાનું સ્ત્રીઓને સ્વાભાવિક રીતે વધારે યોગ્ય લાગે છે.

સ્ત્રીઓ યુદ્ધ પ્રત્યે પુરૂષો કરતાં કંઇક જૂદી જ દૃષ્ટિથી જુએ એ મનુષ્યને જન્મ આપવામાં તેમને જે કંઈ ભોગવવું અને વેઠવું પડે છે તે ઉપરથી સહજ લાગે છે. પુરૂષોને એ કાર્યમાં ક્ષણિક આનંદ ભોગવવા પુરતો હિસ્સો છે, પણ સ્ત્રીઓને॰ મહિનાઓ સુધી હાડમારી અને દુઃખ વેઠવું પડે છે અને આખરે પોતાની જીંદગી પણ જોખમમાં મૂકવી પડે છે. પુરૂષોને મન એ વાત હસવા સરખી છે, પણ સ્ત્રીને તેમાં અસાધારણ દુઃખ, પીડા, વેદના અને કોઇ કોઇ વાર તો મૃત્યુ પણ ભોગવવાનાં રહે છે. પુરૂષ અને સ્ત્રી વચ્ચે જે અમુક વાતોમાં કંઇ ભેદ છે તેમાંની આ મુખ્ય છે.

કોઈ લડાઇમાં પાંચ કે દસ કે પચીસ હજાર માણસો માર્યાં

જાય ત્યારે સ્ત્રીઓને સ્વાભાવિક રીતે, તે માણસોને ગર્ભાશયમાં ધારણ કરતાં તેમની માતાઓએ જે દુઃખ વેઠયું હતું, તેમને જન્મ આપતાં જે વેદના ભોગવી હતી અને ઉછેરતાં જે બધી મહેનત કરી હતી તે બધું યાદ આવે છે. વળી દેશ કે પ્રજાની શક્તિ ટકાવી રાખવી હોય તો એટલાં માણસો ઓછાં થતાં તેમને ફરીથી એનું એ જ કરવાનું રહે છે. યુરોપના છેલ્લા યુદ્ધમાં અસંખ્ય માણસો માર્યાં ગયાં છે, તેથી ત્યાંની પ્રજાઓ વસ્તીમા કેમ વધે એ જ વાત ઉપર ત્યાંના ઘણા માણસો લક્ષ રાખે છે, પણ એમ કરવામાં ખરો ભાર તો સ્ત્રીઓ ઉપર જ આવી પડે છે એ વાત ઘણી વાર ભૂલી જવાય છે. આથી સ્ત્રીઓને જે બધું સહન કરવું પડે છે તે પુરૂષોએ યુદ્ધમાં આપેલા પોતાના ભાગ કે ભોગથી કોઇપણ રીતે ઉતરતું નથી, બલ્કે વધારે હશે.

બાળકોને જન્મ આપતાં સ્ત્રીઓને જે કાંઇ ભોગવવું પડે છે તેને લીધે માત્ર મનુષ્યની ઘાત તરફ નહિ પણ સર્વ પ્રાણીઓની ઘાત તરફ તેઓ પુરૂષો કરતાં કંઈક જૂદી જ નજરથી જુએ છે. જ્યાં પુરૂષો મ્હોટા પ્રમાણમાં માંસાહારી છે અને શિકારનો શોખ ધરાવે છે ત્યાં પણ સ્ત્રીઓ કોઈ પણ પ્રાણિને એકદમ મારી નાંખવાનું મન સ્હેજે કરતી નથી એ દેશોમાં પુરૂષોને પ્રાણીઓનો શિકાર કરવો એ રમત છે, પણ સ્ત્રીઓનું મન પ્રાણીઓને મારવા નહિ પણ તેમનું રક્ષણ કરવા તરફ વળે છે. હિંદુસ્થાન આ વાતનું એક સુંદર દૃષ્ટાંત પૂરૂં પાડે છે. પંજાબમા લગભગ બધી કોમના પુરૂષો માંસાહારી છે પણ ત્યાં સ્ત્રીઓ બીલકુલ માંસાહાર કરતી નથી. એ ખરૂં છે કે સ્ત્રીઓ ઘણીવાર પોતાના દુશ્મનની ઘાત કરવામાં પુરૂષોથી કોઇ રીતે ઓછી ઉતરતી નથી, પણ તેમ કરવું એ તેમને પુરૂષોને મ્હોટે ભાગે લાગે છે તેમ સાધારણ વાત લાગતી નથી. તે મનુષ્યજીવનની કીંમત બરાબર જાણે છે અને ન છૂટકે જ તે લે છે. પુરૂષો તેમ કરવામાં કેટલીક વાર આનંદ પણ લે છે, પણ સ્ત્રીઓને કદાચિત્ તે કામ

કરવું પડે તો તે તેઓ બાળકને જન્મ આપતાં તેમને જેવું દુઃખ ભોગવવું પડે છે તેવા જ કંઈ થોડા કે વધારે દુઃખથી કરે છે. તેમને માટે જન્મ આપવો એ જેવું દુઃખદાયી છે તેવું જ માણસની ઘાત કરવી કે તેને મૃત્યુ પામતાં જોવો એ દુઃખદાયી છે.

એ ખરૂં છે કે આજે મનુષ્યજાતિમાં યુદ્ધની વિરૂદ્ધ જે લાગણી ઉત્પન્ન થઈ છે તે કંઇ ખાસ સ્ત્રીઓથી જન્મ પામેલી નથી. સ્ત્રીઓએ તેમ જ પુરૂષોએ ઓછામાં ઓછા ત્રણ ચાર હજાર વર્ષ થયાં મનુષ્યજીવન અમૂલ્ય છે એમ માન્યું છે, અને યુદ્ધ કરવું એ મનુષ્યજાતિની પહેલાંની જંગલી અને પશુ જેવી અવસ્થાની એક પ્રથા છે અને તે હજુ સમાજની અર્ધ-જંગલી અવસ્થા સૂચવે છે એમ ગણ્યું છે. તેમણે એમ પણ કહ્યું છે કે તે પ્રથા દૂર થવી જોઇએ અને મનુષ્યોએ ગમે તે થાય તોપણ પરસ્પર દ્વેષ કે હિંસા કરવાં નહિ. મનુષ્ય જ શા માટે ? તેમાંના કેટલાએકે તો પ્રાણીના જીવનની કીમત પણ અમૂલ્ય લેખી છે અને તેમને મારવાની મના કરી છે. જેમણે આવી ઉચા પ્રકારની અહિંસા જાણી કે અનુભવી છે તેમને અત્યારે બાળકોને જન્મ આપનાર તરીકે સ્ત્રીઓની આ બાબતમાં જે ભાવના છે તેમાંથી કાઇ ખાસ શીખવાનું રહેતું નથી. તેઓ હિંસાને તિરસ્કૃત ને સર્વથા ત્યાજ્ય ગણે છે તેનું કારણ એ નથી કે કોઇ પણ પ્રાણી કે મનુષ્યને જન્મ આપતા તેની માદા કે માતાને અમુક દુઃખ વેઠવું પડયું છે, પણ એ છે કે શ્રી મહાવીર, શ્રી ગૌતમ બુદ્ધ અને શ્રી ઇસુ ખ્રિસ્ત જેવા પરમ જ્ઞાની પુરૂષોએ હિંસા ન કરવાનું બોધ્યું અને ફરમાવ્યું છે, અને તેમ કરવું એ ઇશ્વર જે સર્વ જીવના સૃષ્ટા છે અને જે પોતે પ્રેમ-સ્વરૂપ છે તેના નિયમ અને સ્વરૂપની વિરૂદ્ધ છે.

પણ આવું પૂર્ણ અહિંસા-વ્રત તો આપણે ત્યાં પણ ઘણા જ થોડા દેદેકો પાળે છે, તેથી સ્ત્રીઓની માતા તરીકેની અથવા બાળકોને જન્મ આપનાર તરીકેની હિંસા વિરૂદ્ધ ભાવનાની આખી મનુ-

બ્યજાતિને અને આપણને ય ઘણા લાંબા કાળ સુધી આ બાબતમાં સહાયતા લેવાની જરૂર પડશે.

આ કારણથી સ્ત્રીઓ જ્યારે યોગ્ય શિક્ષણ અને જ્ઞાન પામી રાજકીય અને સામાજિક કાર્યમાં પૂરતો ભાગ લેશે અને પુરૂષોની સાથે મનુષ્યજીવનના બધા પ્રદેશમાં સમાન અધિકાર ભોગવશે, ત્યારે યુદ્ધ કરવું એ એક મહાન અનર્થ ગણાશે અને તે દૂર કરવામાં આવશે. સ્ત્રીઓ આવી રીતે સર્વ કાર્યમાં ભાગ લેતી થાય ત્યાર પહેલાં એ દૂર થાય એ બહુ સંભવિત નથી.

યુદ્ધમાં થતી હિંસાના સંબંધમાં સ્ત્રીઓને ઘણું વિશેષ કહેવાનું છે, કારણ કે યુદ્ધમાં જેમનો ભોગ સહુથી મ્હોટા પ્રમાણમાં અપાય છે તેમને જન્મ આપવામાં સ્ત્રીઓએ પોતાના પ્રાણને પૂર્ણ જોખમમાં મૂકેલો છે, અને તેમને ઉછેરી મ્હોટા કરવામાં તેમણે પ્રાણતોડ મહેનત લીધેલી છે. પ્રત્યેક મનુષ્યને જન્મ આપતાં પહેલો ભોગ અને તે પણ પ્રાણ આપવા જેટલો જ સ્ત્રીએ આપેલો છે, તેથી એ મનુષ્ય નિરર્થક નાશ ન પામે એ જોવાનો તેનો પહેલો હક છે. આ કારણથી સ્ત્રીઓ યુદ્ધક્ષેત્રમાંયે પ્રવેશ કરવા માગે છે, પણ એટલા માટે કે તેઓ તેમાં જઇ યુદ્ધ થતું તદ્દન અટકાવે.

યુદ્ધક્ષેત્રમાં સ્ત્રીઓનો પ્રવેશ આ રીતે થતાં એવું એક પણ કાર્યનું ક્ષેત્ર રહેતું નથી જેમાં સ્ત્રીઓ પ્રવેશ કરી ન શકે. વળી અહિં યુદ્ધના સંબંધમાં જે કાંઈ કહેવામાં આવ્યું છે એ ઉપરથી પૂર્ણ રીતે સિદ્ધ થાય છે કે સ્ત્રીઓએ ખાસ કરીને કાર્યક્ષેત્રના એ પ્રદેશોમાં પ્રવેશ કરવો જોઇએ છીએ કે જેમાં તેઓ મનુષ્યોની જન્મદાયીની હોવાથી વિશેષ પ્રકાશ પાડી શકે.



## પ્રકરણ ૫.



### પુરૂષ અને સ્ત્રી વચ્ચેના લિંગભેદ.



પુરૂષ અને સ્ત્રીની શરીર-રચના વચ્ચે જે ભેદ છે તે મનુષ્ય-જીવનની પ્રથમાવસ્થામાં આપણી પાસે અત્યારે જે કાંઇ સાધન છે તે વતી જાણી શકાતો નથી. મનુષ્યજીવનનું જે બીજ છે તેમાં જ નર અને નારી એવી બે જાત હશે, પણ આપણે તે જાણતા નથી. વળી ગર્ભાશયમાં જે ગર્ભ છે તેમાંથી પુરૂષ થવાનો છે કે સ્ત્રી થવાની છે તે પણ આપણે જાણી શકતા નથી. બાળકનો જન્મ થયા પછી આપણને માત્ર અમુક ઇંદ્રિયો દ્વારા બાળક નર કે નારિજાતિનું છે એ માલુમ પડે છે. એ સિવાય તેમની વચ્ચેનો ભેદ બીજી કોઈ રીતે માલુમ પડતો નથી. આ સ્થિતિ આખું બાળપણ અથવા લગભગ યુવાવસ્થા આવે ત્યાં સુધી ચાલે છે.

જ્યારે સ્ત્રી અને પુરૂષની અથવા છોકરા છોકરીની યુવાવસ્થા આવે છે ત્યારે જ તેમના શરીરમાં ઘણો ફેરફાર થાય છે, અને નર અને નારીનો ભેદ ખરી રીતે પ્રકટ થાય છે. આ ઉપરાંત અથવા આ કારણથી જ બન્નેની માનસિક અવસ્થામાં પણ અમુક ફેરફાર થાય છે અને તેને લીધે માનસિક ભેદ જોવામાં આવે છે. તોપણ તેમના શરીરનો મ્હોટો ભાગ અને એ શરીરની કાર્ય કરવાની શક્તિ લગભગ એકસરખાં રહે છે. તેમનાં આંખ, કાન, સ્પર્શેન્દ્રિય, પાચનશક્તિ, શ્વાસોચ્છ્વાસ લેવાની ક્રિયા, કાર્યશક્તિ વગેરેમાં કાંઇ ખાસ ફેર પડતો

હોય એમ દેખાતું નથી. ઘણી વખત આ બાબતમાં પુરૂષ અને સ્ત્રી વચ્ચે જેટલો ભેદ જોવામાં આવે છે તે કરતાં વધારે પ્રમાણમાં પુરૂષ પુરૂષ વચ્ચે ભેદ જોવામાં આવે છે. આ સ્થિતિમાં આવી પહોંચેલાં સ્ત્રી પુરૂષોનાં મુડદાંઓ ડાકટરો ચીરીને બહુ ઝીણી નજરથી તપાસે તોપણ તેમને તેમનાં હાડ, માંસ કે સ્નાયુ વગેરેમાં કાંઈ ખાસ ભેદ દેખાતો નથી.

સ્ત્રી અને પુરૂષ વચ્ચે જે કાંઇ ભેદ માલુમ પડે છે તે તેમની જનનેન્દ્રિય અને તેની ક્રિયા અને શરીરના જે બીજા ભાગને એ ઇંદ્રિય અને તેની ક્રિયા સાથે કાંઇ ખાસ સંબંધ હોય તેમાં જોવામાં આવે છે. આ ભેદ મ્હોટો છે પણ તે પરસ્પર પૂરવણી કરે છે. સ્ત્રી અને પુરૂષનાં શરીર જુદાં પડે છે તે તેમની જનનેન્દ્રિયના સંબંધમાં છે; બીજી રીતે તેઓમાં ભેદ નથી પણ સામ્ય છે, અને શરીરના અમુક ભાગોમાં એ સામ્ય પૂર્ણ છે. દાખલા તરીકે આંખ જે શરીરની સહુથી વધારે વૃદ્ધિ પામેલી ઇંદ્રિય છે અને જે બીજી ઇંદ્રિયો કરતાં ઘણી વધારે સજીવ અને સતેજ છે, તે સ્ત્રી તેમ પુરૂષમાં તેના બંધારણમાં, આકૃતિમાં અને કાર્યમાં એકસરખી જ છે. પણ બન્નેની છાતી જે બાળપણમાં તદ્દન એકસરખી હોય છે તે જનનેન્દ્રિયની સાથે અતિ નિકટનો સંબંધ ધરાવતી હોવાથી યુવાવસ્થામાં જનનક્રિયા સ્થાપિત થતાં તદ્દન જૂદું જ રૂપ ધારણ કરે છે.

હવે શારીરિક પ્રદેશમાંથી માનસિક પ્રદેશમાં આવીએ તો તેમાં પણ આપણને એના જેવી જ સ્થિતિ માલુમ પડે છે. બાળપણમાં છોકરા કે છોકરીનાં બુદ્ધિ, લાગણીઓ વગેરે ઇચ્છાઓ એકસરખાં જ હોય છે, અથવા તેમાં કંઇક ભેદ હોય તો તે એવો સૂક્ષ્મ છે કે તે સ્હેજે આપણી નજરે એકદમ ચઢતો નથી. બાળકો સ્હેજ મ્હોટાં થાય છે ત્યારે તેમાં તેમની લાગણીઓ વગેરેમાં અમુક ભેદ જોવામાં આવે છે એ ખરૂં છે, પણ આ ભેદ મ્હોટે ભાગે તેમના પ્રત્યે જે વર્તનનો ભેદ બતાવવામાં આવે છે અને તેને અંગે તેમને જે કૃત્રિમ

શિક્ષણ આપવામાં આવે છે તેને લીધે ઉત્પન્ન થાય છે. છેક ન્હાનપણથી જ છોકરાઓએ અને છોકરીઓએ અમુક રમત રમવી કે ન રમવી, તેમને બન્નેએ સાથે ન રમવું, છોકરાઓને અમુક છૂટ મળવી જોઇએ અને છોકરીઓને ન મળવી જોઇએ વગેરે જે કંઈ તેમને કહેવામાં કે ફરમાવવામાં આવે છે તેના પરિણામે તેમની માનસિક અવસ્થામાં ભેદ ઉત્પન્ન થાય છે. જ્યાં આ પ્રકારનું શિક્ષણ બાળપણથી જ વધુપડતું અપાય છે ત્યાં યુવાવસ્થા વહેલી આવે છે એનો પ્રત્યક્ષ દાખલો આપણું હિંદુસ્થાન જ પૂરૂં પાડે છે. આપણે ત્યાં બાર, તેર કે ચૌદ વર્ષની છોડીઓ અને પંદર, સોળ કે અઢાર વર્ષના છોકરાઓ યુવાવસ્થામાં આવી પહોંચે છે એનું કારણ માત્ર એ જ છે કે ન્હાનપણથી જ તેમનું લક્ષ તેઓના સ્ત્રીત્વ કે પુરૂષત્વ પ્રત્યે દોરવામાં આવે છે. જે સમાજમાં એ પ્રમાણે કરવામાં આવતું નથી તેમાં યુવાવસ્થા મોડી આવે છે એ પણ નિ:શંક છે.

પણ આ સિવાય સ્ત્રી અને પુરૂષો મ્હોટાં થાય છે ત્યારે ય તેમનામાં કોઈ ખાસ ભેદ જોવામાં આવતો નથી. પુરૂષો અને સ્ત્રીઓ બન્ને એકસરખી કેળવણી લઇ શકે છે અને જુદા જુદા વિષયમાં એકસરખું જ્ઞાન પામી શકે છે. જો તેઓને એક જ જાતનું જ્ઞાન આપવામાં આવે તો તેમની બુદ્ધિ અને લાગણીઓ વગેરેમાં કોઇપણ પ્રકારનો ખાસ ભેદ માલુમ પડે છે કે નહિ એ એક પ્રશ્ન છે. કેટલીક વખત અમુક માનસિક લક્ષણો, જે સ્ત્રીઓનાં કે પુરૂષોનાં ખાસ કરીને જણાતાં હોય તેના સંબંધમાં વિશેષ વિચાર કરતાં, અને બીજી સમાજનો તેમ આગળના કાળની સમાજનો ઇતિહાસ જોતાં, તેમનાં જ નથી એમ જણાય છે. દાખલા તરીકે કેટલાક એમ માને છે કે સ્ત્રીઓને ઘાટા રંગના વસ્ત્ર તેમ આભૂષણ પહેરવાં બહુ ગમે છે, પણ કેટલીક સમાજોમાં પુરૂષોને એ જાતનો શોખ વિશેષ છે એવું જણાયું છે. વળી આજે મ્હોટે ભાગે તમાકુનો ઉપયોગ ( પીવામાં ) પુરૂષો જ કરે છે, તેથી એ વિશેષ કરીને તેમનું લક્ષણ ગણવામાં

આવે છે. પણ અમુક જંગલી લોકોમાં એ માત્ર સ્ત્રીઓના જ લક્ષણ તરીકે જોવામાં આવે છે.

પહેરવેશમાં પણ સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચે જે મ્હોટો ભેદ જોવામાં આવે છે તેનું કારણ તેમની પ્રકૃતિની ભિન્નતામાં રહેલું નથી. જંગલી લોકોમાં આજે પણ પુરુષો સ્ત્રીઓ કરતાં વિશેષ પ્રમાણમાં વસ્ત્રાભૂષણ, રંગ, પીછાં વગેરેથી સજ્જિત થાય છે, અને મયુરની યાદ આપે છે, ત્યારે તેમની સ્ત્રીઓ એ બધી વસ્તુઓનો ઓછા પ્રમાણમાં કરી ઢેલની યાદ આપે છે. આજે ઘણા લોકોમાં સ્ત્રીઓના પહેરવેશમાં આટલી બધી વિવિધતા રહી છે, તેનું કારણ મ્હોટે ભાગે પુરૂષોનું મન રંજન કરવા અને તેમનું આકર્ષણ કરવા પુરતું છે. જ્યાં સ્ત્રીઓને એ કરવાનું હોતું નથી, ત્યાં સ્ત્રી અને પુરૂષના પહેરવેશ વચ્ચે બહુ ભેદ નથી. વળી આજે યુરોપ અમેરિકામાં સ્ત્રીઓ પોતાના પોશાકમાં ફેરફાર કરી સગવડતા ઉપર વધારે ધ્યાન આપવા લાગી છે એ ઇચ્છિવાયોગ્ય છે.

સ્ત્રી અને પુરૂષ વચ્ચે પ્રકૃતિ-ભેદ છે અને તેને અંગે તેમની વચ્ચે માનસિક ભેદ પણ છે. આ ભેદ ખાસ કરીને જનનેન્દ્રિયને લગતી બધી ક્રિયાઓ અને તેમના સંબંધમાં ઉત્પન્ન થતાં ભાવ અને લાગણીઓના પ્રદેશમાં જ મુખ્યત્વે કરીને જોવામાં આવે છે.

બીજાં પ્રાણીઓમાં નર અને માદા વચ્ચેના ભેદને લીધે ઉત્પન્ન થતા માનસિક ગુણો ઘણી વાર માત્ર નર કે માદામાં અમુક પ્રકારની વિશેષતા રૂપે જોવામાં આવે છે. ન્હાનાં જંતુઓ અને માછલાંઓમાં માદા નર કરતાં શરીરે વધારે મ્હોટી અને સશક્ત હોય છે અને તેમાં લડાયક તેમ શિકારી વૃત્તિ વધારે ખીલેલી જોવામાં આવે છે. શિકારી પંખીઓ જેવાં કે ગીધ, સમળી, બાજ વગેરેમાં માદા નર કરતાં સ્હેજ વધારે મ્હોટી છે, પણ તેમની વચ્ચે બીજો ભેદ જોવામાં આવતો નથી. મરઘ, સારસ અને એ જ જાતનાં બીજાં પક્ષીઓમાં

નર અને માદા વચ્ચે અસાધારણ સ્નેહ જોવામાં આવે છે અને તેઓ એક બીજાનો કદિ પણ ત્યાગ કરતાં નથી. તેમનામાં કદાચિત્ નર મરી જાય તો માદા ફરીથી બીજા નરની સાથે જોડાતી નથી. તેમનાં બચ્ચાંઓનું રક્ષણ તેમ પાલન નર અને માદા બન્ને એકસરખા પ્રેમથી કરે છે. શાહમૃગ પક્ષીમાં નર માદા કરતાં સ્હેજ વધારે મ્હોટો છે અને તે માદાની માફક જ ઇંડાં સેવે છે. વળી બચ્ચાંઓની સંભાળ પણ તે માદાની જેવી જ રાખે છે. બુલબુલ, કોયલ વગેરે ગાનારાં પંખીઓમાં નર અને માદા દેખાવમાં ઘણી રીતે એકસરખાં છે, અને તેઓ પણ પરસ્પર અસાધારણ પ્રેમ રાખે છે. તેઓ તેમના માળાઓ બાંધવામાં, ઇંડાં સેવવામાં અને બચ્ચાંઓની સંભાળ રાખવામાં સાથે જ કામ કરે છે. નર અને નારી કે માદા વચ્ચેનું સારામાં સારૂં અને ઉંચામાં ઉંચું સ્વરૂપ કેટલીક વાર આ જાતનાં પંખીઓમાં જોવામાં આવે છે. તેમાંની કોઈ કોઈ જાત એવી હોય છે કે તેમાં નર અને માદા પરસ્પર ટહુકા કરી એક પ્રેમ–ગીત ગાય છે. એ ગીતનું પહેલું અર્ધેક નર ગાય છે અને બાકીનું માદા ગાઇ તે પુરૂં કરે છે. કુકડાની જાતના પક્ષીમાં નર માદા કરતાં વધારે મ્હોટો અને તોફાની છે. એમનામાં એક નર ઘણી માદાઓ રાખે છે અને તેમને પ્રેમથી નહિ પણ બળાત્કારથી પોતાને વશ કરે છે. વળી નર ઇંડાંની કે બચ્ચાં-ઓની કશી પણ પરવા કરતો નથી, અને કેટલીક વાર માદાએ કે બચ્ચાંઓએ કાંઇ સારો ખોરાક પ્રાપ્ત કર્યો હોય તો તે જોરથી લઇ પણ લે છે.

પ્રાણીઓની જે જાતમાં માદાઓ બચ્ચાંઓને ધવડાવે છે તેમાં ઘણીવાર નર માદાથી વધારે મ્હોટો છે, તેમ તે વધારે લડાયક અને બચ્ચાંઓની ઓછી સંભાળ રાખવાવાળો છે. આમાં કોઇ કોઇ પ્રાણી અપવાદરૂપ છે. દક્ષિણ આફ્રિકામાં આ જાતમાંનું એક પ્રાણી એવું છે કે તેની માદા વધારે તોફાની છે, અને નર બચ્ચાંઓનો જન્મ થતાં જ તેમની સંભાળ લેવા લાગે છે અને એ કામ તે ઘણા

**પ્રેમથી કરે છે. વળી આ નર પોતાનાં જ બચ્ચાંઓ માટે આવો પ્રેમ રાખે છે એમ નથી, પણ એવાં જ બીજાં પ્રાણીઓનાં બચ્ચાંઓ તેની આગળ મૂકવામાં આવે તો તેમની પણ તેવી જ સંભાળ લે છે. એમાંનો એક નર બીજાનાં બચ્ચાંનું રક્ષણ અને પાલન પોતાના જ ભોગે કરતો હોવાથી આખરે તેને ભૂખ્યો મરતો અટકાવવા માટે એકલો પૂરીને ખોરાક આપવામાં આવતો હતો. આ ગુણ મ્હોટે ભાગે માદાનો છે, પણ આ જાતનાં પંખીમાં એ ગુણ નરમાં જોવામાં આવે છે અને માદા વધારે લડાયક છે.**

ધવડાવનારાં પ્રાણીઓમાં મ્હોટે ભાગે નર બીજા નર સાથે બીજી જાતના પ્રાણીઓ કરતાં વધારે પ્રમાણમાં લડે છે અને માદા બચ્ચાંઓની વિશેષ સંભાળ લે છે એ સિવાય નર અને માદા વચ્ચે બીજો ભેદ બહુ નથી. શિકારી કુતરાંઓમાં કુતરાઓ અને કુતરીઓ વચ્ચે તેમના શિકાર કરવાના કામમાં જરા પણ ભેદ જોવામાં આવતો નથી. આ કામ એવું છે કે તેમાં માનસિક તેમ શારીરિક ગુણો સારી રીતે પ્રકટ થાય છે. છતાં બન્ને બધી રીતે સરખાં જ છે. માણસો પ્રત્યેના તેમના પ્રેમમાં પણ કુતરો કુતરી સરખાં છે. તેમની વચ્ચે જે ભેદ જોવામાં આવે છે તે માત્ર જનનેન્દ્રિયને લગતા કાર્યના પ્રદેશમાં છે. વિશેષ કરીને એ ભેદ બચ્ચાંઓ જન્મે છે ત્યાર પછી જોવામાં આવે છે. પોતાનાં બચ્ચાંઓને ધવડાવતી વખતે કુતરી જે જાગૃત અવસ્થામાં રહે છે અને પોતાનાં બચ્ચાંઓના રક્ષણ માટે આખી દુનિયા સામે થવાને તત્પર હોય છે તે સ્થિતિમાં જે માનસિક ગુણો તેનામાં જોવામાં આવે છે તે તેના પોતાના જ છે. કુતરામાં એ જાતનું કંઈ પણ જોવામાં આવતું નથી.

**મનુષ્યજાતિમાં પણ અમુક અંશે આવી સ્થિતિ છે. નર કે નારી એ બન્ને જાતિનાં બાળકો તેમનાં રમતગમત, આનંદ, શોક વગેરેમાં સરખાં છે. વળી તેમની કામવાસના બાહ્ય રૂપમાં જૂદી હોવા છતાં**

તેના અંતર સ્વરૂપમાં સરખી છે અને તે દ્વારા તેમનું પરસ્પર આકર્ષણ થાય છે. તેમની વચ્ચે જે ખરો ભેદ ઉત્પન્ન થાય છે, તે બાળકના ગર્ભ તરીકે ધારણ કરાયા પછી દેખાવા લાગે છે અને તેના જન્મ પછી વિશેષ પ્રમાણમાં દેખાય છે, કારણ કે તે વખતે સ્ત્રી માતા તરીકે કેટલાક ગુણ પ્રકટ કરે છે જે પુરૂષોમાં જોવામાં આવતા નથી. બાળકના જન્મના સંબંધમાં અથવા વિશેષ કરીને ગર્ભ તરીકે રહેવાના સંબંધમાં પુરૂષનો જે કાંઈ હિસ્સો છે તે માત્ર એક પળનો છે, અને તેના કાર્યનું શું પરિણામ થયું છે અથવા થવાનું છે એ વાતની તેને મહિનાઓ સુધી ખબર પડતી નથી, અને એ સંબંધ જો પરસ્ત્રી સાથેનો હોય તો કેટલીક વાર તેને તેની બીલકુલ ખબર પડતી નથી. પણ સ્ત્રીની સ્થિતિ એ બાબતમાં તદ્દન જૂદી છે. તેને એ બાળકને ગર્ભ તરીકે નવ માસ સુધી પોતાના ગર્ભાશયમાં ધારણ કરવું પડે છે અને પછી અતિશય વેદના સહિત તેને જન્મ આપવો પડે છે. આ ઉપરાંત મહિનાઓ સુધી અથવા એકાદબે વર્ષ પર્યંત તેને એ બાળકને પોતાના જીવનના તત્ત્વરૂપી ધાવણથી ધવરાવવું પડે છે અને બીજી અનેક રીતે સંભાળવું જોઇએ છીએ. આ બધું કરતાં અમુક માનસિક ગુણો ઉત્પન્ન થાય છે જે માત્ર સ્ત્રીઓમાં જ જોવામાં આવે છે. આ ઠેકાણે જ મનુષ્યજાતિના સ્ત્રી પુરૂષરૂપી બે સરખા વિભાગ મનુષ્ય જીવનના કેટલાક મુખ્ય પ્રદેશ પ્રત્યે જૂદા જૂદા દૃષ્ટિબિંદુથી જુએ છે. જે પળથી સ્ત્રી પુરૂષનું પરસ્પર આકર્ષણ ગર્ભના બીજરૂપે સ્ત્રીના ગર્ભાશયમાં સ્થિતિ કરે છે, ત્યારથી બાળક મ્હોટું થાય ત્યાં સુધી પ્રજોત્પત્તિને લગતા અને બાળકોને ઉછેરી મ્હોટા કરવાના બધા કાર્યમાં એક પણ એવું નથી કે જેના ઉપર બન્ને સમાન દૃષ્ટિથી જોતા હોય અથવા જોઈ શકે. વળી આ બાબતમાં સ્ત્રી અને પુરૂષનો અનુભવ જૂદો જૂદો હોવાથી કાર્યક્ષેત્રના જે બધા પ્રદેશોને પ્રજોત્પત્તિ અને બાળકોને મ્હોટાં કરવાનાં કાર્ય સાથે ખાસ સંબંધ છે તેમાં પણ તે બન્ને જૂદા જૂદા દૃષ્ટિબિંદુથી જુએ છે.

સ્વાભાવિક છે. આ કારણથી સ્ત્રીઓને આ પ્રદેશમાં કેટલુંક ખાસ કાર્ય કરવાનું છે અને તે તેઓ પુરૂષોના હાથમાં વધારે વખત રહે એમ ઇચ્છતી નથી.

સ્ત્રીઓ અત્યારે કાર્યક્ષેત્રના કેટલાક પ્રદેશ જેવા કે બજાર, કારખાનાંઓ, ઉદ્યોગગૃહ, પ્રયોગશાળા વગેરેમાં જવાની માગણી કરે છે તે યોગ્ય જ છે, કારણ કે તેમને જો એ પ્રદેશમાં જવા દેવામાં આવે નહિ તો અમુક સ્ત્રીઓ જે અમુક ધંધાઓમાં પ્રવીણ થઇ શકે એવી હોય તેમને તેથી અન્યાય થવા સંભવ છે. પણ આવા ધંધાઓમાં સ્ત્રીઓના દાખલ થવાથી મનુષ્યજાતિને જે લાભ થવાનો છે તે સ્ત્રીઓના સ્ત્રીત્વના કાંઇ ખાસ ગુણવાળો નથી. એ જાતના કામકાજમાં પુરૂષ અને સ્ત્રી એ બન્નેએ માણસ તરીકેની મહેનત કરવાની હોય છે, જેથી તેમાં કોઈ પ્રકારની ખાસ વિશેષતા જોવામાં આવતી નથી, આ કારણથી સ્ત્રીઓ એ કામકાજ કરવા લાગે તો તેથી જગતના મહેનતના ભંડોળમાં વધારો થવા સંભવ છે, પણ એ સિવાય બીજો કોઇ ખાસ લાભ નથી.

પણ મનુષ્યજાતિના કાર્યક્ષેત્રના કેટલાક સામાજિક પ્રદેશ જેમાં સ્ત્રી પુરૂષ એ બન્ને પ્રજોત્પત્તિને લગતા કાર્યમાં પોતપોતાના અમુક અંશે જૂદા અનુભવને લઇને જૂદી દૃષ્ટિથી જુએ છે, તેમાં એમને પોતપોતાનું ખાસ કાર્ય કરવાનું રહે છે. આ પ્રદેશમાં સ્ત્રીઓ પોતાના સ્ત્રીત્વને લઇને અમુક પ્રકાશ પાડી શકે છે, જે પુરૂષો પોતાના જૂદા અનુભવને લઇને પાડી શકતા નથી. સ્ત્રીઓનું કાર્ય આ બધા પ્રદેશમાં છે તેનું કારણ તેમાંની અમુકની બુદ્ધિબળ કે પ્રવીણતાની વિશેષતાને લીધે નથી, પણ આખી સ્ત્રીજાતના સ્ત્રીત્વના ગુણને લીધે છે.

સ્ત્રીઓ આજે કેટલાક આગળ પડતા અને ખાસ કરીને પ્રજાસત્તાક દેશમાં રાજકીય કાર્યને લગતા કેટલાક હક, જેવા કે ધારાસભાના સભ્યોની ચુંટણી કરવાનો હક, ધારાસભાના સભ્ય થવાનો

હક, રાજ્યકાર્યભારમાં ભાગ લેવાનો હક વગેરે માગી રહી છે તેનાં બે કારણ છે. એ બેમાં વધારે મ્હોટું અને ઉપયોગી કારણ એ છે કે તેમના સ્ત્રીત્વને લીધે, રાજ્યને લગતા બધા કાર્યમાં પોતાનો યોગ્ય હિસ્સો આપવાની મનુષ્ય તરીકેની જે તેમની ફરજ છે તેમાંથી, મુક્ત થઈ શકતી નથી. બીજું કારણ એ છે કે તેઓ સ્ત્રીઓ તરીકે પુરૂષોથી અમુક અંશે ભિન્ન છે, તેથી તેઓનો એક જુદો જ વર્ગ બને છે, અને એ વર્ગ પોતાનું હિત જાળવવા તેમ રાજ્યકાર્યભારમાં પોતાના સ્ત્રી તરીકેના વિશેષ અનુભવનો લાભ આપવા રાજકીય કાર્યમાં ભાગ લેવો જોઇએ છીએ.

યૂરોપ અને અમેરિકામાં સ્ત્રીઓ આ પ્રકારની માગણી ઘણા વર્ષો થયાં કરવા લાગી છે અને કોઇ કોઇ દેશમાં તેમને રાજકીય હક પણ મળવા લાગ્યા છે. ખુદ ઇંગ્લેંડ જે કેટલીક રીતે બીજાં કેવળ પ્રજાસત્તાક રાજ્યો કરતાં આવી બાબતોમાં સ્હેજ પછાત રહેલું છે તેમાં પણ એકાદ બે સ્ત્રી આજે પાર્લામેન્ટમાં બેઠેલી જોવામાં આવે છે. આપણા હિંદુસ્થાનમાં મીસીસ બીસેન્ટ, સરલાદેવી ચૌધરાણી, સરોજિની નાઈડુ વગેરે બાઇઓએ રાજકીય ચળવળમાં જે ભાગ લીધો છે તે પુરૂષોમાંના સારા સારા નેતાના કાર્યની બરાબરી કરે તેવો છે. આ કારણથી એ સ્ત્રીઓ અને એમના જેવી બીજી અનેક સ્ત્રીઓએ રાજકીય કાર્યમાં ભાગ લેવો ન જોઇએ એવું કોણ કહી શકે તેમ છે ?

સ્ત્રીઓને ધારાસભા કે પાર્લામેન્ટ વગેરેમાં દાખલ કરવામાં કેટલીક વાર જે વાંધો લેવામાં આવે છે તે એ છે કે સ્ત્રીઓના આ પ્રમાણે રાજકીય કાર્યમાં ભાગ લેવાથી અમુક રાજકીય પક્ષનું જોર અત્યારે છે તેના કરતાં ઘણું વધારે થવા સંભવ છે. આમાં અમુક અંશ સત્ય છે, પણ આજે દુનિયામાં અને ખાસ કરીને યૂરોપ અને અમેરિકાના જુદા જુદા દેશોમાં ઉંચા તેમજ નીચા, અથવા વધારે સારા શબ્દોમાં કહીએ તો ધનવાન તેમ ગરીબ વર્ગોમાં રાજ્ય-

કાર્યભારમાં ભાગ લેવાનું સહુને સરખું મન થતું જાય છે. આથી જો સ્ત્રીઓને પણ વધારે હક મળે તો સહુ વર્ગોની સ્ત્રીઓ રાજકીય વાતોમાં ભાગ લેતી થાય, જેથી અમુક વર્ગ કે પક્ષનું જોર વધવા બહુ સંભવ રહેતો નથી. અમુક વર્ગની જ સ્ત્રીઓને જો હક આપવામાં આવે તો તેથી તે વર્ગ બહુ સબળ થાય એમાં નવાઈ નથી. આમ ન થાય તેટલા માટે સ્ત્રીઓને જે કાંઇ હક આપવામાં આવે તે થોડા હોય કે વધારે હોય પણ સહુને સાથે મળવા જોઇએ છીએ.*

સ્ત્રીઓ રાજ્યકાર્યમાં ભાગ લેતી થાય તેથી તેમાં એકદમ મ્હોટી ઉથલપાથલ કે મ્હોટો સુધારો થાય એમ માનવાને કંઈ ખાસ કારણ નથી. સ્ત્રીઓ પુરૂષોની પત્નીઓ, બ્હેનો, માતાઓ અને પુત્રીઓ છે અને પુરૂષો સ્ત્રીઓના પતિ, પુત્રો, ભાઇઓ, પિતા વગેરે છે. આ કારણથી ઘણી વાતમાં સ્ત્રી પુરૂષ બન્નેની માન્યતા સરખી જ છે. તોપણ કેટલીક વાત એવી છે કે જેમાં સ્ત્રીઓને તેમના કેટલાક વિશેષ ગુણોને લીધે આગળ કહેવાઇ ગયું છે તે પ્રમાણે કેટલીક વાતોમાં ખાસ કહેવાનું રહે છે. તે જાણવાથી સમાજનું કામ યોગ્ય રીતે ચાલે તે માટે તેમની ખાસ જરૂર છે. દાખલા તરીકે, કેટલી ઉમ્મરે પહોંચતાં છોકરીઓ પોતે સ્વતંત્ર છે એવું માની પોતાનું ધાર્યું કરી શકે છે અને પોતાનું શરીર પણ વેચી શકે છે, એ એક એવો પ્રશ્ન છે કે જેમાં સ્ત્રીઓ પુરૂષો કરતાં વિશેષ પ્રકાશ નાંખી શકે. આ પ્રશ્ન આપણે ત્યાં વડી ધારાસભામાં હમણાં જ ઉભો થયો હતો, અને તેના સંબંધમાં ત્યાં તેમ આખા દેશમાં ચર્ચા પણ બહુ સારી ચાલી હતી. પણ સ્ત્રીઓએ એ પ્રશ્ન ઉપર બહુ ધ્યાન આપ્યું હોય એમ લાગતું નથી. આખા દેશનાં બધાં સ્ત્રીમંડળો તરફથી એ વખતે એકવીશ વર્ષની

* આ બાબતમાં હાલમાં રાજકોટ સંસ્થાનમાં જે કાંઇ થયું છે તે જાણવા જેવું છે. ત્યાંના રાજાએ એક ધારાસભા સ્થાપી છે અને તેના સભ્યો ચુંટવાનો હક પ્રત્યેક પુરૂષ તેમ સ્ત્રીને આપવામાં આવ્યો છે.

મર્યાદા રખાવવા માટે માગણી થવી જોઇતી હતી. આ પ્રશ્નના મૂળ પાયા રૂપ તે પ્રશ્ન છે, અર્થાત્ સ્રીઓ ખુલ્લી રીતે વેશ્યાનું કાર્ય કરી શકે કે નહિ એ વાત ઉપર નિર્ણય આપવાનું કામ સ્રીઓનું જ ખાસ છે, અને બીજા દેશોમાં તેઓ તેના સંબંધમાં જે ન્હાનો મ્હોટો પ્રયત્ન કરે છે તે જાતનો પ્રયત્ન અહિં પણ થવો જોઇએ છીએ. વળી પુરૂષ વ્યભિચાર કરે અને સ્રી કરે તેના સંબંધમાં સમાજ બન્ને પ્રત્યે જૂદી જૂદી દૃષ્ટિથી જુએ છે અને સ્રીઓને એ અપરાધ માટે પુરૂષો કરતાં કાયદાની નજરે વિશેષ સ્હેવું પડે છે. આમાં એક રીતે સ્રીનું ગૌરવ રહેલું છે. તોપણ સમાજે આ બાબતમાં પુરૂષોનો તિરસ્કાર સ્રીઓનો જેવો કરવામાં આવે છે તેવો જ થવો જોઇએ છીએ, અને તે સ્રીઓ રાજકીય કાર્યમાં ભાગ લેતી થાય તો થવા વિશેષ સંભવ છે. વળી કોઇ સ્રી અને પુરૂષ પતિ પત્ની તરીકે નહિ રહેતાં છુટાં થવા માગે ત્યારે બાળકો ઉપર ઘણી વાર પુરૂષોનો હક રહે છે. આ સ્રીઓ જે બાળકોની માતા છે તેમનાપર એક જાતનો મ્હોટો અન્યાય છે અને તે દૂર કરવામાં પણ સ્રીઓ સારી રીતે સહાયતા આપી શકે છે. આ બધા અને એવી જ જાતના બીજા કેટલાક વિષયો ઉપર પુરૂષો અને સ્રીઓ જૂદી જૂદી દૃષ્ટિથી જુએ છે, તેથી એના સંબંધમાં કાંઇ ચોક્કસ નિર્ણય કરવા માટે સ્રીઓને ધારાસભા વગેરેમાં સ્થાન મળવું જોઇએ છીએ.*

---

* આ અનુવાદકને હાલમાં એક દાખલો એવો મળ્યો છે તેમાં પુરૂષો અને સ્રીઓનાં જૂદાં જૂદાં દૃષ્ટિબિંદુઓ દેખાઈ આવ્યાં હતાં. અમુક જ્ઞાતિમાં એક કન્યાનું વેવિશાળ થયું હતું પણ છોકરો અભણ અને નઠારી સોબત રાખતો હોવાથી છોકરીની માતાએ એ વેવિશાળ લગભગ ચારેક વર્ષ થયાં ખાનગી રીતે તોડી નાંખ્યું હતું. જ્યારે છોકરી લગ્ન કરવા જેવડી થઇ ત્યારે છોકરાના સગાંસંબંધીઓએ તે છોકરી લેવા માટે તે જ્ઞાતિના મહાજન પાસે ફર્યાદ કરી. જ્યારે આ વાત ડહોળાતી હતી ત્યારે એ છોકરીના જ કુટું-બમાં એ છોકરીનું પેલા છોકરા સાથે લગ્ન ન કરવા વિશે સ્રીઓ જેટલે અંશે મક્કમ હતી એટલા પુરૂષો જોવામાં આવ્યા ન હતા.

આપણે ત્યાં ઘણા સામાજિક પ્રશ્નો એવા છે કે જેમાં સ્ત્રીઓને " ગાય " ની માફક લોકમતને વશ થવું જોઇએ છીએ, અને તેમને જ્યાં દોરવામાં આવે ત્યાં દોરાય છે. લગ્ન, પુનર્લગ્ન વગેરે અનેક વાતો છે જેમાં આપણી સ્ત્રીઓ યૂરોપ અને અમેરિકાની સ્ત્રીઓ કરતાં ઓછી સ્વતંત્ર છે, અને એ બધા પ્રશ્નોમાં તેમનો શું અભિપ્રાય છે એ જાણવાની પણ પુરૂષો પરવા કરતા નથી. આ બધાં કારણોને લઇને સ્ત્રીઓએ રાજકીય તેમજ આપણે ત્યાં ખાસ કરીને સામાજિક કાર્યમાં પણ ભાગ લેવો જોઇએ છીએ. એમાં તેઓ સ્ત્રીઓ તરીકે ઘણો પ્રકાશ પાડી શકે છે, અને એ પ્રકાશની મનુષ્યજાતિને પોતાના ખરા કલ્યાણ માટે ઘણી જરૂર છે.

સ્ત્રીઓ મનુષ્યજાતિના બધા કાર્યક્ષેત્રમાં પ્રવેશ કરવા માગે છે તેનું આ જ કારણ છે. જે શારીરિક અને માનસિક કાર્યમાં સ્ત્રીઓ સ્ત્રી તરીકે કાંઇ ખાસ ઓછું અને પુરૂષો પુરૂષ તરીકે કાંઇ ખાસ વિશેષ કરી શકતા નથી તેમાં તેઓ પ્રવેશ કરવા માગે છે એનું કારણ એ છે કે એ જાતના કામકાજમાં એવું કાંઈ નથી કે જે સ્ત્રીઓના સ્ત્રીત્વને લઇને તેમને માટે પ્રતિબંધક હોય. વળી જે કાર્યમાં સ્ત્રીઓ પોતાના સ્ત્રીત્વને લઇને કાંઈ ખાસ પ્રકાશ પાડી શકે છે તેમાં તેઓ મનુષ્યજાતિની ધાત્રી તરીકે જન્મદાતા પુરૂષોને પડખે ઉભી રહેવાની મક્કમપણે માગણી કરે છે. આમ થવાથી મનુષ્યજાતિના પોતાના ખરા કલ્યાણ માટે જે કંઈ જ્ઞાનની તેને જરૂર છે તે બધું પૂર્ણ રીતે પ્રાપ્ત થશે, અને એ જ્ઞાનના ફળ રૂપ જે કાર્ય તે પણ પૂર્ણતા પામશે. કાર્યક્ષેત્રના આ વિભાગમાં પુરૂષ સ્ત્રીનું સ્થાન લઈ શકતા નથી કે સ્ત્રી પુરૂષનું સ્થાન લઈ શકતી નથી; બન્નેએ પૂર્ણ સહકાર કરવો જોઇએ છીએ. આ પ્રદેશમાં સ્ત્રી અને પુરૂષ પોતપોતાનાં જુદાં અનુભવ, જ્ઞાન વગેરે લઇને પરસ્પર પૂરવણી કરે છે અને તેમ કરી માનવીય જ્ઞાનને સંપૂર્ણ કરે છે. પુરૂષ વિના સ્ત્રી નથી અને સ્ત્રી

વિના પુરૂષ નથી એ સિદ્ધાંત શારીરિક પ્રદેશમાં જેમ ખરો છે તેમ આ માનસિક પ્રદેશમાં પણ ખરો છે.

આટલા માટે જ સ્ત્રીઓ મનુષ્યજાતિના સર્વે કાર્યક્ષેત્રમાં, અર્થાત્ જે કાર્યમાં સ્ત્રી પુરૂષના પ્રકૃતિભેદને સ્થાન નથી તેમાં અને જેમાં એ ભેદને સ્થાન છે તેમાં, પ્રવેશ કરવા માગે છે. એ તેમને પોતાને માટે તેમ આખી મનુષ્યજાતિના કલ્યાણને માટે પૂર્ણ રીતે આવશ્યક છે.



## પ્રકરણ ૬.



### કેટલીક ભૂલભરેલી માન્યતાઓ.



કેટલીક વાર એમ કહેવામાં આવે છે કે જે સામાજિક સ્થિતિ અત્યારે ઉભી થતી જાય છે તેમાં સ્ત્રીઓએ કાંઇ નવું કાર્યક્ષેત્ર શોધવાની જરૂર નથી, કારણકે તેમનું કામ હજુ બાળકોને જન્મ આપવાનું છે, અને આ કામ લડાયક માણસોને યુદ્ધમાં જવું ગમે છે તેમ તેમને ગમતું હોય તોપણ તેમના પોતાના જ કહેવા પ્રમાણે મુશ્કેલ અને જોખમભરેલું છે, તેથી સ્ત્રીઓએ એ જ કામ કરવું અને તેઓ બાળકને જન્મ આપતી ન હોય પણ તેમનામાં તેવી સંભાવના છે તેટલા માટે તેમના ભરણપોષણનો ભાર પુરૂષોએ લેવો જોઇએ છીએ. આવું જે કહેવામાં આવે છે તે સીધી રીતે કે પ્રમાણ સહિત કહેવામાં આવતું નથી, કારણ કે જો તેમ કરવાનો સ્હેજ પણ પ્રયત્ન કરવામાં આવે કે તુરત જ એ માન્યતા પાયા વગરની છે એમ માલુમ પડી આવે એવું છે.

જે કોઈ આવી કેવળ ભૂલભરેલી માન્યતા રાખતું હોય તેને જવાબ આપવાનું કામ પણ મુશ્કેલ છે. આખી દુનિયાની સ્ત્રીઓની વધતી જતી વિલાસી પરાધીનતા વિષે ઉપર જે બધું કહેવાયું છે તે તો આવી માન્યતાવાળાને જવાબરૂપે છે જ, પણ તે ઉપરાંત આજે પણ દુનિયાના સખ્તમાં સખ્ત મજુરીના કામનો અર્ધોઅર્ધ કરતાં વધારે ભાગ સ્ત્રીઓ જ કરે છે. એશિયા, આફ્રિકા અને યૂરોપમાં પણ સ્ત્રીઓના મ્હોટા ભાગને હજુ ઘણી મહેનતવાળું કામ કરવું પડે છે.

આપણે ત્યાં સ્ત્રીઓને ઘરના કામકાજનો મ્હોટો ભાગ કરવાનો હોય છે અને એ કામનો બોજો કેટલો છે તે તો મધ્યમ વર્ગની સ્ત્રીઓ જ જાણે છે. વળી આ બધા કામ ઉપરાંત તેમને બાળકોને જન્મ આપવા રૂપી ભાર ઉઠાવવાનો છે તે તો જુદો જ. આ ઉપરાંત કેટલાક દેશોમાં સ્ત્રીઓની સંખ્યા પુરૂષો કરતાં વિશેષ હોવાથી ઘણી સ્ત્રીઓથી લગ્ન થઇ શકતું નથી અને તેમને બાળકને જન્મ આપવાનો હોતો નથી. આ સ્થિતિમાં જે લોકો એમ કહે છે કે સ્ત્રીઓ એ દેવીઓ છે અને તેમનું કામ બાળકોને જન્મ આપવાનું જ છે તેમને જવાબ આપવો મુશ્કેલ છે.

આવી મિથ્યા માન્યતા જેમની છે તેમને જવાબ આપવાની જરૂર જ હોય તો સ્ત્રીઓ આવું જ કંઇક કહે: " સેંકડો અને હજારો વર્ષો અમે ભારે પેટ લઇને અને સખ્ત મહેનત કરતાં કરતાં પુરૂષોની પડખે ઉભાં રહ્યાં હતાં અને અમે અમારી અંગમહેનતથી દુનિયાનો ઘણો ભાર ઉપાડયો હતો, પણ અત્યાર સુધી અમને એમ કહેવામાં આવ્યું ન હતું કે " તમે તો મનુષ્યજાતિની જન્મદાયિનીઓ છો અને એ એક જ કામમા તમે એવી મહેનત કરો છો કે જે બીજી બધીની ગરજ સારતી હોય, માટે અમે તમને વિનંતિ કરીએ છીએ કે તમે બીજી કોઈ જાતની મહેનત કરશો નહિ. તમારે ખેતરમાં લણવા કાપવાનું કામ કે ઘરમાં દળવાનું કે પાણી ભરવાનું કે રસોઇ કરવાનું કે બીજી કોઈ મહેનત મજુરીનું કામ કરવાનું નથી, ઓ જન્મદાયિની દેવીઓ એ બધું અમે કરીશું અને તમે તો માત્ર આરામ જ લો. પુરૂષ માત્ર તમારૂં કામ કરવામાં મ્હોટો આનંદ માનશે. " આવી જાતનું અમને અમારી સખ્ત મહેનત અને મજુરીના આખા ઇતિહાસમાં આગળ કદી કહેવામાં આવ્યું ન હતું.

" વળી આજે જ્યારે આવી અર્થવગરની માન્યતાવાળો કોઈ માત્ર કલ્પનાસૃષ્ટિમાં રહેનાર કવિ કે લેખક કે દુનિયાની ખરી સ્થિતિનું

ભાન ન હોય એવો કોઇ ધનવાન માણસ જ્યારે આ પ્રમાણે સ્ત્રીઓ એ મનુષ્યજાતિને જન્મ આપનારી દેવીઓ છે અને એ જ તેમનું મુખ્ય કામ છે એમ કહે છે, ત્યારે તે પોતાના જીવનના વ્યવહારમાં એ વાતનું ધ્યાન રાખે છે ખરો કે? તેની માન્યતા પ્રમાણે તેનું આચરણ શું જોવામાં આવે છે? નહિ જ. ઘણી વખત તો તેના જ ઘરમાં સ્ત્રીઓ મહેનતવાળું બધું કામ કરતી હોય છે, અને આ સદ્‌ગૃહસ્થ પોતાના ખ્યાલની દુનિયામાં રહી સ્ત્રીઓની સેવા લેવામાં જરાપણ આંચકો ખાતો નથી. જો તે ધનવાન હોય તો તેના ઘરનું બધું અથવા કેટલુંક કામકાજ દાસીઓથી થતું હોય છે, અને એ કામમાં જરાપણ ખલેલ પહોંચે તો તે તેમને ઠપકો આપવા કે તેમનો દંડ પણ કરવા અચકાતો નથી. આ વખતે તે સ્ત્રીઓના સંબંધમાં તેઓ મનુષ્યોની જન્મદાયિની દેવીઓ છે એવી પોતાની માન્યતા તદ્દન ભૂલી જાય છે. ઘણી વખત પોતાની જ સ્ત્રી અથવા નોકરાણી સગર્ભા હોય અને સ્વાભાવિક રીતે તેનાથી કામ જોઇએ એવું થઈ શકતું ન હોય તોપણ આપણા આ સાઇસાહેબ તેમની પાસે પુરતું કામ લેવા ચુકતા નથી. કોઈ કોઈ વાર તો તેઓ તેમને મારતાં પણ આંચકો ખાતા નથી.

સ્ત્રીઓએ આજે ઉભી થતી નવી સામાજિક પરિસ્થિતિમાં નવું કાર્યક્ષેત્ર શોધવાની જરૂર નથી એવું જે આ જાતના લોકો તરફથી કહેવામાં આવે છે તેનું કારણ ઘણી વખત તેમની સ્ત્રીઓની ઈર્ષ્યામાં રહેલું છે. સ્ત્રીઓ સ્વતંત્ર કામકાજ કરી કમાણી કરે અને પુરૂષોની હરીફાઇ કરે એ તેમનાથી દેખી શકાતું નથી. સ્ત્રીઓ પુસ્તકો લખે કે ડાકટર કે અધ્યાપયિકા કે વકીલ વગેરે થઈ પોતાનું અને આખી સ્ત્રીજાતિનું ગૌરવ વધારે એ તેમનાથી જોવાતું નથી. એ લોકો એમ જ ઇચ્છે છે કે સ્ત્રીઓ તેમના પોતાથી તો આગળ વધવી ન જ જોઇએ, કારણ કે તેમ થવાથી તેમના પોતાના પુરૂષાર્થ કે પુરૂષપણાને ધક્કો વાગે છે અને તેમને નીચું જોવાપણું રહે છે. તેઓ પુરૂષ હોવા

છતાં આટલું કરી ન શકે અને સ્ત્રીઓ એ કરી શકે એ જ વિચાર, જાણ્યે અજાણ્યે, તેમને સતાવે છે અને તેમના મનમાં અદેખાઇ ઉત્પન્ન કરે છે. ઇર્ષ્યા એ થોડે કે વધારે અંશે મહાપુરૂષો સિવાય સહુમાં રહી છે. અત્યાર સુધી એ જૂદા જૂદા વર્ગો કે જૂદી જૂદી જાતના લોકો વચ્ચે જોવામાં આવેલી છે, પણ હવે તે આ જાતની નવી સ્થિતિ ઉભી થતાં આ નવા પ્રદેશમાં પણ જોવામાં આવે છે. આ વાતમાં કેટલું સત્ય રહેલું છે તેનો પ્રત્યેક માણસ પોતાના હૃદયનું ખરી સરલતાથી નિરીક્ષણ કરી વિચાર કરશે તો તેને તુરત માલુમ પડશે.

આવા માણસોને પોતાના જ ઘરની સ્ત્રીઓ, પોતાની માતા કે પત્ની કે બ્હેન કે પુત્રી ઘરકામના બોજા નીચે ચગદાઇ મરે, કે બીજી સ્ત્રીઓ પુરૂષો જેટલું જ મજુરીનું કામ અર્ધા વેતનથી કરે અથવા પુરૂષો કરતાં પણ વિશેષ કામ કરી મરી જાય તેની લેશ માત્ર પરવા હોતી નથી. સ્ત્રીઓ તે ભારેમાં ભારે મહેનતનું કામ હલકામાં હલકી સ્થિતિમાં કરે એ માટે તેમને જરાપણ વાંધો નથી. તેમને એ જ જોઇએ છીએ કે સ્ત્રીઓ તેમની સાથે કામ કરી તેમનાથી કોઈ પણ રીતે આગળ ન વધે. એમ થતાં મરદ તરીકેની તેમની પોતાની નામોશી થઇ હોય એમ તેમને લાગે છે. પુરૂષવર્ગમાં સ્ત્રીઓની ઈર્ષ્યા કેટલી બધી ઉંડી રહી છે તેનું એક ચિત્ર મેરી કોરેલી નામની અંગ્રેજ નવલકથાકાર બાઇએ પોતાની એક નવલકથામાં બહુ સારી રીતે આપેલું છે. એમાં એક માણસ પોતે ચિત્રકળામાં બહુ પ્રવીણ હતો અને તેની માશુક પણ એ જ કલામાં પ્રવીણ હતી. તે બન્ને કેટલુંક કામ સાથે જ કરતાં હતાં. અમુક વખત સુધી આમ ચાલ્યું અને ત્યારપછી પેલી બાઇએ એક ચિત્ર અત્યુત્તમ તૈયાર કર્યું. એમાં તેની કલા તેના આશકની કલા કરતાં આગળ વધેલી હતી. આ જોઈ એ આશકને અદેખાઇ થઇ અને તે એટલે સુધી કે તેણે તેની પ્રિય માશુક

હતી છતાં તેનો વિનાશ કરવાનો પણ પ્રયત્ન કર્યો.*

આવી ઇર્ષ્યાને લીધેજ ઘણીવાર પુરૂષો સામાજિક કાર્યક્ષેત્રના નવા પ્રદેશમાં પ્રવેશ કરનારી સ્ત્રીઓને બદનામ કરે છે, અને તેમની બને તેટલી નિંદા કરે છે. આ સ્થિતિમાં સ્ત્રીઓ નાશીપાસ થાય અને કોઇ પણ જાતનું સેવાનું કામ કરવાનું છોડી દે અથવા એવા કામમાં પડવાનો પ્રયત્ન જ ન કરે એમાં શી નવાઈ છે? પુરૂષો સ્ત્રીઓને પોતાના હરીફ તરીકે જોવા ઇચ્છતા નથી અને તેથી જ તેઓ ઘણીવાર એમ કહે છે કે સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર બાળકોને જન્મ આપવાનું અથવા ગૃહ છે. તેમની આવી માન્યતાની પાછળ તેમની દુષ્ટતા રહેલી છે એમ અહિં કહેવાનો ભાવાર્થ નથી, કારણ કે તેમણે પોતે આ બાબતમાં ઉંડો વિચાર કરેલો હોતો નથી અને સ્ત્રીવર્ગ પ્રત્યે થતી ઇર્ષ્યા તેમના દિલમાં એટલી બધી ઉડી અને છુપી રહી છે કે તેની તેમને પોતાને ખબર હોતી નથી. તોપણ એ માન્યતાનું મૂળ અજ્ઞાનમાં તો છે જ અને એ માન્યતા દૂર થવા માટે તેની પાછળ રહેલું અજ્ઞાન દૂર કરવાની જરૂર છે.

આ કારણથી જે બધા પુરૂષો એમ માને છે અને કહે છે કે સ્ત્રીઓએ માત્ર બાળકને જન્મ આપવાનું કામ અને બહુ તો ગૃહ-કાર્ય સંભાળવું જોઇએ છીએ, તેમને અત્યાર સુધી મહેનત કરી કરીને

* આ અનુવાદકે એક વખત એક સુપ્રસિદ્ધ ગુજરાતી વિદુષી બાઇ, જે સામાજિક સુધારણા અને શિક્ષણના પ્રદેશમાં ઉંચું કાર્ય કરી રહી છે, તેની સાથે વાત કરતાં તેના પોતાના એક દક્ષિણી મિત્રે તેને કહેલું હતું કે આપણામાં કેળવાયલી સ્ત્રીઓ જોઇએ એટલું અથવા બીલકુલ સમાજ-સેવાનું કે કોઇપણ જાતનું ઉંચું કાર્ય કરતી નથી એ કહ્યું, ત્યારે તેણીએ દિલગીર થઇ જવાબ વાળ્યો કે એમ ન થવાનાં ઘણાં કારણો છે. એ કારણો શું શું છે તે વિષે તે વખતે વધારે વાતચીત થઇ ન હતી, પણ તેમાંનું એક કારણ આવી જાતની ઇર્ષ્યા, છુપી અને જાણ્યે અજાણ્યે રહી ગયેલી ઇર્ષ્યા શું નહિ હોય?

જેનો જીવ નીકળી ગયો છે એવી સ્ત્રીજાત કહે છે કે, " અરે ભાઇઓ, તમે એમ શા આધારે કહો છો કે અમારી શક્તિ માત્ર બાળકોને જન્મ આપવા પુરતી જ છે, અને અમે બીજાં કોઇ કામને લાયક નથી અથવા અમારે એ કરવાનું નથી ? અમે આજે સેંકડો અને હજારો વર્ષ થયાં બાળકોને જન્મ આપવાનું કામ, જે આગળ અમારે આજ કરવું પડે છે તેના કરતાં ઘણા વધારે પ્રમાણમાં કરવાનું હતું, તે કરતાં આવ્યાં છીએ, અને એ કામ અતિ મુશ્કેલ અને ભારે જોખમવાળું હોવા છતાં અમે તેને કામ તો ગણ્યું જ નથી, પણ માત્ર અમારા કામના ઇનામ તરીકે અથવા અમારી જીંદગીના પરમ સુખ તરીકે ગણ્યું છે. એ બધો વખત અમે કામ તો બીજાને જ માન્યું છે અને એ કરવામાં અમે સ્હેજ પણ પાછું વાળી જોયું નથી. વળી અમારૂં કામ પુરૂષોના કામ કરતાં કોઇ રીતે ઓછું નહોતું અને તેમાં અમારે મહેનત તેમના જેટલી જ અથવા કોઇ કોઈ વાર તો તેમનાથી વધારે કરવી પડતી હતી. અમે એટલું બધું કર્યું ત્યારે જ આજે સમાજની સ્થિતિ કંઇક સારી અથવા જૂદી થઇ છે અને તમને હવે તક સાધી કહેવાનું મળ્યું છે કે " અરે સ્ત્રીઓ, તમે હવે આરામ લો અને બાળકોને જન્મ આપવાનું તમારૂં એક માત્ર કામ કરો, તમારે સામાજિક કાર્યક્ષેત્રના નવા નવા પ્રદેશમાં ઉતરવાની કશી જરૂર નથી; એ બધું અમે કરીશું. " જ્યારે અમારા ઉપર કામનો આટલો બધો બોજો હતો ત્યારે તમે ક્યાં સંતાઈ રહ્યા હતા અને અમારે એ બોજો વહન ન કરવો એવું કેમ કહેતા ન હતા ? અમારે આરામ લેવાનો ખરો વખત તો ત્યારે જ હતો. વળી આજે પણ અમારી અસંખ્ય બ્હેનો કામના બોજા નીચે ચગદાઈ મરી જાય છે અને રાત દિવસ મહેનતનું કામ કરી રહી છે તેમને તમે આ પ્રમાણે કેમ કહેતા નથી ? તેમનું કામ તમે શા માટે તમારા હાથમાં લેતા નથી ? અને તેમને એ બોજામાંથી મુક્ત કરતા નથી ? તમે આ

પ્રમાણે તો જે સ્ત્રીઓ તમારા હરીફ થવા તૈયાર છે તેમને જ કહેતા લાગો છો. આમાં શું તમારો સ્વાર્થ નથી ?

" પણ નહિ. અમે તમારૂં સાંભળવાનાં નથી. આગળ અમે મજુરી કરી મનુષ્યજાતિના કામકાજમાં અર્ધોઅર્ધ ભાગ લેતાં હતાં અને બાળકને જન્મ આપવાનું કામ તો અમારી મહેનતના આનંદદાયક બદલા તરીકે ગણતાં હતાં અને એમાં અમારા જીવનનું ગૌરવ સમજતાં હતાં, તેમ જ આજે પણ અમે કાર્યક્ષેત્રના જૂદા જૂદા પ્રદેશમાં ઉતરી પુરૂષોની બરાબરી કરી બચ્ચાંઓને જન્મ આપવાનું કામ એ અમારા એક માત્ર કામ તરીકે નહિ પણ અમારા સ્ત્રીજાતના ખાસ હક તરીકે ગણી કરીશું. એ કામ અમે મનુષ્યજાતિના ઉપર ઉપકાર તરીકે કરતાં નથી અને કરવાનાં પણ નથી, અને જ્યારે અમે એમ માનીને એ કરીશું ત્યારે અમારૂં એ કામ તિરસ્કારને પાત્ર થયું સમજવું. એ કામ કરવું એ અમારી પરમ ફરજ અને અમારો પરમ હક છે અને તેમાં અમે પુરૂષો તરફથી કશા પણ બદલાની આશા રાખતા નથી, અને એવો બદલાનો વિચાર કરીએ એમાં જ અમારી પરાધીનતા રહી છે અને જો એ પ્રમાણે અમારૂં આચરણ થાય તો અમે પુરૂષોના પૂરા ગુલામ અથવા વિલાસનાં રમકડાં થઇએ એમાં કશો શક નથી, અને અમે એ કદિ પણ થવાના નથી. "

કેટલાએક આવો આક્ષેપ પણ લાવે છે કે સ્ત્રીઓ બાળકોને જન્મ આપવા ઉપરાંત આજની સામાજિક પરિસ્થિતિમાં નવાં કાર્યક્ષેત્રમાં પ્રવેશ કરે તો તેઓ પુરૂષો કરતાં અમુક અંશે ઓછી શક્તિવાળી હોવાથી એ કાર્યક્ષેત્રમાં કાંઇ ખાસ વૃદ્ધિ થવા સંભવ નથી, જેથી તેમાં તેમણે ઉતરવાની જરૂર નથી.

આનો ઉત્તર એ છે કે મનુષ્યજીવનની અત્યારની સ્થિતિમાં કદાચિત્ પુરૂષો તેમની પુરૂષ તરીકેની પ્રકૃતિને લઇને તેમનામાં કોઈ બીજા એવા ગુણ હોવાથી અમુક દિશામાં વધારે ઉપયોગી અને લાભકારક કામ કરી શકતા હશે અને સ્ત્રીઓ તેમની બરાબરી કરી શકતી

નહિ હોય. આમ હોવું જ જોઇએ એમ કાંઈ નથી, તેમ એ પ્રમાણે છે જ એ આપણે આપણા અત્યારના જ્ઞાનથી કહી શકતા નથી, પણ એમ હોવું એ અસંભવિત નથી. વળી એમ પણ હોઇ શકે છે કે બધા કામનો એક સામટો વિચાર કરતાં, કાળ જતાં, સ્ત્રીઓ અને પુરૂષોનું કામ લગભગ સરખું જ માલુમ પડશે, અને તેમના કામના સંગ્રહ અને ગુણનો બરાબર સરવાળો કરતાં તેમનામાં સ્ત્રીઓએ કે પુરૂષોએ એકબીજાથી વિશેષ કર્યું છે એમ માનવાની જરૂર રહેશે નહિ. આ પણ બનવાજોગ છે.

વળી એ પણ બની શકે તેમ છે કે ભવિષ્યમાં જ્યારે મનુષ્યજાતિની સર્વ પ્રવૃત્તિઓનો એકસામટો વિચાર કરવામાં આવશે, ત્યારે સમાજની જે સ્થિતિ અત્યારે ઉત્પન્ન થઇ છે તેમાં સ્ત્રીઓનું કામ પુરૂષોના કામ કરતાં સંગ્રહમાં કે ગુણમાં અધિક માલુમ પડશે. આવું થવું જ જોઇએ છે એમ કહેવાને કાંઇ ખાસ કારણ નથી. સ્ત્રીઓની સ્ત્રી તરીકેની પ્રકૃતિમાં એવું કાંઈ ખાસ નથી કે તેને લઇને તેઓનું કામ પુરૂષના કામ કરતાં એક કે બીજી રીતે વધે.

વળી એ પણ બનવા સંભવ છે કે સ્ત્રીઓનું શરીર કદમાં ન્હાનું હોવાથી અને તેમના સ્નાયુ વધારે કોમળ હોવાથી, તેમ તેમના શરીરમાં હાડમાંસના પ્રમાણમાં મગજ અને જ્ઞાનતંતુઓ પુરૂષોના કરતાં હમેશાં અને સર્વ ઠેકાણે નહિ તો પણ મ્હોટે ભાગે વિશેષ હોવાથી, સ્ત્રીઓમાં અમુક માનસિક ગુણો છે જેને લઇને તેઓ ભવિષ્યમાં જૂદા જૂદા કાર્યને વધારે યોગ્ય થઇ શકશે. એમ પણ બનવાજોગ છે કે સ્નાયુ અને હાડનું બળ, જે મનુષ્યજાતિની અત્યાર સુધીની સ્થિતિમાં બહુ જ ઉપયોગનું હતું અને જેને લીધે પુરૂષો સ્ત્રીઓ ઉપર આધિપત્ય ભોગવતા હતા, તે સ્ત્રીઓ પાસે ઓછા પ્રમાણમાં હોવાથી, અત્યારની નવી સામાજિક પરિસ્થિતિ જેમાં વિચારશક્તિ સાથે જોડાયલું ન હોય એવું માત્ર શારીરિક બળ બહુ કામનું રહ્યું નથી, તેમાં સ્ત્રીઓને કંઇ ખાસ ગેરલાભ નથી એટલું જ નહિ પણ

જેમ નકામો બોજો ઉતારી નાંખવાથી સરળતા વધે છે તેમ સ્ત્રીઓને પણ આવા જડ બળરૂપી બોજો ઓછો હોવાથી તેમને કેટલોક લાભ પણ થાય અને તેઓ પુરૂષો કરતાં આગળ વધે. એમ બનવું તદન શકય છે કે જે નવી દુનિયા આપણી આગળ ઉભી થાય છે તેમાં સમાજને સહુથી વધારે ઉપયોગી થનાર અને જૂદી જૂદી દિશાઓમાં કાર્ય કરવામાં કુશળ માણસ જે માત્ર શરીરે જ મ્હોટું અને સબળ છે તે રહેશે નહિ, પણ જેની બુદ્ધિ ચપળ છે અને જે પોતાના મન તેમ શરીરને સર્વ દિશામાં સ્હેલાઈથી વાળી અને લગાડી શકે છે તે રહેશે; અને આ જાતનું માણસ, જેમ શરીરે સબળ માણસ હમેશાં પુરૂષ જ હોતો નથી, તેમ હમેશાં સ્ત્રી હોતી નથી, તોપણ એ સ્ત્રીઓમાં વિશેષ પ્રમાણમાં મળતું હોવાથી સ્ત્રીઓ ભવિષ્યમાં પોતાના શરીરની રચનાને લઇને મનુષ્યજાતિના ભવિષ્યના કાર્ય માટે પુરૂષો કરતાં વધારે ઉપયોગી થઇ પડે.

આગળ જેમ જૂદી જૂદી વ્યક્તિઓ અને જાતિઓને થયું છે, તેમ ભવિષ્યમાં સામાજિક સ્થિતિ બદલાવાથી જે કેટલાક સૂક્ષ્મ ગુણો આગળ ઉપર હાનિકારક હતા તે અતિશય લાભકારક થઇ પડે, અને એના પરિણામે સ્ત્રી પુરૂષ કરતાં આગળ વધે તો તેમાં નવાઇ પામવા જેવું કશું નથી.

કોઇ મ્હોટો રાજકીય પુરૂષ પોતાના કામકાજમાં બહુ કુશળ હોય છતાં તોફાન વખતે કોઇ આગબોટ પર તેના કરતાં કોઇ ક્ષુદ્રમાં ક્ષુદ્ર ખલાસી જે એ તોફાનથી એ આગબોટનું રક્ષણ કરવામાં કંઇ પણ કરી શકતો હોય તે વધારે ઉપયોગી છે. વળી આપણે સહુ કુદરતના કોઇ એવા કાર્યને લઇને પાછા જંગલી અવસ્થામાં આવી પડીએ તો જે લોકો અત્યારે પોતાની માનસિક શક્તિ અને એવી બીજી ઉંચા પ્રકારની શક્તિને લઇને બહુ ઉપયોગી છે તેમની કિંમત ઘણી ઘટી જાય એમાં કશો શક નથી. કોઇ અરણ્યમાં સો પાંચસો માણસોને એકાએક કોઇપણ હથીઆર કે સાધન વગર ઉતારવામાં

આવે તો, તેમને ત્યાં ખોરાક વગેરેની પ્રાપ્તિ કરવા માટે તેમ જંગલી જાનવરોથી પોતાનું રક્ષણ કરવા માટે ઘણી મુશ્કેલી પડે અને તેમની એ સ્થિતિમાં પ્રથમ કાળની સમાજમાં હતું તેમ માત્ર અંગબળવાળા માણસો જ બહુ ઉપયોગી થઈ પડે. એ વખતે તેમનામાં કોઇ અસાધારણ કવિ, કે મ્હોટો ધારાશાસ્ત્રી કે લેખક, કે અર્થશાસ્ત્રી હોય તો તેની કોઈ પરવા કરે તેમ નથી, પણ કોઈ શરીરે કદાવર માણસ હોય અને દિવસમાં પાંચપંદર માઇલ ચાલી શકતો હોય, કે પત્થર એવી રીતે ફેંકી શકતો હોય કે તેનો ઘા ખાલી જાય જ નહિ, અથવા તે એવો મજબુત અને ચાલાક હોય કે જંગલી જાનવરને પણ કોઈ મ્હોટા ઝાડની ડાળીના એક ઘાથી મારી નાખે તો તેવા માણસની તે વખતે બહુજ કિંમત થાય એ સ્હેલાઇથી સમજી શકાય તેવું છે. આવો માણસ તે વખતે સહુના કામમાં આવે એટલું જ નહિ પણ તે સહુ ઉપર અધિકાર ભોગવે એ પણ બનવાજોગ છે. જેમ પુરૂષોમાં તેમ સ્ત્રીઓમાં પણ એ વખતે જે સ્ત્રી નટી તરીકે બહુ સારૂં કામ કરી હજારોનાં મન રંજન કરતી હોય, અથવા જે સ્ત્રી પોતાના સૌંદર્યથી અનેક માણસોને મુગ્ધ કરી તેમના ઉપર સામ્રાજ્ય ભોગવતી હોય, તેની કોઇ કિંમત કરવાનું નથી, પણ જે સ્ત્રીનું શરીર મજબુત અને કસાયેલું હોય અને જે સારી રીતે પાણી ભરી શકતી હોય કે બીજો ભાર ઉંચકી શકતી હોય તે જ કામ આવે છે. સામાજિક પરિસ્થિતિમાં ફેરફાર થતાં માત્ર માણસોમાં જ આમ બને છે એમ નથી, પણ જંગલી જાનવરોમાં પણ તે પ્રમાણે બને છે. સિંહ જેવું પ્રાણી જે વનનો રાજા કહેવાય છે અને જે પોતાનાં સામર્થ્ય, ક્રુરતા, કદ વગેરેને લઇને યોગ્ય રીતે જ વનનું સામ્રાજ્ય ભોગવે છે, તે માણસોનો વસવાટ વધવાથી નાશ પામે છે. આનો પ્રત્યક્ષ દાખલો આપણને આ દેશમાં દિન પ્રતિદિન ઓછી થતી સિંહની વસ્તી પૂરો પાડે છે. બીજાં જંગલી અને શિકારી જાનવરોનું પણ તે જ પ્રમાણે છે. પણ કુતરા જેવું પ્રાણી, જે સિંહ કરતાં કદમાં ઘણું

ન્હાનું છે અને સામર્થ્યે તેમ ક્રુરતામાં પણ ઘણું ઓછું છે, તે પાળી અને કામમાં લઇ શકાય એવું હોવાથી જીવતું રહ્યું છે એટલું જ નહિ પણ સંખ્યામાં દિન પ્રતિદિન વધતું જાય છે. આનું કારણ માત્ર એ જ છે કે તેમાં કદ અને શક્તિ ઓછાં છે તેથી તે માણસને વશ સ્હેલાઈથી થાય છે અને તેમાં એવી શક્તિઓ ખીલે છે કે જે વતી તે સમાજને સારી રીતે ઉપયોગી થઇ શકે. આખી મનુષ્યજાતિના ઇતિહાસમાં પણ જૂદા કાળે જૂદા ગુણોની કિંમત વધારે થાય છે એ વાત અનેક દાખલાઓથી સિદ્ધ થાય છે. દાખલા તરીકે યહુદી કોમ લો આ કોમના માણસો ઉપર આજે હજારો વર્ષ થયાં જુલ્મ ગુજરતો આવ્યો છે. ઘણા લાંબા કાળ પહેલાં તેઓ મીસર દેશના લોકોના ગુલામ તરીકે રહી તેમની બધી જાતની મજુરી કરતા હતા. ત્યાર પછી તેમને બાબીલોનના બંદીવાન અને ગુલામ તરીકે રહેવું પડયું હતું અને તેમની અનેક જાતની સેવા ઉઠાવવી પડી હતી. વળી તેઓ આજે છેલ્લાં બે હજાર વર્ષ થયાં યુરોપના જુદા જુદા લોકોના પગ તળે છુંદાતા અને કચરાતા આવ્યા છે. તેમને જે જે લોકોએ આવી રીતે હેરાન કર્યા હતા અને કરે છે તે તેમના કરતાં બુદ્ધિમાં કે બીજી ઉચ્ચ શક્તિઓમાં કોઈ પણ રીતે ચઢીઆતા નહોતા કે નથી, પણ તેમની વચ્ચેનો ભેદ માત્ર મ્હોટે ભાગે આ અધિકાર ભોગવતા લોકોની વિશેષ લડાયક વૃત્તિ અને તેમના શરીરની સબળતામાં રહેલો છે. પણ આજે એ યહુદી કોમ ભાગ્યનું ચક્ર ફરતાં પાછી પોતાને યોગ્ય હોય એવા ઉચ્ચ સ્થાને આવી છે અથવા આવતી જાય છે. એ કોમ પાસેથી વેઠ લેનાર અને તેને ગુલામ તરીકે રાખનાર મીસરી જાત આજે નાશ પામી છે. બાબીલોનના લોકો કોણ અને કેવા હતા તે વિષે આપણે માત્ર તેમના જૂદા જૂદા વિનય વર્ણવતા થોડાએક માટીની તકતીઓ ઉપર કોતરવામાં આવેલા લેખો અને શિલાલેખો ઉપરથી જાણીએ છીએ. પણ એ જ બંદીવાન અને ગુલામ યહુદી આજે દુનિયાના પ્રત્યેક શહેરમાં જોવામાં આવે છે એટલું જ નહિ,

પણ જે જે લોકોએ તેને સતાવેલો હતા તે તે લોકોના વંશજો આજે તેની સેવામાં હાજર રહે છે, અને તેની ઑફિસમાં કે તેના મ્હેલમાં દાખલ થવા માટે અનેક પ્રકારની લાચારી ભોગવે છે અમીર ઉમરાવો તેમની દીકરીઓ સાથે લગ્ન કરવા આતુર રહે છે, અને ખુદ રાજાઓ અને મહારાજાઓ તેને ત્યાં ખાણા પર જવું એ એક મ્હોટા માન રૂપ સમજે છે. ઘણી વાર યુદ્ધ અને સુલેહને લગતા મ્હોટા પ્રશ્નોનો ફેંસલો એકાદ બાહોશ નબળા બાંધાના કે રોગી યહુદીના હાથમાં રહેલો હોય છે. ઘણા સૈકાઓ સુધી અપમાન સહન કર્યા પછી અને અસ્પૃશ્ય જાતિના લોકોની માફક જીવન ગુજાર્યા પછી, તેમના જે સૂક્ષ્મ ગુણોને લીધે તેમને આ બધું ભોગવવું પડયું હતું તે જ આજે કામે લાગવા માંડયા છે અને જે શારીરિક શક્તિ કે લડાયક વૃત્તિ વગેરેની તેમનામાં ખામી હતી તે આજે નકામાં થતાં જાય છે. શારીરિક શક્તિ કરતાં વિચારશક્તિ વિશેષ પ્રમાણમાં. તે એક વખત જૂદી જૂદી પ્રજાઓનો ગુલામ બન્યો હતો, પણ તેને જ લઇને તે લડાઇઓમાં નાશ થતો બચ્યો છે એટલું જ નહિ પણ તેની માનસિક ચપળતા, દિર્ઘદષ્ટિ, વિચારશક્તિનું અવિશ્રાંત કાર્ય, તેનો આત્મનિગ્રહ વગેરે જે ગુણો તેને આગળના કાળમાં ગુલામીમાંથી બચાવી શક્યા ન હતા, અથવા શારીરિક સબળતા અને લડાયકવૃત્તિની ખામી પૂરી શક્યા ન હતા તે જ આજે દુનિયાને ઘણા જરૂરના છે અને તે જગતનું સામ્રાજ્ય ભોગવે છે. સ્થૂળ ગુણોનું સામ્રાજ્ય પૂરૂં થવા આવ્યું છે અને સૂક્ષ્મ ગુણોનું સામ્રાજ્ય શરૂ થયું છે એ તો દેખીતુંજ છે.

જે ગુણોને લીધે કોઇ પણ જાનવરમાં, કે મનુષ્યની કોઇ એક જાતિમાં, કે કોઈ એક વ્યક્તિમાં વિશેષ ઉપયોગિતા કે સામાજિક વર્ચસ્વ આવ્યાં હોય તે સામાજિક પારસ્થિતિ બદલાતાં તેટલા જ કામના રહેતા નથી. જેમ જેમ કાળનું ચક્ર ફરતું જાય છે, તેમ તેમ જે છેક નીચે હોય છે તે પણ ઉપર આવતું જાય છે અને જે ઉપર હોય તે નીચે જાય છે.

એ પણ બનવા સંભવ છે કે, ઘણા કાળ પછી, સ્ત્રીઓ પોતાને બાળકોને ધવરાવવાનાં હોવાથી પુરૂષો કરતાં શરીરમાં ઓછી કદાવર અને ઓછી સબળ હોવાને લીધે, અને જે બધી માદાઓ કે માતાઓને જીવતાં બચ્ચાં જન્મે છે તે લડાયકવૃત્તિમાં સ્વાભાવિક રીતે પછાત હોવાથી, એટલે જે બે ગુણોને લઇને અત્યાર સુધીની સમાજમાં જૂદી જૂદી વ્યક્તિઓ કે જાતિઓ આધિપત્ય ભોગવતી આવી છે તે તેમનામાં નહિ હોવાથી, જે સામાજિક પરિસ્થિતિ અત્યારે ઉભી થતી જાય છે તેમાં, તેમને શારીરિક બળ અને લડાયક વૃત્તિની ખામીને લીધે નુકશાન બદલે લાભ થાય અને પુરૂષો કરતાં સ્ત્રીઓ અધિક ઉચ્ચ સ્થાન ભોગવે.

વળી એ પણ બનવા સંભવ છે કે સ્ત્રીઓ, જે યહુદીઓ આગળના કાળમાં આધિપત્ય ભોગવતા પુરૂષો કરતાં છેક જ જૂદા પ્રકારના હતા તેમની માફક, જોઇ શકશે કે સમાજની પ્રાચીન સ્થિતિમાં અમુક ગુણોની જે ખામીને લીધે તેમનું સામાજિક સ્થાન પુરૂષો કરતાં નીચું હતું અને તેઓ કામ પણ ઓછું કરી શકતી હતી, તે જ ખામી અત્યારે તેમનું સ્થાન નીચું રાખવાને બદલે ઉલટું પુરૂષો કરતાં ઉંચું કરશે. તેમના હાથની નાજુકતા કે શરીરની સુકુમારતા જે આગળના કાળમાં જ્યારે મુખ્ય અને મુદ્દાની મહેનત કોઇ હથીઆર વાપરવાની કે મ્હોટા ભાર ઉપાડવાની હતી ત્યારે નકામી હતી, તે આજે બંધનરૂપ નથી એટલું જ નહિ પણ બુદ્ધિના અને ઉચી જાતની મહેનતના કાર્યક્ષેત્રમાં સહાયભૂત થાય એ અસંભવિત નથી. અને સ્નાયુવાળા ભાગ કરતાં જ્ઞાનતંતુઓ અને મગજનો ભાગ પુરૂષોમાં હોય છે તે કરતાં સ્ત્રીઓમાં વિશેષ હોવાથી, અને લડાયક અને હિંસકવૃત્તિ કરતાં તેમનામાં સંરક્ષક અને સૃજનશક્તિનું પ્રમાણ વિશેષ હોવાથી તેઓ આજે કાર્યક્ષેત્રના સહુથી વધારે ઉપયોગી પ્રદેશમાં પુરૂષો કરતાં વધારે સારૂં કામ કરી શકે તો પણ તેમાં નવાઈ પામવા જેવું કશું નથી. આ બધું આ પ્રમાણે જ છે એવું માનવાને અત્યારે

આપણુને કંઈ ખાસ કારણુ નથી. પણ જો સ્ત્રીઓએ ઘણા લાંબા કાળ સુધી પુરૂષોને આધીન રહી તેમની સેવા કરી છે અને બાળકને જન્મ આપનાર તરીકે અને તેનું રક્ષણ કરનાર તરીકે કામ કરી તેમણે જે અનુભવ મેળવ્યો છે, તે જો કોઇ પણ રીતે ભવિષ્યમાં તેમને, તેમના સ્ત્રીજાતિના એક ગૌણુ લક્ષણુ તરીકે, સામાજિક ભાવનાની કંઈક વિશેષતા, માનવીય લાગણી અને પ્રેમની કંઇક અસાધારણ વિશાળતા અને એને લીધે ઉત્પન્ન થતી સહજ સમજણ એ બધાં આવી શકતાં હોય, તો પછી હવેના કાળમાં જ્યારે મનુષ્ય-જાતિની મહેનતનો મ્હોટો ભાગ માત્ર ઘાતક થશે નહિ એટલું જ નહિ પણ સંરક્ષક થશે અને જેમાં એ આખી જાતિની મુખ્ય પ્રવૃત્તિ તરીકે તેના જૂદા જૂદા ભાગો પરસ્પર નાશ કરવાનું કામ કરશે નહિ, પણ સહુની વૃદ્ધિ અને ઉન્નતિ કેમ થાય તે જોવામાં લાગશે, ત્યારે સ્ત્રી સ્ત્રી તરીકે, એટલે તેના જે ગુણોમાં તે પુરૂષોથી જૂદી પડે છે તેને લઇને જ તે મનુષ્યજાતિની પ્રવૃતિમાં મુદ્દાનો ભાગ લેશે.

આ વિષય ઘણો મનનીય છે, પણ મનુષ્યજાતિને માટે જે ખાસ જરૂરનું છે તે એ નથી કે સ્ત્રીઓ અને પુરૂષો એ બેમાં કોણુ અમુક કાર્ય કરવામાં વધારે કુશળ છે અથવા કોણુ આખી મનુષ્યજાતિની બધી પ્રવૃત્તિમાં વિશેષ ભાગ આપી શકે છે, પણ એ છે કે પ્રત્યેક વ્યક્તિ, પછી તે પુરૂષ હો કે સ્ત્રી હો, પણ તેને પોતાની ઉન્નતિ, સુખ અને આરોગ્ય માટે જે કાર્યક્ષેત્ર સહુથી વધારે યોગ્ય હોય અને જેમાં તેની ખાસ વૃત્તિઓ અને શક્તિઓનો તેના પોતાના તેમ સહુના લાભ માટે પુરતો ઉપયોગ થઇ શકે, તે તેને મળવું જોઇએ.

સ્ત્રીઓને પોતાના બાળકોમાંથી પોતાના પુત્રો પુત્રીઓ કરતાં સદ્ગુણ, બુદ્ધિ, કે પ્રવૃત્તિમાં ચઢીયાતા થાય કે પુત્રીઓ પુત્રો કરતાં ચઢીયાતી થાય એ બાબત વિષે કશો પણ આગ્રહ નથી. પણ તેમની જે ઈચ્છા છે તે એ છે કે, તેઓ જે કોઇ બાળકને જન્મ આપે

તેની કોઇ પણ શક્તિ નકામી ન જાય તેમ તેનો પૂરેપૂરો ઉપયોગ થયા વિના રહે નહિ. જે બધા અદ્‌ભુત જીવોને તેઓ જન્મ આપે છે તેમાંના કોઇની એક પણ ઇચ્છવાયોગ્ય શક્તિ કે વૃત્તિ વૃદ્ધિ પામ્યા વગરની રહે નહિ તો કાર્ય, જ્ઞાન, કે સદ્વર્તનમાં પુરૂષો અને સ્ત્રીઓ એ બેમાંથી કોણ ચડે તો વધારે સારૂં એ બાબતમાં સ્ત્રીઓને જરા પણ આગ્રહ નથી. સ્ત્રીને પોતાના શરીરમાંથી જે પુત્રી જન્મે છે તેના જેટલું જ વ્હાલું બીજું કોઇ પણ હોય તો તે તેનો પુત્ર છે. વળી સ્ત્રીને પોતા કરતાં કોઇ પણ વધારે વ્હાલું હોય તો તે પુરૂષ છે. જેમ કોઇ પણ શાણું મનુષ્ય પોતાના હૃદયના બન્ને ભાગ બરાબર કામ કરતા હોય તો ડાબો કે જમણો એ બેમાંથી કયો ભાગ વધારે સારી રીતે કામ કરે છે અથવા કયો વધારે ઉપયોગનો છે એ જાણવાની પરવા કરતો નથી; અને જેમ કોઇ પણ શાણી સ્ત્રી પોતાનું જમણું સ્તન ડાબા સ્તન કરતાં વધારે સુંદર અને ઉપયોગી છે કે નહિ એ બાબતમાં વિચાર સરખો પણ કરતી નથી, તેમ જ કોઇ પણ શાણો પુરૂષ કે શાણી સ્ત્રી પુરૂષ અને સ્ત્રીમાં કોણ અધિક છે એ બાબતમાં જરા પણ માથાફોડ કરવાની તસ્દી લેતાં નથી. પ્રેમમાં કોઇ નથી પહેલું કે નથી છેલ્લું. સ્ત્રીઓની જે માગણી છે તે એ છે કે જે કોઈ કાર્યને યોગ્ય હોય તેને તે મળવું જોઇએ; કે સહુને પોતાની શક્તિના પ્રમાણમાં કાર્યક્ષેત્ર મળવું જોઇએ અને કે જે બધાં બાળકોને તેઓ જન્મ આપે છે તેમાંના એકની શક્તિનો પણ કોઇ ખોટી રીતે કરવામાં આવેલ નિષેધથી યોગ્ય ઉપયોગ થયા વગરનો ન રહે.

પણ સ્ત્રીઓને કોઈ એમ પણ કહી શકે છે કે, "સ્ત્રીઓ અને આખી મનુષ્યજાતિ માટેનાં તમારાં બધાં સ્વપ્નો અને આશાઓ માત્ર હવાઈ કીલ્લા જ હોય તો પછી કેમ ? વળી તમે કહો છો તેમ સ્ત્રીઓ પુરૂષોનાં વિલાસનાં રમકડાં રૂપ કે માત્ર બાળકોને જન્મ આપનાર તરીકે જ રહી પુરૂષોને આધીન રહે, અને તેમણે ભૂતકાળમાં

મનુષ્યજાતિની મહેનતમાં જેટલો મ્હોટો ભાગ લીધો છે તેટલો જ તેમને ભવિષ્યમાં પણ લેવો જોઇએ એ ઇચ્છિવાયોગ્ય છે છતાં જો સ્ત્રી જેમ આગળ શારીરિક કાર્યક્ષેત્રમાં કામ કરી શકતી હતી તેમ અત્યારના માનસિક કાર્યક્ષેત્રમાં તેટલો જ મ્હોટો ભાગ લઇ ન શકે તો પછી કેમ ? વળી સ્ત્રી પોતાનો આ હેતુ પાર પાડવા માટે પોતાથી બનતો પ્રયત્ન કરે અને આત્મભોગ આપે, તોપણ જ્યારે મનુષ્યજાતિને કરવાની મહેનત અધિક પ્રમાણમાં માનસિક થશે ત્યારે સ્ત્રી એમાં પોતાનો હિસ્સો યોગ્ય રીતે આપી શકે તેમ નથી એમ માલુમ પડશે તો પછી કેમ ? ”

આજે આપણે કેટલીક સ્ત્રીઓ એવી જોઇએ છીએ કે જેમને માથે પળીઆં આવ્યાં હોય અને છતાં જે ઘરના કામકાજમાં ઘણી કુશળ હોઇ મહેનત પણ તેવી જ કરી શકતી હોય. સવારમાં જ્યારે બીજાં સુતાં હોય ત્યારે એમણે બેએક કલાક કામ કરી લીધેલું હોય છે, અને ઘર વાળીઝુડી, પાણી ગળી, રસોઇની સામગ્રી સુદ્ધાંત તૈયાર કરી રાખેલું હોય છે. તેમના મુખ ઉપર મહેનત અને ચિંતાના ઉંડા ડાઘ બેસી ગયેલા દેખાય છે, અને તેમના હાથપગ સખ્ત કામથી કઠણ અને ખડબચડા બની ગયેલા છે અને તેમના પર ભીંગડાં વળી ગયેલાં જોવામાં આવે છે. એવી બાઇઓએ ઘણી વખત આઠ, દસ કે તેથી પણ વધારે બાળકોને જન્મ આપેલો હોય છે, અને તેમને ઉછેરી મ્હોટાં કરેલાં હોય છે. આ બધા કામની અને મહેનતની તેમ જ દુનિયાનું દુઃખ તેમણે દેખેલું હોવાથી દિલગીરીની છાપ તેમના મ્હોંડા પર તેમ જ આખા શરીર પર જોવામાં આવે છે. આવી સ્ત્રીઓને જોઈ જે કોઈ તેમને મનુષ્યજાતિના આધાર રૂપ સમજતું નથી, અને તેમનું યોગ્ય સન્માન કરતું નથી તે જીવનનો અને મનુષ્યત્વનો ખરો અર્થ સમજતું નથી એમ કહેવામાં કંઇ પણ અતિશયોક્તિ નથી. મનુષ્યજાતિમાં જે કાંઇ ઉન્નતિ કે પ્રગતિ થઇ હોય તે ઘણે અંશે આવી સ્ત્રીઓને જ

આભારી છે, અને એ વાત કદાચિત્ કોઇ ન સમજે તો તે પૃથ્વીની ક્ષુલ્લક વસ્તુથી મોહ પામી પોતાનું ભાન ભૂલ્યો છે એમ માનવું જોઇએ છીએ.

પણ હવે કદાચિત્ કોઇ એમ કહી શકે કે ભવિષ્યમાં આવી જાતની સ્ત્રીઓ જેમણે સખ્ત મહેનત કરેલી હોય અને સાથે સાથે માતા બનેલી હોય તેમના પ્રત્યે એટલા જ સન્માનથી જોવું એ અશક્ય છે, કારણ કે મહેનતનો મ્હોટો ભાગ દિન પ્રતિદિન અધિકાધિક પ્રમાણમાં માનસિક થતો જતો હોવાથી જે સ્ત્રીઓ બાળકોને જન્મ આપવાની સાથે સખ્ત મહેનતનું ઘણું કામ કરી શકતી હતી તે નરમ અને ઢીલી પડી જવાની જ. સ્ત્રીઓ ભવિષ્યમાં સશક્ત રહેવાનો ગમે તેટલો પ્રયત્ન કરે પણ તેઓને કામ બહુ નહિ હોવાથી તેઓ કોમળ બની એશઆરામને લાયક જ રહેવાની. વળી સ્ત્રીઓ જે સામાજિક પરિસ્થિતિ ઉભી થતી આવે છે તેમાં પોતાનું યોગ્ય સ્થાન લેવા માટે ઘણી ઇચ્છા રાખે અને મહેનત પણ તેવી જ કરે તોપણ તેની માનસિક શક્તિ ઓછી હોવાને લીધે તેઓ પોતાનું ઇચ્છિત સ્થાન લઈ શકે તેમ નથી.

કોઇ આવું કહેતું કે સૂચવતું હોય તો તેને ઘણી રીતે ઉત્તર આપી શકાય છે. ઘણી વાર એવું યોગ્ય રીતે જ કહેવાય છે કે ભૂતકાળ અને વર્તમાનકાળમાં અને સમાજના જે બધા વર્ગોમાં સ્ત્રીઓ માત્ર પુરૂષોનાં વિલાસનાં રમકડાંરૂપ બની રહી નથી તેમાં સ્ત્રીઓનું સાધારણ કામકાજ કરવામાં પણ શારીરિક શક્તિ તેમ જ ઘણા ઉંચા પ્રકારની માનસિક ચપળતા અને શક્તિની જરૂર પડે છે, આગળના કાળમાં કોઇ પણ ન્હાના રાજ્યની રાણી જેને પોતાના ઘરના કામકાજ ઉપર દેખરેખ રાખવી પડતી હતી તેને ઘણી વાર પોતાનો ધણી જે પોતાનો ઘણોખરો વખત કસુંબો કાઢવામાં કે ગામ ગપાટા મારવામાં ગાળતો હતો તેના કરતાં બુદ્ધિનો ઉપયોગ વધારે કરવો પડતો હતો. આજે પણ આપણે ત્યાં ઘણી કામો એવી છે કે

જેમાં સ્ત્રીઓની અક્કલ પુરૂષો કરતાં કંઇ કમ નથી અને કેટલીક વાર વધારે પણ જોવામાં આવે છે. એ ખરૂં છે કે કેટલાક ખાસ માનસિક મહેનતવાળા ધંધાઓ જેમકે વૈદક, શિક્ષણ કાર્ય, વકીલાત વગેરે જેમાં દાખલ થવા માટે લાંબા કાળ સુધી શિક્ષણની જરૂર રહે છે તેમાં સ્ત્રીઓને અત્યાર સુધી એ જાતનું શિક્ષણ નહિ અપાવાથી તેઓ જઈ શકી નથી, તોપણ ઘણી વાર પોતાની જ પ્રતિભા અને શક્તિ વડે તેમણે પોતાને માટે બંધ કરવામાં આવેલાં દ્વાર ખોલી નાંખ્યાં છે અને આવા ધંધાઓમાં પણ કેટલીક વાર પુરૂષોની સાથે જ પોતાનું સ્થાન લીધું છે. આ તેમનું માત્ર વલણ બતાવે છે એટલું જ નહિ પણ તેમની તીવ્ર અને દ્રઢ ઇચ્છા પણ બતાવે છે.

વળી એ પણ યથાર્થ રીતે જ કહેવાય છે કે જ્યારે સ્ત્રીને કોઇ પણ રાજ્યનો અધિકાર સોંપવામાં આવે છે, અને એ એક જ સ્થાન એવું છે કે તેમાં ખાસ કરીને ભૂતકાળમાં સ્ત્રી પોતાનું વ્યક્તિત્વ પૂર્ણ રીતે બતાવી શકી છે, ત્યારે તેને એ માટે કાંઈ ખાસ શિક્ષણ આપવામાં આવેલું હોતું નથી અને માત્ર પોતાના જન્મ કે લગ્નને લઇને જ તેને તે અધિકાર મળેલો હોય છે છતાં એવી સ્થિતિમાં તેમણે રાજ્ય ચલાવવા જેવું મહા મુશ્કેલ કામ ઘણી સરસ રીતે કર્યું હોય એના ઇતિહાસ અનેક દાખલાઓ પૂરા પાડે છે. રજીઆ બેગમ, ઝાંસીની રાણી, ભોપાલનાં બેગમ સાહેબ, ઇંગ્લેંડની રાણી ઇલીઝાબેથ, રાણી વીકટોરીઆ, રૂશિઆની કાથેરાઇન વગેરે અનેક સ્ત્રીઓએ રાજ્યતંત્ર ચલાવવા જેવા અતિ મહાન અને વિકટ પ્રદેશમાં પુરૂષો કરતાં કોઈ પણ રીતે ઓછું કાર્ય કર્યું નથી.

એ પણ કહી શકાય છે અને ફરી ફરીને આપણને કંટાળો આપે એવી રીતે કહેવામાં આવે છે કે સ્ત્રીઓને માટે યુનિવર્સિટીઓ વગેરે શિક્ષણનાં સ્થાન ખુલ્લાં થવાથી તેઓ જેમ ડાકટરી કામ અને એવાં એવાં બીજાં કામમાં બહુ નિપુણ અને કુશળ નીવડેલી જોવામાં આવે છે, અને તેઓ બીજું પણ કેટલુંક જાહેરસેવાનું

કામ સારી રીતે કરી શકતી જોવામાં આવે છે, તેમ તેઓ આધુનિક કાળમાં ઉત્પન્ન થતી નવી સામાજિક પરિસ્થિતિમાં પ્રત્યેક જાતનું માનસિક તેમ કરામતી કાર્ય કરી શકશે એ વાતમાં કશી પણ શંકા નથી.

આ બધા ઉત્તર બહુ ધ્યાનમાં લેવા જેવા છે અને તેમનો પ્રત્યુત્તર સ્હેલાઇથી આપી શકાય તેમ નથી. તોપણ ખરી વાત તો એ છે કે પોતાના સારા ભવિષ્ય માટે સ્ત્રીઓને જે કાંઇ આશા અને ખાત્રી છે તેનાં પ્રમાણ આ વાતોમાં નથી. આધુનિક કાળનાં નવા ક્ષેત્રોમાં જે ઉચ્ચી જાતની મહેનત કરવાની છે તે માટે જોઇએ તેટલી શક્તિ સ્ત્રીઓમાં છે એ વાતનું ખાત્રીપૂર્વક પ્રમાણ અમુક સ્ત્રીઓએ અથવા સ્ત્રીઓના અમુક વર્ગોએ આવું કે આટલું કામ આ કે પેલી દિશામાં કર્યું છે એ વાતમાં નથી, પણ તે જૂદું જ છે.

એક વખત એક માણસને હાથ એક ઇંડું લાગ્યું. તેણે તે પોતાને ઘેર આણ્યું અને પોતાની કુકડીઓનાં ઇંડાંમાં તે સેવાય એ માટે મૂક્યું. યોગ્ય વખત થતાં તેમાંથી એક બચ્ચું નીકળ્યું અને રખેને તે ઉડી જાય એવી બીકથી પેલા માણસે તેના પગ એક લાકડા સાથે બાંધ્યા. થોડા વખત પછી એ પક્ષી જૂદી જ જાતનું જોઈ સહુને કૌતુક થયું અને એ શું હશે તેનો લોકો વિચાર કરવા લાગ્યા. ડોઇએ કહ્યું કે "એ જળચર પંખી છેઃ એ કાંતો બતક છે અને કાંતો હંસ છે. જો આપણે તેને પાણીમાં મુકીશું તો તે તેમાં તરશે." બીજાએ કહ્યું કે "એના પગ બતકના પગ જેવા જાળીવાળા નથી; એ તો કુકડાની જાતનું પંખી લાગે છેઃ એને છોડીએ તો એ ઉકરડે જઇ બીજાં કુકડાંઓની સાથે રમ્યાં કરશે." ત્રીજાએ કહ્યું કે, "ના, ના; એની ચાંચ વાંકી છે તે જુઓઃ એ તો પોપટ જ લાગે છે." વળી ચોથાએ કહ્યું કે, "એની પાંખ તો જુઓ; એ પંખી બહુ ઉચું ઉડી શકે એવી જાતનું છે." એ વખતે બીજા બોલી

ઉદ્દેશ્યો કે "તમે શું બોલો છો? શું એને કોઇએ કદિ જરા પણ ઉડતાં જોયું છે ખરૂં કે? આપણે એને જરા પણ ઉડતાં જોયું નથી તો વળી એમ કેમ કહી શકાય કે તે બહુ ઉંચું ઉડી શકે છે?" આ વખતે પેલા પંખીના બચ્ચાએ પોતાની પાંખ ફફડાવી, પણ તેના પગ બાંધેલા હોવાથી તે ઉડી શકે તેમ ન હતું. લોકો તો માત્ર અનુમાન જ બાંધતા ત્યાં ઉભા રહ્યા, અને કોઈ આમ તો કોઈ તેમ કહેવા લાગ્યા. પેલું બચ્ચું આ બધું ધ્યાનપૂર્વક સાંભળતું હોય તેમ અથવા તેને એ વાતની કશી પણ પરવા ન હોય એમ હાલ્યાચાલ્યા વગરનું ત્યાં ઉભું હતું અને તેની દૃષ્ટિ આકાશ તરફ સ્થિર થઇ રહી હતી. કોઇએ કહ્યું કે "ચાલો, આપણે એ પંખીને છૂટું મૂકી એ શું કરે છે તે જોઇએ." આ સાંભળી પેલું પંખી જીવંત થઈ ધ્રૂજવા લાગ્યું. બીજાએ કહ્યું કે "એ પંખી કીમતી છે માટે એને એવી રીતે ઉડવા દેવાય નહિ; કદાચિત એ ઉડવા જતા પડી જાય અને તેમ કરતાં મરી પણ જાય." પેલું પંખી તો બીચારૂં પાછું સ્થિર થઇ આકાશ ભણી જ જોતું રહ્યું. એનું સ્થાન એ આકાશ જ હતું અને છૂટું થતાં તે શું કરશે એ વાત તે સારી રીતે જાણતું હતું. એ ગરૂડનું જ બચ્ચું હતું.

આપણામાંના ઘણા જેવી રીતે પ્રત્યેક મનુષ્ય એક જ વ્યક્તિને જાણી શકે છે તેવી રીતે એક સ્ત્રીને તો જાણીએ જ છીએ, અને એક સ્ત્રીના ભવિષ્ય માટે જે આશા અને ખાત્રી રાખવામાં આવે છે તે આ એક સ્ત્રી વિષેના આપણા જ્ઞાન ઉપર રચાયાં છે.

જેમણે આવી સ્ત્રી જોઇ ન હોય અને જેમની પાસે તેથી મળતું ખાત્રીપૂર્વક પ્રમાણ ન હોય, તેમને માટે સ્ત્રીઓની શક્તિ સંબંધી છૂટાછવાયા કીસ્સાઓ ભેગા કરવા અને તે ઉપરથી જે કંઇ અનુમાન બાંધી શકાય તે બાંધવું એ જરૂરનું તેમ ઘણું કરીને લાભકારી પણ છે. વળી તેઓ આ બાબતમાં કાંઇ નિશ્ચિત મત ન બાંધે અને લાંબા કાળના વ્યવહારસિદ્ધ અનુભવ પરથી જ તેમની

શંકાઓનું સમાધાન કરે એ પણ ઇચ્છવાયોગ્ય છે. પણ જેમને આ બાબતમાં અંગત અનુભવથી પ્રાપ્ત થયેલું પણ બીજાને સહેલાઈથી ન આપી શકાય એવું જ્ઞાન હોય તેમને માટે સારામાં સારો રસ્તો તો એ જ છે કે તેમણે વાદવિવાદ કરવાને બદલે નિર્ભય થઈ પોતાનું કાર્ય કરવું.

છેલ્લું, કાર્યના નવા પ્રદેશમાં સ્ત્રીઓના પ્રવેશ થવા વિરૂદ્ધ કોઈ જે આક્ષેપ લાવી શકે છે અને ઘણી વખત કેટલાક લાવે છે પણ ખરા, તે આ છેઃ—" તમે જે કંઇ કહો છો તે બધું માન્ય રાખીએ, એટલે સ્ત્રીઓનાં જૂનાં કાર્યક્ષેત્રો તેમના હાથમાંથી જતાં જાય છે અને તેને બદલે તેમને નવાં ક્ષેત્ર પ્રાપ્ત ન થાય તો તેમની સ્થિતિ પૂર્ણ રીતે પુરૂષોને આધીન રહેવાની થાય અને તેમને પુરૂષોનાં વિલાસનાં રમકડાં રૂપ અને માત્ર બાળકોને જન્મ આપનાર તરીકે જ રહેવું પડે એ માન્ય રાખીએ; અને આમ થતાં આખરે સ્ત્રીજાતિની અધોગતિ પુરી થાય અને તેની સાથે કાળ જતાં આખી મનુષ્યજાતિની અધોગતિ થાય એ પણ માન્ય રાખીએ; અને સ્ત્રીઓએ ભૂતકાળમાં બાળકોને જન્મ આપવા ઉપરાંત મનુષ્યજાતિની મહેનતનો અર્ધોઅર્ધ અને ઘણીવાર તેથી પણ વધારે ભાગનો બોજો પોતાને શિર ઉપાડયો છે એ વાત પણ માન્ય રાખીએ; અને ભૂતકાળની શારીરિક મહેનતમાં તેમણે જેમ અર્ધોઅર્ધ કાર્ય કર્યું છે તે જ પ્રમાણે તેઓ ભવિષ્યમાં માનસિક અને કરામતી કાર્યમાં તેટલા જ પ્રમાણમાં કાર્ય કરી શકે છે એવું વિશેષ રીતે માન્ય રાખીએ; તોપણ એવી એક વાત છે કે જે સ્ત્રીઓ આ નવાં કાર્યક્ષેત્રમાં પ્રવેશ કરે અને તેને અંગે વિશેષ સ્વાતંત્ર્ય પામે એ લાભને બદલે હાનિકારક છે અને ઇચ્છવા યોગ્ય નથી એવું બતાવે છે, અને એ વાતનો પૂરો વિચાર કરવો જોઇએ. એ વાત આ છેઃ—આ બધાં નવાં ક્ષેત્રોમાં પ્રવેશ કરવા માટે જે કેળવણી, શિક્ષણ, માનસિક પ્રવૃત્તિ વગેરે જરૂરનાં છે તે સ્ત્રીઓને માટે તેમ જ આખી મનુષ્યજાતિને માટે જરૂરનાં છે

છતાં, સ્ત્રીઓ પ્રત્યે પુરૂષોને જે આકર્ષણ થાય છે અને એને લીધે તેમની વચ્ચે જે પ્રેમ ઉત્પન્ન થાય છે અને જેને લીધે મનુષ્યજાતિના આ બે વિભાગ હજારો વર્ષ થયાં પરસ્પર જોડાયેલાં રહ્યાં છે તે કંઈક અંશે ઓછાં થાય અથવા તદ્દન દૂર થાય તો પછી તેથી શો લાભ છે? ભૂતકાળમાં સ્ત્રીઓએ સખ્ત અને ગજા ઉપરાંત મહેનત કરેલી હોવા છતાં તેઓ પોતાના વર્ગના પુરૂષો માટે, તેમ પુરૂષો તેમને માટે અનાકર્ષક થયાં ન હતાં એ વાત ખરી છે, પણ સ્ત્રીઓ માનસિક અથવા કરામતી કાર્ય કરવા લાગે તો પછી તેની બુદ્ધિની વૃદ્ધિ અને વિશાળતાને લઇને પુરૂષો પ્રત્યે તેમને અભાવ ઉત્પન્ન થાય અને પુરૂષો માટે તેઓ અનેચ્છિત રહે અને નરનારીના પરસ્પર આકર્ષણ અને પ્રેમના અભાવે કાળ જતાં આખી મનુષ્યજાતિનો ધ્વંશ થાય તો પછી તે શા કામનું છે? સ્ત્રી પોતે જે પુત્રને જન્મ આપે તેનું મૂલ્ય સમજતી બંધ થાય અને જે પુરૂષ એ પુત્રનો જન્મદાતા છે તેના પ્રત્યે લાગણી ધરાવતી બંધ થાય અને પુરૂષ એ સ્ત્રી અને તેના બાળક પ્રત્યે લાગણી ધરાવતો બંધ થાય તો પછી તેથી શો લાભ છે? જો આવું પરિણામ આવે તો પછી એ શું સ્ત્રીની વિલાસી પરાધીનતા અને તેથી ઉત્પન્ન થતી તેની અધોગતિ કરતાં પણ મનુષ્યજાતિના હિત માટે વધારે અનર્થકર નથી? આ જાતના જોખમની કંઈ પણ સંભાવના હોય તો પછી, સ્ત્રીઓ પોતાના મનમા એમ ખાત્રીપૂર્વક માનતી હોય કે તે આગળની માફક જ સમાજની નવી પરિસ્થિતિમાં ઉત્તમ રીતે કાર્ય કરી શકશે તોપણ તેમણે જાણી જોઇને અને વિચારપૂર્વક, પોતાની બુદ્ધિ અને શક્તિઓનો વિકાસ થવાથી મનુષ્યજાતિને આટલું બધું નુકશાન થવાનું છે એ ન થાય તે માટે, પોતાની બુદ્ધિ વગેરેને મંદ કરી તેથી થતી અધોગતિ વ્હોરવી એ શું વધારે ઇચ્છિવાયોગ્ય નથી? નર અને નારી વચ્ચે જે આકર્ષણ અને પ્રેમની લાગણી સ્વાભાવિક રીતે રહ્યાં છે તેનો ધ્વંશ થાય એ કરતાં સ્ત્રીઓ પોતાની ઇચ્છાપૂર્વક પોતાની શક્તિઓ ઓછી કરી પોતાની પ્રવૃત્તિનું ક્ષેત્ર

ન્હાનું કરે અને પોતે પોતાના સ્ત્રીત્વને અમુક અંશે હાનિ પહોંચાડે એ, બે અનર્થમાં ઓછા અનર્થ તરીકે શું વધારે ઇચ્છવાયોગ્ય નથી? આખી મનુષ્યજાતિ નાશ પામે એ સ્થિતિ જો આવવાની જ છે તો પછી એ સ્ત્રીપુરૂષના પરસ્પર આકર્ષણનો નાશ થવાને લીધે આવે તેના કરતાં સ્ત્રીઓની વિલાસી પરાધીનતા અને તેથી ઉત્પન્ન થતી તેમની અધોગતિના પરિણામ રૂપ આવે એ શું વધારે ઇચ્છવા-યોગ્ય નથી?

આવી માન્યતા જેની પાછળ એવો વિચાર રહેલો છે કે પૃથ્વી ઉપરની મનુષ્યજાતિ તેમ બીજાં પ્રાણીઓમાં જે એક ઉંડામાં ઉંડું તત્ત્વ રહ્યું છે તે આવા કારણથી એકાએક અને તદ્દન નાશ પામે તેને બુદ્ધિપૂર્વક અથવા ગંભીરતાથી જવાબ આપવો એ સ્હેલી વાત નથી. વળી એનો ઉત્તર ન આપીએ તોપણ યોગ્ય જ છે, પણ આ દલીલ, એક કે બીજા રૂપે, અને કોઇ વાર વિચારપૂર્વક તો કોઇ વાર વિચારશૂન્ય વારંવાર કરવામાં આવે છે અને તેથી સાધારણ બુદ્ધિ-વાળા માણસોના મનમાં પણ કાર્યના નવા ક્ષેત્રમાં સ્ત્રીઓના પ્રવેશ થવા વિરૂદ્ધ એક પ્રકારની લાગણી ઉત્પન્ન કરે છે, જેથી તેને ઉત્તર આપવો એ જરૂરનું છે.

અહિં એટલું તો સરલતાથી સ્વીકારી શકાય છે કે આ દિશામાં જરા પણ ભયની સંભાવના હોય તો સ્ત્રીઓ પોતાના જ્ઞાનની વૃદ્ધિ કરવા માટેના અને કાર્યના નવા ક્ષેત્રમાં પ્રવેશ કરવા માટેના પોતાના પ્રયાસો જેટલી ત્વરાથી છોડી દે, તેટલું તેમને માટે તેમ આખી મનુષ્યજાતિને માટે લાભકારી છે.

પૃથ્વી ઉપરનાં છેક અચેત જેવાં પ્રાણીઓમાં નહિ જેવા લિંગ ભેદને લીધે પરસ્પર જે આકર્ષણ માત્ર નામનું જ રહે છે તે પ્રાણીની સૃષ્ટિમાં ઉત્તરોત્તર વૃદ્ધિ પામતાં એક જ નર કે માદા સાથે સંબંધ રાખનાર પંખીઓમાં ગાન અને પ્રેમના ખેલ અને કેટલીક વાર નર અને માદાના એક જ યુગલ વચ્ચેના જીવનભર લગ્નસ્નેહનું રૂપ ધરે છે;

અને જે મનુષ્યજાતિમાં જંગલી પુરૂષ અને સ્ત્રી વચ્ચેના પરસ્પર અનિવાર્ય પણ માત્ર દૈહિક આકર્ષણનું રૂપ લઇ વૃદ્ધિ પામતાં સુસંસ્કારી સ્ત્રી પુરૂષોમાં પહેલાનાં જેટલું જ અનિવાર્ય પણ રસિકતાનું અને બુદ્ધિવિષયક રૂપ ધરે છે અને કવિઓના ગાનનું અને કેટલીક વાર ઘણાં આગળ વધેલાં સ્ત્રી અને પુરૂષના પરસ્પર અમર્ત્ય વિશ્વાસનું રૂપ ધરે છે; એ બધાનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણને એ આકર્ષણ આખી પ્રાણીની સૃષ્ટિમાં માલુમ પડે છે એટલું જ નહિ પણ એ સચેત જીવનના પાયારૂપ દેખાય છે, અને તે જૂદાં જૂદાં પ્રાણીઓમાં જૂદાં જૂદાં અનેક અને અનંત રૂપ ધરે છે છતાં કદિ પણ દૂર કરી શકાતું નથી. મનુષ્યસૃષ્ટિમાં સ્ત્રી અને પુરૂષના પરસ્પર આકર્ષણે, જંગલી લોકોનાં લડાઇઓ અને નાચથી શરૂઆત કરતાં આધુનિક રાજ્યદરબાર અને મહેલોમાં થતાં કાવતરાં અને મીજબાનીઓમાં, જે અવિરત ભાગ લીધો છે, અને મનુષ્યજાતિના ઇતિહાસમાં જે જૂદી જૂદી જાતનાં ભયાનક તપ-વ્રતાદિ અને મઠ વગેરેમાં સાધુ સાધ્વીઓએ કરેલા ઉપવાસ વગેરેથી માણસના દિલમાં સામ્રાજ્ય ભોગવતી આ લાગણી છેક નાશ પામી શકી નથી અથવા બહુ નબળી પડી શકી નથી; અને છેક નીચું અને પશુતુલ્ય અજ્ઞાન અને ઉચામાં ઉચુ જ્ઞાન એ બન્ને જૂદી જૂદી રીતે, પણ એકસરખી રીતે એ લાગણીને વશ થાય છે; અને આધુનિક કાળના મ્હોટાં શહેરોમ વેશ્યાવાડાઓમાં તેમ ધનવાનના બંગલાઓમાં અને એવી બીજી કેટલીક જગ્યાઓમાં સ્ત્રી પુરૂષો નિર્લજ્જ બની પરસ્પર ઠઠ્ઠામશ્કરી કરે છે તેમાં, અથવા કવિઓના સ્વપ્નોમાં, અથવા સ્ત્રી પુરૂષો હમેશને માટે લગ્ન-સ્નેહની ગાંઠથી બંધાઇ જે સર્વોત્તમ માનવીય સંબંધ પ્રકટ કરે છે તેમાં આ લાગણી આજે પણ એવું જ કાર્ય કરે છે કે જે તેણે પૃથ્વીની આદિ અવસ્થામાં જ્યારે તેના ઉપર માત્ર મ્હોટાં મ્હોટા જળચર પ્રાણીઓ હતાં ત્યારે તેમનામાં નર અને માદાને પરસ્પર આકર્ષીને કર્યું હતું, અને આજે પણ તે હમેશની માફક મનુષ્યજીવનના મૂ

સૂત્ર રૂપ રહેલ છે અને વ્યક્તિગત જીવનના પ્રત્યેક નમુનામાં તાણા રૂપે રહેલ છે; જ્યારે આપણે આ બધી વાતનો વિચાર કરીએ છીએ ત્યારે આપણને ખાત્રી થાય છે કે આ આકર્ષણ કે લાગણી દૂર કરી શકાય એવી નથી એટલું જ નહિ, પણ સ્ત્રી અને પુરૂષ અથવા નર અને માદા વચ્ચે ઉત્પન્ન થતી આ લાગણી જે ભૂખ અને તરસના સરખી જ મનુષ્યજીવનની તેમ સર્વ પ્રાણીઓના જીવનની મૂળ લાગણીઓમાંની એક છે તે ગમે તેવાં મ્હોટાં પણ બાહ્ય કારણો કે સામાજિક ફેરફારને લઇને નાશ પામે એ તદ્દન અશકય છે.

કોઈ સ્ત્રી મિલમાં કામ કરી રોજ પચીસ પચાસ વાર કાપડ વણતી હોય તે, પોતે ઘેર રહી રેંટીઆ ઉપર રાતદિવસ કાંતી નવટાંક કે પાશેર સુતર તૈયાર કરે ત્યારે પુરૂષનો સમાગમ ઇચ્છતી હોય તેના કરતાં ઓછો સમાગમ ઇચ્છે; અથવા કોઇ પુરૂષ જે સ્ત્રી ઘેર રહી જૂદાં જૂદાં ઔષધો ભેગાં કરી હાથે ગોળીઓ વાળતી હોય તેના કરતાં બીજી કોઈ સ્ત્રી જેણે ઉચા પ્રકારના વૈદકનો અભ્યાસ કર્યો હોય અને પોતાની દવાશાળામાં કે કોઈ ઇસ્પીતાલમાં સેંકડો માણસોને દવા આપતી હોય તેને ઓછું ઇચ્છે; અથવા કોઈ સ્ત્રી સુંદર ચિત્રકામ કરતી હોય તેના કરતાં જે સ્ત્રી ઘરની શોભા વધારવા માટે કે બીજા કોઇ શણગાર માટે માત્ર વાંકાચુંકા આકાર કાઢતી હોય તેને પુરૂષ વધારે ચાહે; અથવા જે સ્ત્રી શિક્ષક કે વકીલ થઇ પોતાનાં બાળબચ્ચાંઓનું ભરણપોષણ કરી શકતી હોય તે સ્ત્રી બીજી સ્ત્રી જે દળણા દળી કે પાણી ભરી કે એવું એવું કામ કરી માંડમાંડ પોતાનું પેટ ભરી શકતી હોય તેના કરતાં પુરૂષને ઓછી પ્રિય હોય અથવા તે પોતે પુરૂષને કે બાળકને ઓછું ઇચ્છે; આ પ્રમાણે ધારવું એ મનુષ્યજીવન શું છે અને તે શા શા નિયમથી નિયંત્રિત થાય છે તે ન જાણવા બરાબર છે.

બીજી બાજુ જોતાં કોઇ એમ માનતું હોય કે સ્ત્રી પાસે ધન હોય અથવા તે કમાઈ શકે એવી સ્થિતિમાં હોય એટલી વાતથી જ

તે પુરૂષને ઓછી પ્રિય બને છે તો તે માન્યતા મનુષ્યજાતિનો આખો ઇતિહાસ અને આપણો નિત્યનો અનુભવ ખોટી ઠરાવે છે. સર્વ કાળે અને બધી સામાજિક સ્થિતિમાં પુરૂષોએ બને ત્યાં સુધી ધનવતી સ્ત્રીઓને જ ઇચ્છી છે અને તેમને પોતાની પત્ની તરીકે પ્રાપ્ત કરવા પ્રયાસ કર્યો છે. વળી એવા કીસ્સા તો બહુ જ થોડા માલુમ પડયા છે કે જેમાં કોઇ પુરૂષ કોઇ સ્ત્રી પ્રત્યે આકર્ષાયો હોય તો તે તેને ધનવતી જાણી તેનાથી દૂર થયો હોય. કોઇ સ્ત્રી ડાકટર, વકીલ કે શિક્ષક તરીકે સેંકડો કે હજારો રૂપીઆ કમાતી હોય તો તે જ સ્ત્રી એક સાધારણ નોકર તરીકે પોતાનો માત્ર ગુજારો કરી શકતી હોય તેના કરતાં ઘણા વધારે પ્રમાણમાં પુરૂષોને પોતા પ્રત્યે આકર્ષવાની.

વળી એમ કહેવામાં આવતું હોય કે સ્ત્રી કાર્યક્ષેત્રના નવા પ્રદેશમાં પ્રવેશ કરવાથી પુરૂષને ઓછી પ્રિય થશે એનું કારણ એ છે કે સ્ત્રી એમ થવાથી વધારે સ્વતંત્ર થશે, તો તે વાત પણ મનુષ્યજાતિનો ઇતિહાસ અને અનુભવ ખોટી ઠરાવે છે. દુનિયાની જૂદી જૂદી જાતિઓનો સર્વ કાળનો ઇતિહાસ સિદ્ધ કરી આપે છે કે જે સમાજમાં સ્ત્રીને વિશેષ સ્વાતંત્ર્ય છે તેમાં સ્ત્રી તરીકે જ તેની કીંમત પુરૂષો વધારે પ્રમાણમાં કરે છે. જે જંગલી લોકોમાં એક પુરૂષ અનેક સ્ત્રીઓને નજીવી વસ્તુઓ આપી ખરીદી શકે છે અને સ્હેલાઈથી પોતાની કરી શકે છે તેમાં સ્ત્રીઓની જે કીંમત છે તેના કરતાં ઘણી જ વધારે કીંમત આગળના આર્ય લોકો જેમાં સ્ત્રીઓને સ્વાતંત્ર્ય વિશેષ હતું અને જેમાં મ્હોટે ભાગે એક પત્નીવ્રત પાળવામાં આવતું હતું તેઓ પોતાની સ્ત્રીઓની કરતા હતા. વળી આજે પણ કેટલાક મુસલમાન પ્રજાના દેશમાં કોઇ કોઇ સો સો સ્ત્રીઓ સાથે લગ્ન કરી શકે છે અને એવા માણસોના મનમાં તેમની સો સ્ત્રીઓની કીંમત યૂરોપીઅન લોકોમાં ઘણી વખત એક સ્ત્રી જેને પરણવામાં ઘણી મુશ્કેલી પડી હોય અને જેનો પ્રેમ પ્રાપ્ત કરવામાં બહુ બહુ વિઘ્ન

નથ્યાં હોય તેની કીંમત જેટલી થાય છે તેના કરતાં ઘણી વધારે ઓછી કરવામાં આવે છે.

સ્ત્રીઓની કીંમત તેમના સ્વાતંત્ર્યના પ્રમાણમાં જ થાય છે એ વાત એવી તો સ્વતઃસિદ્ધ છે કે કોઈ પણ સમાજમાં સ્ત્રીની કીંમત બહુ થાય છે એમ જાણવામાં આવે, તો તેમાં સ્ત્રીને સામાજિક સ્વાતંત્ર્ય વિશેષ પ્રમાણમાં મળેલું છે એવું માનવામાં જરા પણ ખોટું નથી; અને કોઈ પણ સમાજમાં સ્ત્રી સારી રીતે સ્વતંત્ર છે એમ કહેવામાં આવે તો તેમાં સ્ત્રીની સ્ત્રી તરીકે કીંમત ઘણી થાય છે એમ સ્હેલાઈથી માની શકાય છે

વળી, સ્ત્રીઓ કાર્યક્ષેત્રના નવા પ્રદેશમાં પ્રવેશ કરશે તો તેઓ પોતાના જ્ઞાનમાં વૃદ્ધિ થવાથી અને તેમની માનસિક દૃષ્ટિમર્યાદા વધારે વિશાળ થવાથી પુરૂષોને ઓછા પ્રમાણમાં આકર્ષી શકશે એવું કોઇ કોઈ વાર કહેવામાં આવે છે. તેનો ઉત્તર એ છે કે મનુષ્યજાતિનો સમગ્ર ઇતિહાસ આ માન્યતાની વિરૂદ્ધ સાક્ષી આપે છે. જ્ઞાન કે માનસિક શક્તિની વૃદ્ધિ પુરૂષ કે સ્ત્રીમાં આ જાતનું આકર્ષણ ઓછું કરે છે એવું માનવાને કશું કારણ નથી. પુરાતન કે આધુનિક કાળના જંગલી લોકો જે સ્ત્રીઓ ઉપર બળાત્કાર કરે છે અને પછી તેમને જોરજબરાઇથી પોતાને વશ રાખે છે તેઓ પણ આ લાગણીનેજ વશ થયેલા હોય છે; અને દુનિયાના સહુથી વધારે જ્ઞાનવાળા અને સમર્થ પુરૂષો પણ એ જ લાગણીને, જો કે જૂદી રીતે, વશ થયેલા જોવામાં આવે છે. મીલ, શેલી, ગેટે, શીલર કે પેરિક્લીસ જેવા અતિ સમર્થ બુદ્ધિશાળી પુરૂષોમાં આ જાતની લાગણીઓ ઘણી જ તીવ્ર અને ઉંડી હતી એ આપણે સહુ જાણીએ છીએ. અને કદાચિત્ સ્ત્રીઓમાં એ લાગણીની તીવ્રતા જેમ બુદ્ધિ અને માનસિક શક્તિ વિશેષ તેમ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. જ્યોર્જ ઇલિયટ, ઇલિઝાબેથ બ્રાઉનિંગ, સોફાયા, કોપાલેવ્સકી વગેરે સ્ત્રીઓમાં બુદ્ધિનો વિકાસ જેટલો જોવામાં આવે છે તેટલી જ આ જાતની લાગણીની તીવ્રતા

દેખાય છે. આ દાખલા કાંઈ અપવાદ રૂપ છે એમ નથી, પણ આખી મનુષ્યજાતિનો ઇતિહાસ એ વાત સિદ્ધ કરી આપે છે કે ઉંચી બુદ્ધિ અને માનસિક શક્તિ પુરૂષ કે સ્ત્રીને કદિ પણ પોતાથી ઉલટી જાતિની વ્યક્તિઓ આગળ ઓછાં આકર્ષક કરતી નથી.

જ્યોર્જ સેન્ડ જેવી બુદ્ધિમતી સ્ત્રી પ્રત્યે અમીર ઉમરાવ વર્ગના પુરૂષો આ પ્રેમાકર્ષણથી જેવા ખેંચાયા હતા તેવા તેઓ પોતાના જ વર્ગની બહુ સુંદર વસ્ત્રાભૂષણ પહેરતી અને શૃંગાર સજતી પણ અજ્ઞાન સ્ત્રીઓ પ્રત્યે કદિ પણ ખેંચાયા ન હતા. આ બાઇએ પોતા પ્રત્યે પોતાના કાળના કેટલાક અતિ પ્રસિદ્ધ પુરૂષોને પોતાની કોઇ અજય્ય શક્તિથી આકર્ષ્યા હતા, અને તેમ કરવામાં પોતે કાંઈ પણ પ્રકારના બાહ્ય સાધનનો ઉપયોગ કર્યો ન હતો. પોતે ઉમરમાં મધ્યમ વયે પહોંચી હતી, શરીરે ધીંગી હતી, વસ્ત્ર પણ કોઈ પણ પ્રકારના આકર્ષક રંગ કે ફૅશન વગરનાં પહેરતી હતી, અને અન્ય સ્ત્રીઓને અતિ પ્રિય એવાં કોઇ પણ જાતનાં આભૂષણ કે શણગારની લેશ માત્ર પરવા કર્યા વગર પોતાની મેલી ઑફિસમાં સીગારેટ પીતી કામ કરતી રહેલી હતી. કોઈ પણ પુરૂષ કે સ્ત્રી પોતાના મનમાંથી આ જાતની લાગણી દૂર કરવા માટે જ્ઞાન કે માનસિક શક્તિની વૃદ્ધિ જરૂરનાં છે એમ સમજતો કે સમજતી હોય તો તેની એ માન્યતા છેક ભૂલભરેલી છે. એમ કરવાથી એ લાગણીઓ, જેમ કોઈ પહોળો પણ છીછરો વોંકળો તેને કોઇ ઉંડી ખાઇના રૂપમાં ફેરવી નાંખવાથી નાશ પામતો નથી પણ ઉલટો તે ગતિમાં અને જોશમાં વધે છે, તેમ બીજી લાગણીઓથી છૂટી પડી ઘનીભૂત થાય છે.

વળી આ પ્રેમની લાગણીમાંથી ઉત્પન્ન થતી બીજી લાગણીઓ જેવી કે માબાપની પોતાનાં બાળકો પ્રત્યે થતી લાગણી વગેરે પ્રત્યે આપણે નજર નાંખીએ, તો આપણને, કદાચિત્ વિશેષ પ્રમાણમાં માલુમ પડશે કે બુદ્ધિ અને માનસિક શક્તિની વૃદ્ધિ એને ઓછી કરવાને બદલે ઉલટી વધારે છે. આગળના કાળના અજ્ઞાન જંગલી

લોકો પોતાનાં બાળકોને વેચી નાખવા અને દીકરીઓને મારી નાંખવા પણ અચકાતા ન હતા, પણ મનુષ્યજાતિમાં જેમ જેમ જ્ઞાનનો વધારો થતો ગયો છે તેમ તેમ માણસો બાળકો પ્રત્યે વધારે પ્રમાણમાં પ્રેમાળ થતા જાય છે અને તેમને માટે પોતાનો બધો ભોગ આપવા તત્પર થાય છે એ આપણે સહુ સારી રીતે જાણીએ છીએ. આ વાત જેટલે અંશે પુરૂષોને લાગુ પડે છે તેટલે જ અથવા તેથી પણ વધારે અંશે સ્ત્રીઓને લાગુ પડે છે. જેમ કવચિત્ ક્વચિત્ સુધરેલી પ્રજાઓમાં જોવામાં આવે છે તેમ જંગલી પ્રજાઓમાં સામાન્ય રીતે સ્ત્રીઓ પોતાનાં બાળકોને અને ખાસ કરીને પુત્રને થોડા દારૂ કે પૈસા માટે વેચી નાખતી માલુમ પડેલી છે; અને માનસિક શક્તિમાં સ્હેજ આગળ વધેલી સ્ત્રીઓમાં પણ માતા અને બાળક વચ્ચેનો સ્નેહ ઘણો ઉંડો હોય છે છતાં જેમ જેમ બાળક મ્હોટું થતું જાય છે તેમ તેમ એ સ્નેહ ઓછો થતો જાય છે, અને બાળક અને ખાસ કરીને પુત્ર યુવાવસ્થામાં આવતાં માતા અને પુત્રનાં મન તદ્દન જૂદાં પડી ગયેલાં હોય છે અને તેમનો સંબંધ આગળના સ્નેહની માત્ર એક યાદગીરી રૂપે જ રહે છે. સ્ત્રીઓમાં જ્યાં સુધી બુદ્ધિનો વિકાસ અને માનસિક સામર્થ્યની વૃદ્ધિ પૂર્ણપણે થતાં નથી, ત્યાં સુધી તેમનો પોતાના પુત્ર સાથેનો સંબંધ સ્થાયી અને બંનેના જીવનમાં એક મુખ્ય વસ્તુ રૂપે જોવામાં આવતો નથી. ફ્રાંસ દેશની સર્વથી અધિક બુદ્ધિમતી સ્ત્રી અને તેના પુત્ર વચ્ચે જે ઘનીભૂત અને પરમ પ્રેમ અને સમાગમ તેમના જીવનમાં એક સર્વવ્યાપી તત્ત્વ તરીકે છેક આખર સુધી જોવામાં આવ્યાં હતાં તે, અંગ્રેજી ઇતિહાસકારનો પોતાની માતા જેણે છેલ્લે સુધી તેના મિત્ર તરીકે રહી તેના બધા કાર્યમાં ભાગ લીધો હતો તેની સાથેનો સમાગમ, ખ્રિસ્તી મહાસાધુ ઓગસ્તાઇન અને તેની માતા સાથેનો સંબંધ અને એવા બીજા અનેક માતા અને પુત્રના સંબંધો માતામાં અસાધારણ બુદ્ધિ હોય અને શરીરના સંબંધ સાથે મનનો અને આત્માનો સંબંધ હોય તો જ સંભવે છે.

આથી ફલિત થાય છે કે મનુષ્યજાતિનો ભૂતકાળનો ઇતિહાસ જોતાં એવું કંઈ સિદ્ધ થતું નથી કે સ્ત્રીઓ કાર્યક્ષેત્રના નવા નવા પ્રદેશમાં દાખલ થાય અને તેને લીધે તેઓ વધારે સ્વતંત્ર કે ધનવતી કે બુદ્ધિમતી થાય, તો તેથી તેઓ પુરૂષોનો કે પુરૂષો તેઓનો શારીરિક કે માનસિક સમાગમ કોઈ પણ રીતે ઓછા પ્રમાણમાં ઇચ્છે; અથવા માબાપ તરીકેનો તેમનો પોતાનાં બાળકો માટેનો પ્રેમ જે તેમના પરસ્પર પ્રેમમાંથી ઉદ્દભવે છે તેમાં તેને અધિક ઉંડો, ઘનીભૂત અને જીવનવ્યાપી કરવા સિવાય બીજો કોઇ ફેરફાર થાય. સ્ત્રીઓના કામકાજમાં ફેરફાર થવાથી તેમની અને પુરૂષોની એક બીજા માટેની ઇચ્છા કંઈ પણ પ્રમાણમાં ઓછી થાય, અથવા તેમની વચ્ચેનું પ્રેમાકર્ષણ નાશ પામે એ માન્યતા, જેમ કોઈ કોડીને દરિયાકાંઠે આમ કે તેમ મુકતાં દરિયાની ભરતીમાં કંઈ ખલેલ પહોંચે એ માનવું છેક હાસ્યજનક અને મૂર્ખતાભરેલું છે, તેવું જ હાસ્યજનક છે.

પણ કોઇ એવો આક્ષેપ કરે કે "આવો મત બાંધવા માટે જો કંઇ પણ કારણ નથી તો પછી એ મત, એક કે બીજા રૂપમા, જે લોકો સ્ત્રીઓના કાર્યના નવા અને માનસિક પ્રદેશમાં પ્રવેશ કરવાની સામે થાય છે, તે શા માટે વારંવાર જાહેર કરતા જણાય છે? ધુમાડો હોય ત્યાં અગ્નિ હોવો જ જોઇએ એ ન્યાય પ્રમાણે તેમની આ દલીલની પાછળ કંઇક સત્ય તો હોવું જ જોઇએ." આને તો એજ ઉત્તર આપવાનો કે "અગ્નિ વગર ધુમાડો નથી" એ ખરૂં છે પણ ઘણી વાર જયાં અગ્નિ કે ધુમાડો એ બેમાંનું કશુંએ ન હોય ત્યાં ધુમાડાનો ખોટો દેખાવ જોવામાં આવે છે, અને અહિં પણ તેમ જ છે.

કોઇ એક વાત વારંવાર કહેવામાં આવે અથવા એક મતનો સ્વીકાર બહુ માણસોથી કરવામાં આવે એથી એમ સિદ્ધ નથી થતું કે એ વાત કે મત સત્ય છે; પણ એથી એવું માનવાને કારણ મળે

છે કે એ વાત કે મતની પાછળ સત્યનો ખોટો દેખાવ કે આભાસ રહ્યો છે અને એથી જ તે ઉદ્ભવે છે. સૂર્ય પૃથ્વીની આસપાસ ફરે છે એવી જે માન્યતા આગળ સર્વત્ર પ્રસરેલી હતી તે માત્ર ખોટી હતી એટલું જ નહિ પણ પૂર્ણ રીતે ખોટી અથવા સત્યથી તદ્દન ઉલટી હતી, પણ એ ઉદ્ભવવાનું કારણ એ હતું કે તેની પાછળ ભ્રાંતિજનક સત્યનો આભાસ રહ્યો હતો.

સ્ત્રીઓ કાર્યના નવા પ્રદેશમાં પ્રવેશ કરતાં પોતાના જીવનમાં વધારે સ્વતંત્ર થશે, તેમની આર્થિક સ્થિતિ વધારે સારી થશે, અને તેઓ જ્ઞાન પણ વિશેષ પામશે, અને એ બધાના પરિણામે સ્ત્રી અને પુરૂષ એક બીજાથી વેગળા થશે એવું જે કહેવાય છે તેનો વધારે વિચાર કરતાં તેની પાછળ રહેલો સત્યનો આભાસ જેમાંથી તે ઉદ્ભવે છે તે સ્પષ્ટ દેખાઈ આવે છે.

મનુષ્યજાતિના કાર્યક્ષેત્રના નવા પ્રદેશોમાં સ્ત્રીઓના દાખલ થવાથી તેમને અધિક સ્વાતંત્ર્ય અને આર્થિક ઉન્નતિ પ્રાપ્ત થાય છે અને તેમને વિશેષ જ્ઞાન અને માનસિક શિક્ષણ પામવાની જરૂર રહે છે, છતાં પ્રાણી માત્રમાં રહેલી પ્રેમની મૂળ લાગણી જે વડે નર અને માદા, સ્ત્રી અને પુરૂષ પરસ્પર આકર્ષાય છે તે નષ્ટ થતી નથી; તેમ જે પ્રમાણમાં મનુષ્યજાતિ આગળ વધતી જાય છે તે પ્રમાણમા સ્ત્રી અને પુરૂષ વચ્ચેના પરસ્પર માનસિક અને આંતરિક સમાગમની જે સૂક્ષ્મ અને ઉંચા પ્રકારની ઇચ્છા ઓછી થવાને બદલે ઉલટી વધવા સંભવ છે; પણ એનું એક પરિણામ નિઃશંક આવવાનું છે અને તે એ છે કે અમુક પુરૂષો અને અમુક સ્ત્રીઓનો પરસ્પર સંબંધ હાલમાં છે તેના કરતાં બહુ જુદો થવાનો.

સ્ત્રી અને પુરૂષ વચ્ચે જે શારીરિક અને માનસિક આકર્ષણ અત્યારે છે તે સ્ત્રીઓનાં જ્ઞાન અને માનસિક શક્તિઓની વૃદ્ધિ થવાથી પ્રમાણમાં તેમ તીવ્રતામાં ઓછું નહિ થાય, પણ તેનું રૂપ બદલાશે, અને એ પરિવર્તન કે ફેરફાર ખાસ કરીને જૂદી જૂદી

વ્યક્તિઓની પોતાની ઇચ્છા અને કામવાસના તૃપ્ત કરવાની શક્તિના સંબંધમાં થશે.

સમાજની જંગલી અવસ્થા જેમાં માત્ર શારીરિક બળ વડે જ એક માણસ બીજા ઉપર અધિકાર ભોગવે છે, તેમાં જે કોઈ શરીરે બહુ સશક્ત, લડાયક વૃત્તિવાળો, અતિ વિષયી અને પશુ જેવો હોય છે તે ઘણી સ્ત્રીઓને જોરજુલ્મથી પોતાને વશ કરે છે. સ્વાભાવિક રીતે જ આવા માણસો જે સામાજિક પરિવર્તનથી સ્ત્રીઓને વિશેષ સ્વાતંત્ર્ય મળે અને જેને લઇને તેઓ પોતાની ઇચ્છા મુજબ પોતાની વૃત્તિને અનુકૂળ પુરૂષ પોતાના પતિ તરીકે પસંદ કરી શકે, અને જેને પરિણામે શરીરમાં ઓછા સશક્ત પણ બુદ્ધિમાં વિશેષ એવા માણસોને પોતાની કામના તૃપ્ત કરવાનો અને બાળકોના પિતા થવાનો વધારે સંભવ રહે, તે સ્થિતિને તેઓ ભુંડી અને નુકશાનકારક ગણવાના જ. આવા માણસો પોતાના જ સ્વાર્થનો વિચાર કરતાં સ્ત્રીઓને સ્વાતંત્ર્ય મળે એવી કોઈ પણ વાતથી ભય પામે એમાં કશું નવાઈ પામવા જેવું નથી. પણ આવા માણસો એમ કહે કે સ્ત્રીઓને વિશેષ સ્વાતંત્ર્ય મળવાથી, અથવા તો બીજા માણસો સ્ત્રીઓનો સમાગમ કરવામાં તેમને જે ખાસ લાભ છે તેના ભાગીદાર થવાની સંભાવના હોવાથી, સ્ત્રી અને પુરૂષોમાં તેમની વચ્ચે જે પ્રેમાકર્ષણ રહ્યું છે તે ઓછું થશે એમ કહે તો તે કોઈ રીતે યોગ્ય કહેવાય નહિ. એ ખરૂં છે કે તે પેલી નવી સામાજિક પરિસ્થિતિમાં પોતાના જ અંગબળથી આગળની માફક પોતાને ફાવે તેટલી કે તેવી સ્ત્રીઓ પ્રાપ્ત કરવાનો નથી; પણ તેમ તેને જે નુકશાન થવાનું છે તેટલો જ બીજાને લાભ છે, અને એથી પુરૂષ અને સ્ત્રી વચ્ચેની પ્રેમની લાગણી તીવ્રતા કે ઉંડાઈમાં કોઇ પણ રીતે ઓછી થવાની નથી.

આજની સુધરેલી સમાજોમાં સ્ત્રીઓ પોતાની ઇચ્છા પ્રમાણે વર પામવામાં આગળના કરતાં વધારે સ્વતંત્ર છે, એમાં કશી શંકા નથી, જો કે એ ખરૂં છે કે એ સ્વાતંત્ર્ય દેખાય છે તેટલું ખરી રીતે

નથી. આજે સ્ત્રીઓ માત્ર અંગબળથી પુરૂષોને વશ થતી નથી, પણ હજુ પ્રેમાકર્ષણ અને પ્રેમની લાગણીથી અલગ હોય એવી ઘણી વસ્તુઓ છે કે જે પુરૂષ અને સ્ત્રીના પરસ્પર સંબંધ ઉપર ઘણો અધિકાર ભોગવે છે.

આજે શરીરે સશક્ત નહિ પણ પૈસાટકાવાળો માણસ સ્ત્રીઓ ઉપર વિશેષ પ્રમાણમાં અયોગ્ય રીતે અધિકાર ભોગવતો માલુમ પડે છે. સાધારણ રીતે, આધુનિક દુનિયામાં જ્યાં જ્યાં સ્ત્રીને પૂર્ણ રીતે કે અમુક અંશે પોતાના સ્ત્રી તરીકેના જ કાર્ય એટલે પુરૂષોની કામના તૃપ્ત કરવા અને બાળકને જન્મ આપવા પૂરતું જ કરવા ઉપર પોતાના ભરણપોષણનો આધાર રાખવો પડે છે, ત્યાં ત્યા તેમને એ માટે પુરૂષને આધીન રહેવું પડે છે, અને પોતાની ઇચ્છા પ્રમાણે વર કરવાનું તેમનું સ્વાતંત્ર્ય તેટલે અંશે ઓછું થાય છે. યૂરોપ અને અમેરિકાના દેશોમા સ્ત્રીઓ અને પુરૂષોના કાયદેસર કે બેકાયદેસર પરસ્પર સંબંધનો ઘણો મ્હોટો ભાગ, થોડા કે વધારે અંશે, સ્ત્રીઓની પૈસાટકાના સંબંધમાં પુરૂષો પ્રત્યેની આધીનતા ઉપર રચાયો છે. ખુલ્લા વેશ્યાકૃત્યની ચોમેર ફેલાયલી અને છેક જંગલી સંસ્થા જે આધુનિક સમાજોમાં એક મહાન રોગ રૂપે જનસમાજમાં વિષ ફેલાવી રહી છે તેમાં આ આધીનતા સિવાય બીજું કશું પણ જોવામાં આવતું નથી. પુરૂષોનું ધન અને સ્ત્રીઓનું તન એ બે જ વસ્તુઓ તેમાં જોવામાં આવે છે. સમાજના બીજા વર્ગોમાં સ્થિતિ આવી નથી એ ખરૂં છે, પણ તેમાંય સ્ત્રીઓની આ પ્રકારની આધીનતા અમુક અંશે તો દેખાય જ છે. આપણે ત્યાં કન્યાવિક્રય જેવો જે અતિ દુષ્ટ રિવાજ ઘણે ઠેકાણે જોવામાં આવે છે તેમાં અને વેશ્યાકૃત્યમાં કંઇ ખાસ ફેર હોય તો તે એ છે કે વેશ્યાકૃત્યમાં સ્ત્રીઓ પોતે ઘણી વાર પાપ પ્રત્યે ગતિ કરે છે, ત્યારે અહિં માબાપ જાણી જોઇને પોતાની પુત્રીને કુવામાં નાખે છે અને પુત્રીને રાંક પશુની માફક માબાપ દોરે ત્યાં દોરાઈ જવું પડે છે. વળી કેટલીક જ્ઞાતિઓમાં મ્હોટી ઉમરનો પણ

ધનવાન ગૃહસ્થ હોય તેને કન્યા મળવામાં મુશ્કેલી પડતી નથી, અને ઘણી વાર સારાં કુટુંબો પણ તેને કન્યા આપવા તત્પર થાય છે. આના પરિણામે સ્ત્રીઓને આધીનતાની સ્થિતિ ભોગવવી પડે એમાં કાંઇ નવાઈ પામવા જેવું નથી વળી પૈસાદાર ઘરનો છોકરો મૂઢ હોય તો પણ તેને સારા ઘરમાંથી કન્યા મળે છે, અને ગરીબ ઘરના સારા છોકરાઓને પણ કન્યા મળવી મુશ્કેલ થઇ પડે છે એવો અનુભવ સહુ કોઇનો છે. આવું આપણા જ દેશમાં છે એમ નથી. યુરોપમા પણ સ્ત્રીઓ પોતાની ઇચ્છા પ્રમાણે વરી શકે છે એવું કહેવાય છે છતાં ત્યાંના ઘણા લગ્નોમાં પ્રેમાકર્ષણ કરતાં પુરૂષની પૈસેટકે સ્થિતિ કેવી છે એ વાત ઉપર વિશેષ લક્ષ અપાય છે. ત્યાંય ધનવાન પુરૂષ, પછી તે બેઅક્કલ હોય તોપણ, સારા કુટુંબની સારી છોકરી પરણી શકે છે એવા એક નહિ પણ અનેક દાખલાઓ આજે પણ જોવામાં આવે છે. ત્યાં આવું અયોગ્ય કાર્ય કરવામાં માત્ર માબાપ જ અહિંની માફક સહાયભૂત થાય છે એમ નથી, પણ કન્યાઓ પોતે કેટલીક વાર સ્વેચ્છાથી એ પ્રમાણે કરે છે. વળી ધનવાન લોક આજે સુધરેલી સમાજોમા પણ પોતાના ધનના બળે માત્ર એક જ નહિ પણ અનેક સ્ત્રીઓને પોતાની રખાત તરીકે રાખી શકે છે, અને ઘણા બુદ્ધિશાળી પુરૂષો દેખાવમાં અતિ સુંદર હોય તોપણ પૈસેટકે ગરીબ હોવાથી ભાગ્યે જ એક પણ સ્ત્રી સાથે ગાઢ સંબંધમા આવી શકે છે.

આ કારણથી આપણી સમાજોમાં જે બધા પુરૂષો સ્ત્રીઓનો પ્રેમ પોતાની માનસિક તેમ બીજી શક્તિઓ વડે જીતી અને રાખી શકતા નથી, પણ પોતાના ધન વડે જ એ કરવાને શક્તિમાન થાય છે, તેમને સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્ય મળવાથી તેમ તેના અંગમાં ઉત્પન્ન થતા પોતાની ઇચ્છાનુસાર વર પસંદ કરવાના સ્વાતંત્ર્યથી સમાજમાં જે ફેરફાર થાય તે તેમને એક મ્હોટા નુકશાનરૂપ લાગે એમાં કાંઈ નવાઇ નથી. સ્ત્રીઓ ડાક્ટર કે શિક્ષક કે અધ્યાપક કે વકીલ થાય, અને તેમ થતાં પોતાની ઇચ્છા પ્રમાણે જ પરણી શકે

કે પુરુષોનો માનસિક સમાગમ કરી શકે એ વાત જે લોકો સ્ત્રીઓની આર્થિક પરતંત્રતાનો લાભ લઇને જ તેમને પોતાને વશ રાખી શકતા હોય તેમનાથી સહન ન થાય એમાં કાંઈ નવાઇ પામવા જેવું નથી, અને એ લોકો સ્ત્રીઓના કોઈ પણ જાતના સ્વાતંત્ર્યની વિરૂદ્ધ થાય એ સ્વાભાવિક છે. એવા લોકો ભણેલી અને સુશિક્ષણ પામેલી સ્ત્રી કરતાં અભણ સ્ત્રી વધારે પસંદ કરે એ પણ સમજી શકાય તેવું છે. સ્ત્રીઓને આર્થિક ઉન્નતિ પામતી જોઇ તેમના મનમાં તેઓ પોતે સ્ત્રી વગરના વાંઢા રહી જશે એવો કઇક ભય તેમના મનમાં સહજ ઉત્પન્ન થાય છે.

વળી એવી કેટલીક સ્ત્રીઓ પણ છે કે જેઓને સ્ત્રીજાતમાં અધિક સ્વાતંત્ર્ય આવવાથી અને તેઓ ફાવે તે ધંધામાં જવા શક્તિવાન થાય એ વાતથી અમુક પ્રકારનું નુકશાન થાય તેમ છે, અથવા તો થાય એમ તેઓ માત્ર માને છે. જે સ્ત્રીઓ, પોતાની ઇચ્છાથી કે અનેચ્છાથી, જે વિલાસી પરાધીનતાની આગળ વાત કહેવામાં આવી છે તે ભોગવે છે, જેમનામાં કોઇ પણ જાતનું ઉંચું કે સારૂં કાર્ય કરવાની શારીરિક કે માનસિક શક્તિ નથી, અને જેઓ સ્ત્રી, રખાત કે વેશ્યા તરીકે માત્ર પોતાના સ્ત્રી તરીકેના ખાસ કાર્ય ઉપર જ પોતાનો ભરણપોષણનો આધાર રાખે છે, તેઓને સ્ત્રીજાતમાં વિશેષ કામ અને સ્વાતંત્ર્ય આવવાથી ઘણું નુકશાન થાય એમાં કશો પણ શક નથી. એવી સ્ત્રીઓને જે બે રીતે નુકશાન ખમવું પડશે તે આ છેઃ (૧) જેમ જેમ સ્ત્રીઓને સ્વાતંત્ર્ય વિશેષ પ્રમાણમાં મળતું જશે અને સ્ત્રી પોતાનું યોગ્ય ગૌરવ સમજશે તેમ તેમ આ જાતની સ્ત્રીઓ પ્રત્યે સમાજ સ્વાભાવિક રીતે તિરસ્કાર અથવા નાપસંદગીની નજરે જોશેઃ અને (૨) તેમના કરતાં વધારે આગળ વધેલી સ્ત્રીઓ સાથે તેમને પ્રતિસ્પર્ધા કરવી પડશે. એ સ્થિતિમાં તેઓ રહેશે જ નહિ.

આ બે વર્ગો તરફથી જ સ્ત્રી જાતના કાર્યક્ષેત્રના નવા પ્રદેશમાં

પ્રવેશ કરવાથી અને તેમની બુદ્ધિ અને માનસિક શક્તિઓનો વિકાસ થવાથી સ્ત્રી અને પુરૂષના પરસ્પર સંબંધમાં મ્હોટો ફેરફાર થશે એવો આક્ષેપ કરવામાં આવે છે. એ બે વર્ગોના લોકોના પોતાના અંગત સ્વાર્થની દૃષ્ટિથી જોઇએ તો તેમના આક્ષેપ પાછળ કેટલુંક સત્ય રહેલું છે, પણ આખી મનુષ્યજાતિના હિતની દૃષ્ટિથી જોઇએ તો એ તદ્દન ખોટો છે. અમુક વર્ગ જે પ્રમાણમાં ઘણો ન્હાનો છે અને વળી સમાજને અહિતકર છે, તેનું નુકશાન એ આખી સમાજને લાભ છે.

જે બુદ્ધિહીન અને અનાકર્ષક વ્યક્તિત્વવાળા પુરૂષો અત્યારે પોતાની વિષયવાસના તૃપ્ત કરવા માટે, સ્ત્રીનો પ્રેમ જીતવા અને રાખવા માટે પોતાની માનસિક વગેરે શક્તિઓ ઉપર આધાર રાખતા નથી, પણ લગ્ન કર્યા સિવાય સ્ત્રીઓ પોતાના તનનો ખુલ્લી રીતે વ્યાપાર કરી રહી છે ત્યાં, અથવા લગ્ન કર્યા છતાં પણ જે સ્થિતિમાં સ્ત્રી પુરૂષનો પરસ્પર સંબંધ પ્રેમનો નથી પણ એક પ્રકારના વ્યાપાર જેવો જ છે તેમાં, સ્ત્રીઓને પોતાના પૈસાથી ખરીદ કરી અથવા વશ કરી પોતાની વિષયવૃત્તિ તૃપ્ત કરવાનો છે. આ જાતના માણસો સ્ત્રીઓ કાર્યક્ષેત્રના નવા પ્રદેશમાં વિશેષ પ્રમાણમાં દાખલ થાય અને તેમને જ્ઞાનની વૃદ્ધિ અને આર્થિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત થાય તો સમાજમાં દેખાતા દૂર થાય એ નિઃશંક છે. પણ જે પુરૂષો સ્ત્રીઓના તન કરતાં તેમનો પ્રેમ અને માનસિક સમાગમ વિશેષ પ્રમાણમાં ઇચ્છે છે, અને આજે પણ સમાજમાં આવા લોકોની સંખ્યા ઘણી મ્હોટી છે, જે પુરૂષોની શારીરિક તેમ માનસિક શક્તિઓ એવી છે કે જે વડે તેઓ કોઈ પણ પ્રકારના બાહ્ય સાધન સિવાય, સ્ત્રીઓ ગમે તેવી સ્વતંત્ર હોય તોપણ તેમનો પ્રેમ પ્રાપ્ત કરી શકવા સમર્થ છે, તેમને એ સ્થિતિમાં તેટલો જ લાભ છે. કોઇ પણ સમાજમાં સ્ત્રીઓનો મ્હોટો ભાગ એવી રીતે સ્વાશ્રયી હોય અને પોતાના ભરણપોષણાર્થે પોતે કામકાજ કરી શકતો હોય કે તેમને લગ્નના રૂપમાં કે બીજી

કોઈ રીતે પોતાનું વેચાણ કરવાની જરૂર ન રહે, તો તેથી સ્ત્રી-પુરૂષોના પરસ્પર સ્થાયી સંબંધ ઓછા થવાને બદલે, એવા સંબંધોને આડે જે એક મુખ્ય નડતર છે તે દૂર થતાં, વધવા સંભવ છે. આ વાત ખાસ કરીને યૂરોપ અને અમેરિકાના લોકોને લાગુ પડે છે. એ દેશોમાં આજે ઘણા લોકો લગ્ન કરતા નથી એનું એક કારણ એ છે કે ત્યાં સ્ત્રીઓ હજુ સુધી કમાતી નહિ હોવાથી તેમના પતિના મૃત્યુથી અથવા બીજા કોઈ કારણથી તેમને તથા તેમનાં બાળકોને નિરાધાર અવસ્થામાં રહેવું પડે અને તેને પરિણામે તેઓ બહુ દુઃખી થાય એ પુરૂષો તેમ સ્ત્રીઓ પણ ઇચ્છતાં નથી. લોકો આવી રીતે લગ્ન કરતા નથી તેથી તેનું પરિણામ બહુ ભયંકર આવે છે એ ખરૂં છે, પણ તેમના મનમાં આ વાતના સંબંધમાં જે ભય રહે છે તે ધ્યાનમાં લેવા જેવો છે. હવે જો સ્ત્રી પોતાનો ધણી મરણ પામે અથવા કામ કરવાને અશક્ત થાય ત્યારે પણ પોતાનું અને પોતાનાં બાળકોનું ગુજરાન કરી શકે એવી સ્થિતિમાં હોય તો અત્યારે નથી થઈ શકતાં એવાં હજારો સારા લગ્ન થાય એ નિઃસંદેહ છે. વળી આમ થવાથી એક બીજો સામાજિક અનર્થ જે આ વાતમાં રહ્યો છે કે અત્યારે વિષયી અને સ્વાર્થી લોકો ફાવે તેમ પરણી શકે છે અને બાળકોને ઉત્પન્ન કરી શકે છે અને જે ભવિષ્યનો વિચાર કરે છે અને પૂરી શક્તિ વગર પરણવાની કે બાળકને પેદા કરવાની મ્હોટી જવાબદારી વ્હોરવા ઇચ્છતા નથી, તે પણ દૂર થશે. વળી આવું થતાં દુનિયાના ઇતિહાસમાં પહેલી જ વાર સ્ત્રીઓનું વેચાણ એટલે તેમના હૃદયના ખરા પ્રેમ સિવાય બીજી કોઈ પણ વસ્તુને લીધે બંધાયેલો તેમનો પુરૂષ સાથેનો સંબંધ દૂર થશે, અને સ્ત્રીઓ અને પુરૂષો એકમેકનાં ખરા ભાગીદાર થશે.

આ બધા ઉપરથી એવું ફલિત થાય છે કે આર્થિક ઉન્નતિ અને સામાજિક સ્વાતંત્ર્ય સ્ત્રી અને પુરૂષ વચ્ચેના સ્વાભાવિક પ્રેમાકર્ષણને દૂર કરવાને બદલે તેને પહેલી જ વાર પૂર્ણ રીતે પોતાના યોગ્ય

સ્વરૂપમાં બહાર આવવાને છૂટું કરશે. સમાજની પ્રથમાવસ્થામાં પુરૂષ સ્ત્રી ઉપર બળાત્કાર કરી તેને પકડી લઇ જઇ પોતાને વશ કરતો હતો તે સ્થિતિ, અને આધુનિક કાળમાં સ્ત્રીને લાલચમાં નાંખી તેને પોતાને વશ કરવા રૂપી જે અધમ સ્થિતિ છે તે દૂર થશે, અને તેને બદલે સ્ત્રી અને પુરૂષ વચ્ચે જે સ્વાભાવિક આકર્ષણ, લાગણી અને પ્રેમ રહેવાં જોઇએ તે દેખાશે, અને એમ થતાં લગ્ન-સ્નેહ પોતાના ખરા સ્વરૂપમાં પ્રકટ થશે.

ઉપર જે બે વર્ગના લોકો સ્ત્રીઓ કાર્યક્ષેત્રના નવા પ્રદેશમાં પ્રવેશ કરે એથી પોતાને અંગત નુકશાન થવાનું હોવાથી તેની વિરૂદ્ધ છે, એ સિવાય એક એવો, જો કે ઘણો ન્હાનો, વર્ગ છે કે જે સરલ માણસોનો બનેલો છે અને જે સ્ત્રીઓ આ પ્રમાણે કાર્યક્ષેત્રની નવી દિશાઓમાં ઉતરે તો તેથી સ્ત્રી પુરૂષનો સંબંધ ઓછો થાય એવું માને છે. આ લોકોની માન્યતા પોતાના કોઇ અંગત કારણ ઉપર નહિ પણ વધારે સામાન્ય કારણ ઉપર રચાયેલી છે અને તેથી તેનો અહિં થોડો વિચાર કરવો ઘટે છે.

આ લોકોનું જે કાંઇ કહેવું અથવા ધારવું છે તે એવું અસ્પષ્ટ છે કે તેને સ્હેલાઇથી શબ્દોમાં મૂકી શકાય તેમ નથી, પણ એ માન્યતા આવા શબ્દોમાં જણાવીએ તો કંઇ ખોટું કહેવાય નહિ. આ ખરેખરા સરલ અને અમુક અંશે બુદ્ધિવાળા લોકો એમ ધારે છે કે સ્ત્રીઓ કાર્યક્ષેત્રની નવી દિશાઓમાં દાખલ થવા લાગશે તો તેથી તેમને પોતાની માનસિક વગેરે શક્તિઓને એવી રીતે ખીલવવી પડશે કે તેના પરિણામે તેઓ પુરૂષોથી વધારે ઉત્તમ અને છેક જૂદી થવાની, અને એમ થતાં પુરૂષ અને સ્ત્રી વચ્ચેની પ્રેમની લાગણી તુટવાની અને સ્ત્રી પુરૂષ બન્ને એક બીજાથી પોતપોતાની છેક જૂદી પ્રકૃતિને લઇને છુટાં પડવાનાં જ. આ લોકો થોડા કે વધારે પ્રમાણમાં, જે ભવિષ્ય જુએ છે અથવા કલ્પે છે, તેમાં પુરૂષો પોતાની અત્યારની જ સ્થિતિમાં રહેશે અને સ્ત્રીઓ બુદ્ધિ અને માનસિક શક્તિ-

ઓની વૃદ્ધિ અસાધારણ પ્રમાણમાં કરી પુરૂષોથી ઘણી આગળ વધી જશે એમ તેઓ ધારે છે. તેઓ એમ માને છે કે પુરૂષો સાધારણ જ રહેશે અને સ્ત્રીઓ અસાધારણ બની જશે, અને તેમની કલ્પના આવી કંઇક હોવાથી એ સ્થિતિ આવતાં સ્ત્રી અને પુરૂષ વચ્ચે આટલી બધી ભિન્નતા હોવાથી કોઈ પણ પ્રકારનો સંબંધ રહેશે કે નહિ એ બાબતમાં તેમના મનમાં ઘણી શંકા રહે છે.

હવે જો સ્ત્રીઓ અને પુરૂષો જે મનુષ્યજાતિનાં બે અર્ધાંગ છે તેઓ જો છેક જ જૂદી જાતનાં હોય, અને તેઓ એક વાર પોતપોતાના સ્વતંત્ર પ્રગતિના માર્ગે જવાનું શરૂ કર્યા પછી તેમાં જવાનું લાંબા કાળ સુધી ચાલુ રાખે, અને એ બન્ને વચ્ચે કોઇ પણ પ્રકારનો વારસાદ્વારા કે બીજી કોઈ રીતે કશો સંબંધ ન હોય, તો પરિણામ ઉપર જણાવ્યું છે એવું આવે એમાં કશો શક નથી.

મનુષ્યજાતિની જૂદી જૂદી શાખાઓની પ્રગતિ ભૂતકાળમાં અમુક અંશે સ્વતંત્ર થયેલી હોવાથી જૂદી જૂદી જાતિઓ અને પ્રજાઓ વચ્ચે એવો ભેદ ઉત્પન્ન થયો છે કે તેઓ પ્રગતિના જૂદી જૂદી અવસ્થામા હોય એમ સ્પષ્ટ દેખાય છે. તેમની વચ્ચે એટલો બધો ભેદ રહેલો છે કે સ્ત્રી પુરૂષ વચ્ચેના આકર્ષણનું ક્ષુદ્રમાં ક્ષુદ્ર સ્વરૂપ એ ભેદ વટાવી શકતું નથી, તો પછી ઉંચા પ્રકારનો માનસિક અને હૃદયનો પ્રેમ તો એ ક્યાંથી જ કરી શકે ? સ્ત્રીપુરૂષ વચ્ચેના સંબંધમાં પણ સહુ પોતપોતાનાં સરખાં જ શોધે છે, અને તેમની વચ્ચે જો બહુ ભેદ હોય તો ઉંચા પ્રકારનો પ્રેમ સંભવતો નથી એટલું જ નહિ, પણ ઘણી વાર તો ત્યાં પશુવત્ આકર્ષણ પણ જોવામાં આવતું નથી.

કોઇ પણ બહુ જ આગળ વધેલી સ્ત્રીઓ જેવી કે જ્યોર્જ સેન્ડ, ઇલિઝાબેથ બ્રાઉનિંગ, જ્યોર્જ ઇલીયટ વગેરેના એક સમૂહને કોઈ એક એવા દેશમાં લઈ જવામાં આવે કે જ્યાં લોકો કેવળ જંગલી

દશામાં જ હોય અને જંગલી રીતે ખાતાપીતા કે નાચતાકુદતા કે રહેતાકરતા હોય, તો આ સ્ત્રીઓને તેમને જોઇને જ એટલો બધો ત્રાસ છૂટે કે તેઓ તેમને વશ થવા કરતાં મૃત્યુ વધારે પસંદ કરે. વળી એવી જ સ્થિતિમાં કોઈ એક બહુ આગળ વધેલા પુરૂષોના સમૂહને મુકવામાં આવે તો તેઓ પણ જંગલી સ્ત્રીઓ પ્રત્યે પ્રેમથી આકર્ષાય નહિ એ નિઃસંદેહ છે. કવિ કાલીદાસ, શેક્સ્પીયર, ગેથે, શેલી, કીટ્સ વગેરે પુરૂષો પોતે પ્રેમની લાગણી બહુ તીવ્ર રીતે ધરાવતા હોવા છતાં તેમને આફ્રિકાની કોઇ જંગલી જાતની સ્ત્રીઓ વચ્ચે મુકવામાં આવે તો તેમને પણ પ્રેમને બદલે ત્રાસ છૂટે.

પણ આવા અતિ મહાન ભેદના દાખલાઓને બાજુએ રાખતાં, એક જ જાતિના પણ જુદા જુદા વર્ગોમાં વિચારના તેમ આચારના જે ભેદ જોવામાં આવે છે તેને લીધે એ વર્ગોનાં સ્ત્રી પુરૂષ વચ્ચે પ્રેમનું ઉચ્ચું અને સ્થાયી સ્વરૂપ ભાગ્યે જ જોવામાં આવે છે. આજે સમાજનો કોઈ પણ આચારવિચારમાં બહુ આગળ વધેલો પુરૂષ કોઈ સાધારણ નોકરવર્ગની કે એવી જ કોઇ સ્ત્રી સાથે આડો વ્યવહાર રાખે એ બની શકે એવું છે, પણ તેમનો એ સંબંધ ભાગ્યે જ સ્થાયી રહે છે અને લગ્ન-સ્નેહનું ઉચ્ચું સુખ પ્રાપ્ત કરવા માટે લાગણી વગેરેની જે તીવ્રતા જોઇએ છે તે તેનામાં ભાગ્યે જ ઉત્પન્ન થાય છે. સ્ત્રી પુરૂષ વચ્ચે ઉત્પન્ન થતા પ્રેમનું ઉચામાં ઉચ્ચું અને સ્થાયી સ્વરૂપ આચારવિચાર, રીતરિવાજ અને રહેણીકરણીમાં એકસરખાં સ્ત્રીપુરૂષો સિવાય ભાગ્યે જ જોવામાં આવે છે. આથી સ્ત્રીઓ કાર્યક્ષેત્રની નવી નવી દિશામાં પ્રવેશ કરે અને તેના પરિણામે તેમની અને પુરૂષની વચ્ચે આચારવિચારમાં કે આદર્શમાં બહુ ભેદ ઉત્પન્ન થાય તો જે કોઇ આવી જાતના કાર્યમાં એટલે સ્ત્રીઓને સ્વાતંત્ર્ય અપાવવામાં ભાગ લે છે તે પોતાના શિર એક મ્હોટી અને જોખમકારક જવાબદારી વ્હોરે છે એમ કહેવામાં કંઇ ખોટું નથી. પણ મનુષ્યજીવન અને સ્ત્રીપુરૂષ વચ્ચેના પરસ્પર સંબંધનો સ્હેજસાજ અભ્યાસ કરતાં

પણ એમ ખાત્રીપૂર્વક દેખાય છે કે આવી માન્યતા બીલકુલ પાયા વગરની છે.

સ્ત્રી અને પુરૂષ એ બે જૂદી જૂદી જાતિઓ નથી, પણ એક જ જાતિનાં બે અર્ધાંગ છે, જે વારસાદ્વારા એકમેક પ્રત્યે ઘણો નિકટનો સંબંધ ધરાવે છે અને એકબીજા ઉપર ઘણી ઉંડી અસર કરે છે. સ્ત્રી પોતાની જાતના પુરૂષ સાથે બે રીતે જોડાયેલી છેઃ (૧) તેઓ તેના સાથી છે અને તેની સાથે રહેલા અને કાર્ય કરતા મનુષ્યજાતિની જન્મદાયીની છેઃ અને (૨) તે પ્રત્યેક પેઢીના પુરૂષોની માતા છે અને તેમને જન્મ આપે છે, ઉછેરે છે અને તેમને શિક્ષણ આપી અમુક પ્રમાણમાં પોતાના જ જીવનનું તેમને દાન કરે છે સ્ત્રીઓ અને પુરૂષો એ બન્ને એક જ ધુંસરીને જોડાયેલા બે બળદ જેવાં છેઃ કદાચિત્ કોઇ વાર એ બેમાંથી એક સ્હેજ આગળ નીકળી પડે છે, અને બીજું સ્હેજ પાછળ રહી જાય છેઃ પણ તેઓ પોતાને જેનાથી બાંધવામાં આવેલ છે તે ધુંસરીની લંબાઇ કરતાં વધારે આગળ જઇ શકતાં નથી, અને આખરે કાંતો તેઓએ ઉભા રહેવું જોઇએ અથવા એકસાથે આગળ વધવું જોઇએ. કોઈ એક જમાનાની સ્ત્રીઓમાં માનસિક અને શારીરિક જે શક્તિઓ છે તે વારસા અને કેળવણી દ્વારા ત્યાર પછીના જમાનાના પુરૂષોમા દેખાવાનાં જ. આ બે અર્ધાંગમાંના કોઇ પણમાં કંઇ પણ ફેરફાર થતાં બીજામાં તેની અસર તુરત થવાની જ. આવતી કાલના પુરૂષો આજની સ્ત્રીઓની છાપ લઇને જ જન્મે છે. આ કારણથી કોઈ એક જમાનાની સ્ત્રીઓના મનમાં કે જીવનમાં નવા આદર્શો, નવી નૈતિક ભાવનાઓ કે માન્યતાઓ, કે કાર્યના નવા માર્ગો દેખાતા માલુમ પડશે, તો તે બધાં ત્રીસ વર્ષ પછીના પુરૂષોનાં મન અને જીવનમાં પણ જોવામાં આવશે. આ કારણથી કોઇ પણ પુરૂષ પોતાની માતા જેણે તેને જન્મ આપ્યો છે અને ઉછેર્યો છે તેનાથી આગળ વધે અથવા તેની પાછળ રહે તેના કરતાં અધિક પ્રમાણમાં કોઈ પણ સમાજના પુરૂષો

સ્ત્રીઓ કરતાં હમેશને માટે આગળ વધે અથવા પાછળ રહે એ માનવીય વારસામાં ઉતરતી વસ્તુઓ અથવા શક્તિઓને લગતા જે નિયમો જણાયા છે તેની છેક વિરૂદ્ધ છે.

વળી આપણે આ માન્યતાના સંબંધમાં માત્ર નર્યો વિચાર નહિ કરતાં આજની સમાજમાં જોવામાં આવતાં સ્ત્રીઓ અને પુરૂષોને સામે રાખીને વિચાર કરીશું તો એ છેક પાયા વગરની છે એ વિશેષ પ્રમાણમાં સ્પષ્ટ થશે.

આપણા જમાનામાં જોવામાં આવતી સ્ત્રીઓની હીલચાલ એ સામાજિક શરીર સાથે બહુ જ નિકટનો સંબંધ ધરાવતી ન હોય એવી કોઇ બાહ્ય વસ્તુ નથી, પણ અત્યારે આખી મનુષ્યજાતિના જીવનમાં જે મ્હોટું પરિવર્તન થઇ રહ્યું છે તેનો એક મુખ્ય ભાગ છે. વળી એ હીલચાલનો વિશેષ વિચાર કરતાં માલુમ પડશે કે તે દ્વારા સ્ત્રીઓ પોતાનો પુરૂષ સાથેનો સંબંધ તોડવા અને દૂર કરવા માગતી નથી એટલું જ નહિ પણ એ હીલચાલ પુરૂષ પ્રત્યે જ જવા પ્રયત્ન કરે છે અને તે દ્વારા યોગ્ય કાળે સ્ત્રીઓનું પુરૂષો સાથે પરમ ઐક્ય સધાવાનું છે.

આજકાલની "નવી સ્ત્રીઓ" જે, આગળ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે, આગલા કાળની સ્વાધીન સ્ત્રીઓનું જ વીસમી સદીને અનુકૂળ સ્વરૂપ છે, તેમને વિષે ઘણું કહેવામાં આવે છે, અને તેમના પ્રત્યે સમાજ બેદરકાર છે એમ તેઓ કોઇ રીતે કહી શકે તેમ નથી. સહુ કોઈ તેમને તપાસે છે, તેમને વિષે વિચાર કરે છે, કોઇ તેમની સ્તુતિ કરે છે, કોઈ તેમની નિંદા કરે છે, વળી કેટલાક તેમને તેઓ ખરી રીતે છે તેના કરતાં ઉલટી જ ધારે છે, કેટલાક તેઓને હસી કાઢે છે અને કોઇ કોઇ તો તેમને દેવી સમાન ગણે છે. આ બધું જોતાં કોઈ એમ કહી શકે તેમ નથી કે સમાજ તેમની હયાતી વિષે અજાણ છે.

પણ આજે સમાજમાં એક બીજી વાત રહી છે જે નવી

સ્ત્રીની હયાતીના જેટલી જ જરૂરની, મૂળ સુધી પહોંચેલી અને કદાચિત્ સમાજની વર્તમાનકાળ અને ભવિષ્યકાળની સ્થિતિ ઉપર ઘણી વધારે અસર કરે એવી છે, અને એ આજે સર્વ ઠેકાણે જોવામાં આવે છે છતાં, જેમ કોઈ ઝાડ નીચે આપણે રોજરોજ બેસતા હોઇએ તો તે મ્હોટું થાય છે તે આપણા લક્ષમાં આવતું નથી તેમ, લોકોનું ધ્યાન તે તરફ ખેંચાયું નથી.

જે " નવી સ્ત્રીઓ " ની વાત કરવામાં આવી છે તેમની પડખે પડખે જ, એક સિક્કાની બે બાજુઓમાં કંઇક ઉપલક બાહ્ય દેખાવમાં ભેદ હોય છે છતાં તેઓ જેમ એક જ ધાતુ, આકાર અને કીંમતની છે તેમ જે કેટલાક પુરૂષો તેમની પૂરવણી રૂપ છે અને પેલી સ્ત્રીઓ જેમ સમાજની નવી સ્થિતિમાં " નવી સ્ત્રી " તરીકે બહાર આવે છે છતાં છેક જુની સ્ત્રીઓની માફક જ જુની છે તેમ જે પુરૂષો જુના છે; અને જેમ તે સ્ત્રીઓ અત્યારની સામાજિક પરિસ્થિતિ નવી જ હોવાથી અમુક અંશે ખરી રીતે નવી છે તેમ જે નવા છે; અને જે પોતાની આગલી પેઢીના જન્મદાતા પુરૂષો કરતા નવી સ્ત્રીઓ પોતાની માતાથી જેટલે અંશે જૂદી છે તેથી વિશેષ જૂદા છે; એવા પુરૂષો પ્રત્યેક સમાજ અને વર્ગમાં છે જેને આપણે " નવા પુરૂષો " કહી શકીએ છીએ.

હવે કોઈ એમ પૂછે કે અત્યારની નવી સામાજિક પરિસ્થિતિમાં સ્ત્રીઓ અને પુરૂષો એ બન્નેમાં અમુક પ્રકારનો એકસરખો ફેરફાર થાય છે છતાં એ ફેરફાર સ્ત્રીઓમાં દેખાય છે ત્યારે તેના પ્રત્યે સર્વનું ધ્યાન ખેંચાય છે અને પુરૂષોમાં થતાં તેમના પ્રત્યે નથી ખેંચાતું એનું કારણ શું છે, તો એનો ઉત્તર એટલો જ છે કે ભૂતકાળમાં સ્ત્રીઓને કાર્ય કરવાની ઓછી સ્વતંત્રતા હોવાથી તેમના જીવનમાં તેમને જે કાંઇ ફેરફાર કરવાનો હોય છે તે તેમને ઘણા વધારે વિરોધ સામે કરવો પડે છે, અને એ ફેરફાર કરતાં એ વિરોધને લીધે જે ખળભળાટ થાય છે તેને લીધે લોકોનું ધ્યાન

તેમના પ્રત્યે વધારે પ્રમાણમાં ખેંચાય છે. આ વાતનું અનુભવસિદ્ધ દૃષ્ટાંત આપણને આપણા ગુજરાતના સ્ત્રીકેળવણીના ઇતિહાસ ઉપરથી જ મળી આવે છે. જ્યારે સ્ત્રીઓએ પહેલવહેલાં ઉચી કેળવણી લેવા માંડી હતી ત્યારે તેમની સામે ઘણો વિરોધ થયો હતો અને સર્વેનું ધ્યાન તેમના પ્રત્યે ખેંચાયું હતું, પણ આજે ઘણી સ્ત્રીઓ કોલેજોમાં જઈ અભ્યાસ કરે છે અને એ વાત એવી સામાન્ય થઇ પડી છે કે તે તરફ લોકોનું ધ્યાન સરખું પણ ખેંચાતું નથી.

આજની ભણેલી સ્ત્રીઓ અને તેમની માતાઓ કે દાદીઓ વચ્ચે જેટલું અંતર પહેલા જમાનાના ભણેલા માણસો અને તેમના પિતાઓ કે દાદાઓ વચ્ચે હતું તેના કરતાં કોઇ રીતે વિશેષ હોય એમ માનવાને કાંઇ ખાસ કારણ નથી. પચાસ વર્ષ પહેલાંના પુરૂષોમાં ગૃહસ્થાશ્રમ કે સમાજજીવનને લગતા જે આદર્શો જોવામાં આવતા હતા તે આજના તેજ વર્ગોના પુરૂષોમાં જોવામાં આવતા આદર્શો, જેટલે અંશે આજની સ્ત્રીઓના આદર્શો તે વખતની સ્ત્રીઓના આદર્શો કરતાં જૂદા છે, તેથી કંઈ ઓછા પ્રમાણમાં ભિન્ન નથી.

આ વાત યુરોપના દેશોના લોકોને વિશેષ પ્રમાણમાં લાગુ પડે છે, અને ત્યાંની સમાજના જે વર્ગોમાં સામાજિક પરિસ્થિતિને લઇને એકદમ ફેરફાર થવા લાગ્યા છે તેનો વિશેષ અભ્યાસ કરતા જે વાત એકદમ ધ્યાનમાં આવે છે તે એ છે કે ત્યાં સરખાં સમ્બન્ધ સ્ત્રીપુરૂષોમાં લગ્નના, ગૃહજીવનના અને સમાજજીવનના આદર્શો બદલાવા લાગ્યા છે એટલું જ નહિ, પણ જે ફેરફાર થવા લાગ્યો છે તે પરસ્પર પૂરવણી કરનારો છે.

જેવી રીતે આજે આધુનિક સ્ત્રી પોતાના સ્ત્રી તરીકેના જ જીવન ઉપર પોતાના ભરણપોષણનો આધાર રાખી પોતાનું જીવન ચલાવવા ઇચ્છતી નથી, અને લગ્ન એ તેને માટે પ્રભુ અને દાસી અથવા રાખનાર અને રખાત વચ્ચેનો સંબંધ નથી પણ સ્ત્રી અને પુરૂષ

વચ્ચેની પરસ્પર મૈત્રી છે, તેવી જ રીતે આધુનિક પુરૂષ સ્ત્રી આગળની સ્ત્રીઓની માફક સેવક તરીકે પોતાને વશ રહે એમ ઇચ્છતો નથી પણ તે બધી રીતે તેના જીવનનો સાથી અને ભાગીદાર થઇ શકે એમ માગે છે. આજે નવી સ્ત્રી માતા તરીકે પોતાની ફરજ જૂદીજ જાતની સમજે છે, અને જે માતા બાળકને જન્મ આપે છે તેણે તેના ભરણપોષણનો, શિક્ષણનો અને ભવિષ્યના ધંધારોજગારનો પણ વિચાર કરવો જોઇએ અને તે માટે બનતાં સાધન પૂરાં પાડવાં જોઇએ એમ માને છે અને તેમ કરવા કોશિષ કરે છે. (અને આ બાબતમાં તે આગળની અવિચારી સ્ત્રીઓ જે માત્ર બાળકોને જન્મ આપવાનું સમજે છે તેમનાથી બહુ જૂદી પડે છે), તેમજ નવો પુરૂષવર્ગ પણ બાળકને જન્મ આપતાં બાપ પર શી શી નૈતિક અને સામાજિક જવાબદારી રહી છે તે ઘણી સારી રીતે સમજે છે. આગળ અતિ કોમળ હૃદયની સ્ત્રીઓ કઠોર કે અપ્રમાણિક કે દુરાચારી પુરૂષ સાથે તેમનું લગ્ન થયું હોય તોપણ તેથી બહુ અકળાતી નહિ, પણ આજે એવી સ્ત્રીઓ એ જાતના પુરૂષો પોતાના ભરથાર તરીકે એકદમ સ્વીકારી કે સહન કરી શકતી નથી. આજનો નવો પુરૂષવર્ગ પણ પોતાની સ્ત્રી તરીકે માત્ર ધનવાન માણસોની પુત્રીઓ જેમાં કેવળ ખુબસુરતી હોય એવી જ છોકરીઓને ઇચ્છતો નથી, પણ આચારવિચારની સમાનતાવાળી કન્યાઓ ઇચ્છે છે. નવા સ્ત્રીવર્ગની સ્ત્રીપુરૂષ વચ્ચેના પ્રેમ સંબંધી માન્યતામાં આજે શારીરિક કરતાં માનસિક તત્ત્વ વધારે પ્રમાણમાં રહ્યું છે અને એ વિશેષ અંશે બે સરખા મિત્ર વચ્ચેના પ્રેમ જેવો છે અને એ બાબતમાં નવા પુરૂષવર્ગની માન્યતા જે તેમનામાં નમુનેદાર માણસોએ ઉત્પન્ન કરેલાં સાહિત્ય અને કલા દ્વારા પ્રકટ થાય છે તેમાં પણ લગ્ન-સ્નેહની એ જ ભાવના જોવામાં આવે છે.

પૃથ્વી ઉપરના કોઈ પણ સ્થાને આધુનિક સ્ત્રી જે કંઈ થવા ઇચ્છે છે,-એકી વખતે કામ કરતી અને વીર્યવતી, સ્વતંત્ર, સબળ,

નિર્ભય અને કોમળ સ્ત્રી થવા ઇચ્છે છે તેનું પૂર્ણ આદર્શ ક્યાંય પણ હોય તો તે નવા પુરૂષના હૃદયમાં ચિતરેલું જોવામાં આવશે. ત્યાં એ આદર્શનો જન્મ તેની પોતાની જ ઉચામાં ઉંચી ઇચ્છા અને અભિલાષાઓમાંથી થયો છે. વળી ઘણા ઉચા પ્રકારની માનસિક વૃદ્ધિ પામેલો આધુનિક પુરૂષ અતિ ઉચ્ચ પુરૂષત્વના સંબંધમાં તેનું પોતાનું પૂર્ણ આદર્શ નવી સ્ત્રીના હૃદયમાં આદર્શ પુરૂષની જે છબી અંકિત થઇ છે તેમાં જોશે.

જે લોકો આધુનિક કાળની સ્ત્રીઓની હીલચાલને પુરૂષોની વિરૂદ્ધ ઉભી થયેલી અથવા તેમનાથી સ્ત્રીઓને દૂર કરનારી એક આવેશમય હીલચાલ તરીકે જુએ છે, તેમણે નવી દુનિયાની કેટલીક સહુથી વધારે અગત્યની વાત જોવી પડતી મૂકી છે. આપણે આપણા કાળની સ્ત્રીઓની હીલચાલને આધુનિક સુધરેલી પ્રજાઓની સ્ત્રીઓને તેમના હાથમાંથી જુના કાર્યક્ષેત્રના પ્રદેશો જતા જાય છે તેમ તેમ નવા પ્રદેશ શોધવાના અથવા વિલાસી પરાધીનતામાંથી અને પોતાના સ્ત્રી તરીકેના જ કાર્ય ઉપર પોતાના ભરણપોષણનો આધાર રાખવારૂપ આધીનતામાંથી મુક્ત થવાના એક મહાન પ્રયત્ન રૂપે જોઈ છેઃ પણ બીજી રીતે જોતાં, એ હીલચાલ સ્ત્રીઓ અને પુરૂષોના પરસ્પર નજદિક આવવાની મહાન હીલચાલના એક ભાગ તરીકે અને સામાન્ય કામકાજ, સામાન્ય વિચાર અને આદર્શ અને આગળના કાળમાં દુનિયામાં કદિ દેખાઇ ન હોય એવી સ્ત્રી અને પુરૂષ વચ્ચેની ઉંડી અને કદિ નાશ પામે નહિ એવી સ્થાયી હૃદયની સહાનુભૂતિ પ્રત્યે જતી હીલચાલ તરીકે જોવામાં આવે છે.

પણ કોઇ એવું કહે ( અને એવું કહેવાની પાછળ એક પ્રકારનું ઘણું ઉંડું સત્ય રહ્યું છે ) કે, જો આગળ વધેલાં આધુનિક સ્ત્રી પુરૂષો જે માર્ગ ઉપર જાય છે તે વચ્ચે આવો નિકટનો સંબંધ છે, તો પછી એવું કેમ બને છે કે આપણી અત્યારની સમાજમાં અને ખાસ કરીને જે વર્ગોમાં આવાં આગળ વધેલાં સ્ત્રી પુરૂષો વિશેષ

પ્રમાણુમાં જોવામાં આવે છે તેમાં આટલાં બધાં મનસ્તાપ, અશાંતિ અને સ્ત્રીપુરૂષ વચ્ચેનાં પરસ્પર અમિલન છે ?

આવી ઉચિત દલીલનો જવાબ એ છે કે અત્યારની સમાજમાં સ્ત્રીઓ અને પુરૂષોના પરસ્પર સંબંધ અને લગ્ન વગેરેના આદર્શોમાં આજે જે કાંઇ અમિલન, કલહ અને તેના પરિણામે થતું દુઃખ જોવામાં આવે છે તે સ્ત્રી અને પુરૂષની પ્રકૃતિના અમિલનના કારણથી જોવામાં આવતાં નથી, પણ સમાજમાં જે મ્હોટી ઉથલપાથલ થઈ રહી છે અને જુના અને નવા આદર્શ વચ્ચે જે મ્હોટું યુદ્ધ ચાલી રહ્યું છે તેનો એક ભાગ છે. આ યુદ્ધ આધુનિક સમાજમાં મનુષ્યજીવનની પ્રત્યેક દિશામાં ચાલી રહ્યું છે અને તેમાં હાર કે જીતને નિશ્ચિત કરનારૂં તત્વ કોઇ પણ મનુષ્ય સ્ત્રીજાતિ કે પુરૂષજાતિનું છે એ વાતમાં નથી, પણ કોઈ પણ પ્રજા કે વ્યક્તિ પ્રગતિની કઇ અવસ્થાએ પહોંચેલ છે એ વાતમાં છે.

આપણી સમાજમાં આજે પ્રગતિ અને પરિવર્તન ઘણી ઝડપથી થઈ રહ્યાં છે એ વાત કંટાળો ઉપજાવે એટલી બધી વાર કહેવામાં આવે તોપણ તે વધુ પડતું ગણી શકાય નહિ. મનુષ્યજીવનની બાહ્ય સ્થિતિમાં અત્યારે એવો તો મ્હોટા ફેરફાર થઇ રહ્યો છે અને તેની અસર માનવીય જીવનના માનસિક, હૃદયની લાગણીના અને નૈતિક પ્રદેશ ઉપર એવી થઈ રહી છે કે અત્યારની સમાજ જેવી અનેક ભાવનાવાળી અને અસ્થિર છે તેવી આખી દુનિયાના ઇતિહાસમાં કોઈ પણ સમાજ હશે કે નહિં એ એક પ્રશ્ન છે. હવે આ અતિ ઝડપથી થતા પરિવર્તન અને ભાવના વગેરેની વિવિધતાને લઇને સમાજમાં જૂદી જૂદી વ્યક્તિઓ વચ્ચે ઘણું અમિલન અને તેને પરિણામે થતું દુઃખ રહેવું જ જોઇએ.

જે સમાજ સેંકડો અથવા કદાચિત્ હજારો વર્ષ થયાં સ્થિર હોય અને જેમાં બાહ્ય જીવનને લગતા બહુ ફેરફાર ન થયા હોય

તેમાં લોકોની ઇચ્છાઓ, તેમના નૈતિક નિયમો અને તેમની ધાર્મિક, રાજકીય, ગૃહજીવનને લગતી અને લગ્નની સંસ્થાઓ તેમની સ્થિતિને અનુકૂળ બની છે, અને તેને પરિણામે એ સમાજમાં અમુક પ્રકારની એકતા, સજાતિયતા અને સ્થિરતા જોવામાં આવે છે. પણ ખાસ કરીને યૂરોપ અને અમેરિકાની સમાજોમાં પરિવર્તન બહુ ઝડપથી થતું હોવાથી માત્ર પ્રત્યેક દશકાએ નહિ પણ પ્રત્યેક વર્ષે અથવા પ્રત્યેક દિવસે સમાજમાં નવી સ્થિતિ જોવામાં આવે છે. તેને લીધે જેમ કોઈ પણ જીવંત વસ્તુમાં ઝડપથી, મ્હોટા અને એકાએક ફેરફાર થતાં થવું જોઈએ તેમ સામાજિક વિરોધ અને દુઃખ અનિવાર્ય છે એટલું જ નહિ પણ એ સમાજની હરવખત ફરતી નવી સ્થિતિ જૂદી જૂદી વ્યક્તિઓ ઉપર, તેમની સામાજિક સ્થિતિ અને બુદ્ધિના ભેદને લીધે, જૂદી જૂદી રીતે અસર કરી રહી છે, અને તેના પરિણામે એવી અદ્ભુત વિવિધતા અને અસમાનતા ઉત્પન્ન થઈ રહી છે કે જૂદી જૂદી વ્યક્તિઓ વચ્ચે સખ્તમાં સખ્ત વિરોધ અને અમિલન અનિવાર્ય છે, અને લગ્નસ્નેહના આદર્શ અને સ્ત્રીપુરૂષના પરસ્પર સંબંધમાં પણ એ પ્રકારની સ્થિતિ દેખાવી જોઇએ.

કોઇ પહેલાંના કાળની સમાજ જેમાં ઘણા જમાનાઓ થયાં જીવન એક જ પ્રકારનું રહ્યું હોય અને જેમાં બધા પુરૂષો માત્ર જંગલી જાનવરો અને દુશ્મનોની સામે થવામાં રોકાયા હોય, તેમાં એ સમાજની હયાતી માટે અને તેનાં માણસોની સંખ્યામાં વૃદ્ધિ કરવા માટે અથવા તે હોય તેટલી જ રાખવા માટે એક પુરૂષ ઘણી સ્ત્રીઓ સાથે લગ્ન કરે એ સહુ કોઇને એક પ્રકારની જરૂર જ જણાઇ હોય એમ માની શકાય છે અને એમ થતાં બહુ પત્નીવિવાહની સંસ્થા એ અતિ દુઃખકારક હોય તોપણ તે વખતે સહુ લોકો પસંદ કરશે અને સ્વીકારશે. વળી જો કોઇ સમાજમાં ખોરાકની તાણ હોય તો વધુ પડતાં બાળકો અને વૃદ્ધ થઇ નકામાં થયેલા સ્ત્રીપુરૂષોનો વિનાશ કરવો એ એ સમાજને માટે જરૂરનું જણાય,

અને તેમ થતાં આખી સમાજ એ વાતનો કોઇ પણ નૈતિક શંકા વગર સ્વીકાર કરે એ સ્વાભાવિક છે. વળી એ સમાજમાં કોઈ પણ નવા જીવ કે જંતુ કે પ્રાણીનો દેખાવ કોઇ સૂર્યગ્રહણની સાથે થાય તો તેના લોકો એમ જ સમજે કે એ બન્ને વચ્ચે કંઇ બહુ નિકટનો સંબંધ છે અને એ પ્રાણીને એ લોકો એ ગ્રહણ ઉત્પન્ન કરનાર દેવ તરીકે માને અને તેમનો એ વિચાર લાંબા કાળ સુધી કાયમ રહે એ સંભવિત છે. એ સમાજમાં વિચારવા જેવા સામાજિક કે ધાર્મિક પ્રશ્નો જ બહુ જ થોડા રહેવાના, અને એક માણસનો મત તે સહુનો થવાનો, અને સમાજનાં જે કંઈ રીતરિવાજ કે સંસ્થાઓ હોય તેને સહુ બને તેટલું અનુકૂળ થવાને પ્રયત્ન કરવાના.

પણ એ સમાજમાં બહારથી કેટલાક પરદેશી લોકો જેમની પાસે વધારે સારાં હથીઆર હોય અને જેમને જ્ઞાન પણ વિશેષ હોય તેઓ આવે, અને તેઓ બધાં જંગલી જાનવરોનો એકદમ નાશ કરે અને દુશ્મનોને દૂર કરી તેના પુરૂષોને મરતા બચાવે, તો પછી તેના પરિણામે એ સમાજમાં પુરૂષોને સ્ત્રીઓના ખેતી વગેરેના કામકાજમાં ભાગ લેવો પડે અને થોડા કાળ પછી તેમની સંખ્યા વધી તેઓ સ્ત્રીઓના જેટલા જ અથવા તેમનાથી વધારે થાય. આવું થતાં કયું કામકાજ પુરૂષોએ કરવું અને કયું સ્ત્રીઓએ કરવું એ એક મ્હોટો પ્રશ્ન થઈ રહે, અને તુરત જ એ સ્થિતિમાં સ્ત્રીઓ તેમજ પુરૂષો બહુપત્નીવિવાહની સંસ્થા એ જરૂરની અને ઇચ્છિવાયોગ્ય છે કે નહિ એ બાબતમાં પુષ્કળ વિચાર કરવાનાં. એ સમાજમાં વિશેષ બુદ્ધિવાળાં અને પ્રગતિ પામેલાં સ્ત્રીપુરૂષો તુરત જ બહુપત્નીવિવાહની સંસ્થા એ અયોગ્ય છે એવા નિશ્ચય પર આવવાનાં જ, અને તેમનામાં જે કોઈ બહુ હિમ્મતવાન હોય તે પોતાના એ નિશ્ચયને વર્તનમાં પણ મૂકવાનાં. પણ વધારે અજ્ઞાત અને પછાત રહેલા લોકો જુની સંસ્થાઓ બાપદાદાઓના વખતથી ઉતરી આવેલી છે માટે તે સારી છે એમ ધારી તેને દૃઢતાથી વળગી રહેવાના. આવી રીતે આ

સમાજમાં સુધારક અને જુના વિચારવાળા લોકો એમ બે તડ પડવાનાં, અને તેને પરિણામે એ સમાજમાં વિરોધ અને કલહ ઉત્પન્ન થાય અને વળી તેનું પરિણામ ઘણા લોકોને દુઃખના રૂપમા પ્રાપ્ત થાય.

એવી જ રીતે પેલા નવા આવનારા લોકો જો આ સમાજમા ખેતીના કામકાજને લગતી નવી શોધો લાવે અને તેના પરિણામે અન્ન વગેરે પુષ્કળ ઉત્પન્ન થાય તો એ સમાજનાં દીર્ઘદષ્ટિવાળાં અને સુધારો કરવાને તત્પર એવા સ્ત્રી પુરૂષોને તુરત જ એમ લાગે કે બાળકો વગેરેનો વિનાશ કરવાની જરૂર નથી, અને વૃદ્ધ સ્ત્રીપુરૂષો પોતે જ એમ કહે કે હવે અન્ન વગેરે પુષ્કળ છે જેથી અમને મારી નાખવાની જરૂર નથી. એ સમાજમા છેક મૂર્ખ અને રૂઢીના ગુલામ હોય એવા લોકો પોતાના વૃદ્ધ માબાપ અને બાળકોનો વિનાશ તેમ કરવાની જરૂરીયાત નહિ હોવા છતા જુના રિવાજને વશ થઈ કરતા રહે એ સંભવિત છે વળી કેટલાક એવા પણ નીકળે કે જેમને આ સ્થિતિમાં શું કરવું કે ન કરવું એ બાબતમા કેટલીક શંકા રહે. આમ આ સમાજમાં જૂદા જૂદા વર્ગો પડી જાય અને તેમના મતભેદને લઇ તેમનામાં પુષ્કળ વાદવિવાદ અને કલહ થાવ એ બધી રીતે બનવાજોગ છે.

વળી આ નવા આવનાર લોકોએ પોતાની સાથે દુર્બિન વગેરે આણ્યાં હોય અને તેમાથી જોતાં આ સમાજના લોકોને એવું માલુમ પડે કે ગ્રહણ એ તો માત્ર ચંદ્રનો છાંયો સૂર્ય ઉપર પડવાથી થાય છે, તો તેમનામાંના વધારે બુદ્ધિશાળી એકદમ એવા નિશ્ચયપર આવે કે પેલા જીવ કે જંતુ કે પ્રાણીને ગ્રહણ સાથે કશી લેવા કે દેવા ન હતો અને તે દેવ વગેરે કંઈ પણ નહિ હોવાથી તેને મારી નાંખવામાં પણ કાંઇ વાંધા જેવું નથી. પણ વધારે અજ્ઞાત અને જુના વિચારવાળા લોકો એ દુર્બિન વતી જોવું એ પણ એક પ્રકારનું પાપ છે એમ સમજી તેમ કરવાની ના પાડે, અને પેલા

પ્રાણી પ્રત્યે દૃઢ થઇ ગયેલી તેમની ભક્તિને લીધે જે લોકો તેને દેવ તરીકે માનતા બંધ થયા હોય તેમને તેઓ નાસ્તિક ગણે અને વખતે તેમના પર અત્યાચાર પણ કરે એ અસંભવિત નથી. આને લીધે જે સમાજમાં બધા લોકો એકસરખા આચારવિચારવાળા હતા તેમાં મતભેદ ઉત્પન્ન થાય અને જૂદા જૂદા નૈતિક અને સામાજિક મત ધરાવનાર પક્ષ ઉભા થાય અને જે વ્યક્તિઓ એ નવા વિચારને અમલમાં મૂકી સુધારોવધારો કરવા માગે તેમને ઘણું ખમવું પડે એ સ્વાભાવિક છે. એ વખતે અમુક દિશામાં ઘણો લાભ થવાનો એ દેખીતું છે. દાખલા તરીકે જે જીંદગીઓનો ભોગ અપાતો હતો તે બચવાની અને સહુને માટે અમુક અંશે વધારે સંતોષકારક જીવન પ્રાપ્ત થવાનું. પણ જ્યાસુધી એ સમાજમાં લોકોના આચાર અને વિચાર વચ્ચે પુરેપુરી એકતા આવે નહિ, અને તેના સામાજિક લગ્નને લગતા અને ધાર્મિક આદર્શો અને સંસ્થાઓ બધી રીતે સ્થિર થાય નહિ ત્યાંસુધી વ્યક્તિઓમાં કેટલુંક અમિલન અને પરસ્પર વિરોધ રહેવાનો જ.

આવી જ કાંઇક પણ એથી ઘણી વધારે વિવિધતાવાળી અને અટપટી સ્થિતિ આજે કેટલીક જગ્યાઓમાં સમાજની થઇ રહી છે. સો વર્ષ પહેલાં સમાજની જે સ્થિતિ હતી તે કરતાં આજની સ્થિતિ ઘણી જ જૂદી છે, અને થોડા સૈકાઓ પહેલાંની સ્થિતિ અને આજની સ્થિતિ વચ્ચે તો બહુ જ થોડું સામ્ય છે. એ ખરૂં છે કે અમુક ભાગમાં હજી જુની સ્થિતિ અમુક અંશે એવીને એવી જોવામાં આવે છે, જો કે ત્યાં પણ કાંઇક અંશે પરિવર્તન તો થઇ જ રહ્યું છે. પણ મ્હોટે ભાગે ગામડાંઓ ભાંગી શહેરો થવાથી અને યૂરોપ અને અમેરિકાના કેટલાક દેશોમાં હાથકામને બદલે સાંચાકામનો ઉપયોગ બહુ મ્હોટા પ્રમાણમાં થતો હોવાથી, છાપખાનાંઓ વગેરે દ્વારા સાહિત્ય બહુ સસ્તું થવાથી અને તેના પરિણામે જ્ઞાનનો પુષ્કળ પ્રચાર થવાથી, દેશના અને દુનિયાના જૂદા જૂદા ભાગો વચ્ચે

આવજા કરવાનાં સાધન ઘણાં વધેલાં હોવાથી અને એવાં એવાં ઘણાં કારણથી માનવ સમાજમાં એવું તો મહાન પરિવર્ત્તન થઇ ગયું છે અને હજુ થતું જાય છે કે તેના જૂદા જૂદા ભાગો વચ્ચે મિલન પ્રાપ્ત કરવું એ અશક્ય છે, અને સામાજિક અશાંતિ, અને જૂદાં જૂદાં મતમતાંતર અને સંસ્થાઓ વચ્ચેનો વિરોધ અને તેના પરિણામે થતું દુ:ખ એ બધાં અનિવાર્ય છે.

જેમ આજે પુરાણાં હથીઆરોને બદલે નવા હથીઆરો વપરાવા લાગ્યાં છે જૂદા જૂદા ધંધારોજગારમાં નવી રીતે અને નવાં સાધનથી કામ થવા લાગ્યું છે, જૂદી જૂદી જુની વિદ્યા કોરાણે મુકાઇ તેને બદલે નવું જ્ઞાન પ્રાપ્ત થયું છે અને ઘણું કામકાજ હાથને બદલે સંચાથી થવા લાગ્યું છે, તેમ જ જુનાં રીતરિવાજ, સંસ્થાઓ, માન્યતાઓ વગેરેમાં ફેરફાર થવો જોઇએ છીએ, અને એવો ફેરફાર કરવા માટે જે વ્યક્તિઓ આગળ આવે છે તેમને તેના પરિણામે ઘણું સોસવું પડે એમાં કંઇ નવાઇ પામવા જેવું નથી. એવી વ્યક્તિઓને થતું દુ:ખ વધારે તપાસતાં ત્રણ કારણોમાંથી ઉત્પન્ન થતું માલુમ પડે છે.

પહેલા તો, જેમ કોઈ એકદમ વધતું ઝાડ પોતાની છાલને તોડી નાખે છે અને પોતાનો રસ બહાર કાઢે છે, તેમ કોઇ પણ એકદમ થતા પરિવર્ત્તનથી જુની દઢ થઈ ગયેલી માન્યતાઓ અને ટેવોમાં તુટ પડે છે અને તેના પરિણામે દુ:ખ ઉત્પન્ન થાય છે.

બીજું, એ દુ:ખ આ વાતથી ઉત્પન્ન થાય છે કે એક જ સમાજની જૂદી જૂદી વ્યક્તિઓ સમાજની નવી સ્થિતિને એકસરખી રીતે અનુકૂળ નહિ થવાથી, અથવા એ સ્થિતિ તેમને જૂદા જૂદા પ્રમાણમાં અનુભવવાની હોવાથી વ્યક્તિ વ્યક્તિ વચ્ચે ઘણાં જ અંતર અને અસમાનતા રહેલાં છે. વળી આજે કેટલાંક માણસો એવાં છે કે તે જીવનની અને જ્ઞાનની નવી સ્થિતિને એવી રીતે એકદમ

અનુકૂળ થઈ શકે છે અથવા થવાનો પ્રયત્ન કરે છે કે એ લોકો જો ભવિષ્યની કોઇ સારી રીતે સ્થિત થયેલી સમાજમાં દેખાય તો તેમને એ સમાજમાં કંઈ બહુ નવું લાગે નહિ, અને આ પ્રકારનાં માણસો સાથે જ કેટલાક બીજાં એવા માણસો રહ્યાં છે કે જેમના ધાર્મિક, સામાજિક અને નૈતિક આદર્શો છેક જુની સમાજના લોકોને યોગ્ય હોય. વળી એક બીજો વર્ગ એવો છે કે જેનાં આદર્શ આ બે વર્ગોના આદર્શોની વચ્ચે આવેલા હોય. હવે સમાજમાં આટલાં બધાં ભેદ અને ભિન્નતા હોવાથી જુદી જુદી વ્યક્તિઓ વચ્ચે કલેશ ઉત્પન્ન થાય અને તેના પરિણામે દુઃખ થાય એ સ્વાભાવિક છે. આ સ્થિતિ હોવાનું એક વિશેષ કારણ એ છે કે આવી જૂદા જૂદા વિચારવાળી વ્યક્તિઓ જૂદા જૂદા વર્ગો અને કુટુંબોમા વહેંચાયેલી નથી, પણ આપણી સમાજના બધા વર્ગોમા જેવામાં આવે છે. ઘણી વખત એવું પણ જેવામા આવે છે કે એક જ કુટુબનાં અથવા બહુ જ નજદિકના સગાંસંબંધી નિરંતર સાથે રહેતાં હોય છતાં તેમનામાં પણ સમાજની નવી પરિસ્થિતિને અનુકૂળ થવાની બાબતમાં ઘણું અંતર દેખાતું હોય. આને લીધે જે સંતાપ અને દુઃખ ઉત્પન્ન થાય છે તે ઉંડાં છતાં એવાં તો સૂક્ષ્મ છે કે તે એકદમ સમજી શકાતાં નથી, તો પછી તેને યોગ્ય રીતે વર્ણવી તો ક્યાંથી જ શકાય? એનું ખરૂં વર્ણન તો કલા દ્વારા એટલે કોઇ નાટક કે નવલકથા જેમાં જૂદી જૂદી વ્યક્તિઓ પરસ્પર અસર કરતી જેવામાં આવે છે તે દ્વારા જ થઈ શકે છે. આપણે સહુ એક શેત્રં-જની પેટી જેમાં શેત્રંજનાં બધાં સોગટાં જેવાં કે પાયદળ, હાથી, ઘોડા, ઉંટ, વજીર, રાજા વગેરે સહુની સેળભેળ કરવામાં આવી હોય તેના જેવા છીએ. જે સમાજ લાંબા કાળ સુધી સ્થિર રહ્યો હોય તેમાંની સર્વ વ્યક્તિઓના રાજકીય, ધાર્મિક અને સામાજિક આદર્શ એક જ જાતના હોય છે; અને જ્યાં પ્રત્યેક વર્ગના આચારવિચાર પેઢી દરપેઢી ઉતરી આવેલા હોવાથી સારી રીતે સ્થિર થયેલા હોય છે ત્યાં સામાજિક કલેશ કે દુઃખ ઉત્પન્ન થવાનું આ કારણ બહુ

રહેતું નથી. એવી સમાજોમાં વ્યક્તિગત લોભ, મહત્વાકાંક્ષા, સ્વાર્થ વગેરેથી જુદી જુદી વ્યક્તિઓ વચ્ચે દ્વેષભાવ અને અણબનાવ ઉત્પન્ન થાય છે એ ખરૂં છે, પણ એ ઉત્પન્ન થવાનું કારણ મનુષ્ય-જીવનની બધી શાખાઓના સંબંધમાં ઉત્પન્ન થતા સાચા ખોટાના અથવા સારાસારના વિરૂદ્ધ વિચારમાં રહેલું નથી. આપણી સમાજની ઘણા કાળ સુધી આ સ્થિતિ રહી હતી, પણ આજે તેમાં પરિવર્તન થવા લાગ્યું છે અને એનું મુખ્ય કારણ યંત્રની શોધને લઇને આખી દુનિયા ઉપરના સામાજિક જીવનમાં જે ફેરફાર થઇ રહ્યો છે તેમાં દેખાય છે.

ત્રીજું, આપણા કાળમાં ખાસ જોવામાં આવતાં દુઃખ અને અશાંતિનું કારણ વ્યક્તિના પોતાના દિલમાં ચાલી રહેલ વિરોધ છે. આપણી આજુબાજુના જીવનમાં અને આપણા જ્ઞાનમાં થઇ રહેલ ફેરફાર એવી ઝડપથી થાય છે કે કોઇ પણ વ્યક્તિ પોતાના જીવનમાં પાંચ કે છ સ્વરૂપ જોઇ અને અનુભવી શકે છે. એનો જન્મ અમુક વર્ગમાં થયો હોય અને તેણે તે વર્ગના આચારવિચાર ન્હાની ઉમરમાં સ્વીકાર્યા હોય, પણ મધ્યમ વયમાં પહોંચતાં પહેલાં એણે પોતાના એ વિચાર વગેરે એકથી વધારે વખત બદલ્યા હોય કે તેમાં કંઇ ફેરફાર કર્યો હોય એ બનવાજોગ છે. જે વિરોધ, કલહ, અને અમિલન સમાજની જુદી જુદી વ્યક્તિઓ વચ્ચે ચાલી રહેલો જોવામાં આવે છે, તે આવી વ્યક્તિઓના દીલમાં તેના ઘણા વધારે ઉગ્ર સ્વરૂપમાં જોવામાં આવે છે; અને એમને માટે કોઇ કોઈ વાર એવો પણ અતિ દુઃખનો વખત આવે છે, કે જ્યારે તેમને જીવનનો કોઇ નવો માર્ગ, કે કોઇ નવું સત્ય સ્વીકારવાનાં હોય ત્યારે તેમના મનમાં ઘર કરી રહેલ જુના વિચાર અને નવા વિચાર વચ્ચે ભયંકર વિરોધ ઉત્પન્ન થાય. આવી સ્ત્રી કે આવો પુરૂષ જ્યારે પોતાનું જીવન નવી પરિસ્થિતિને અનુકુળ કરવા અથવા પોતાને પ્રાપ્ત થયેલા નવા જ્ઞાનને અનુસરતું કરવા પ્રયત્ન કરે છે ત્યારે તેના પોતાના જીવનમાં

એક ભયંકર યુદ્ધ થાય છે અને તેમ કરવામાં તેને પોતાનું જીવન છેક જ પલટાવી નાંખવું જોઇએ છીએ.

આપણી આજની કલામાં મ્હોટે ભાગે ધાર્મિક, સામાજિક, રાજકીય અને લગ્ન-સ્નેહના એવા તો સૂક્ષ્મ પ્રશ્નો ચર્ચાયેલા જોવામાં આવે છે કે તેના જેવા આગળ કદિ પણ ચર્ચાયા ન હતા, અને એમ થવાનું કારણ પણ આજ છે; અને એ પ્રમાણે થાય એ અનિવાર્ય છે. કારણ કે જે કોઈ લેખક કે કવિને પોતાની કલાનો યોગ્ય ઉપયોગ કરવો હોય તેણે જગતમાં જે પરિસ્થિતિ જોવામાં આવે છે તેનો અદલાઅદલ ચિતાર આપવો જ જોઇએ. સામાજિક પ્રશ્ન ચર્ચતાં નાટક કે નવલકથા કે કાવ્ય આજે, આગળના કાળમાં ભાટ, ચારણ, કવિઓ વગેરે માટે કોઇ રાજા મહારાજાઓનાં પરાક્રમ, લડાઇઓ વગેરે ગાઈ બતાવવાં એ જેટલે અંશે અનિવાર્ય હતું, તેટલે જ અંશે અનિવાર્ય છે. તે કાળે એ વાતો કલાનો મુખ્ય વિષય હતી, અને આજે આ છે.

વળી આ વિરોધ અને દુઃખ તેના સહુથી વધારે ઉગ્ર સ્વરૂપમા સહુથી વધારે આગળ વધેલી વ્યક્તિમાં જોવામાં આવે એ પણ અનિવાર્ય છે. કોઈ પણ વાતમાં જે કોઈ પહેલ કરે છે તેને સહુથી વિશેષ ખમવું પડે છે, અને જેઓ તેની પાછળ પાછળ જાય છે તેને સ્વભાવિક રીતે તેટલું ખમવાનું હોતું નથી. કોઇ પણ પુરૂષ કે સ્ત્રી નવો માર્ગ લે ત્યારે તેને ઘણો ત્રાસ થાય છે અને સમાજ તરફથી તિરસ્કાર, બહિષ્કાર અને કોઈ વાર તો મૃત્યુ સુદ્ધાંત તેને ખમવાં પડે છે એ વાત સહુ કોઇ સારી રીતે જાણે છે. કોઈ પણ નવી પરિસ્થિતિને અનુકૂળ થવાના કાર્યમાં વ્યક્તિને અમુક અંશે સમાજથી જુદા પડવું પડે છે અને તેના પરિણામે તેને દુઃખ થાય છે. એથી એ કાર્ય ખોટું છે એમ કાંઇ ઠરતું નથી. સમાજના બહિષ્કાર, તિરસ્કાર વગેરે ઇસુ ખ્રિસ્તને તેના દુશ્મનોએ પહેરાવેલા કાંટાના મુકૂટ જેવા છે. એથી તો તેઓ નેતા છે એ વાત સિદ્ધ થાય છે.

આ પ્રમાણે સામાજિક અમિલન અને આંતરિક વિરોધ અને દુઃખ આપણી સમાજમાં સર્વત્ર જોવામાં આવે છે, અને મનુષ્યજીવનના પ્રત્યેક વિભાગ જેવા કે ધાર્મિક, રાજકીય, કૌટુંબિક વગેરેમાં ફેલાઇ રહેલ છે; પણ તે સ્ત્રી પુરૂષના પરસ્પર સંબંધમાં વિશેષ જોવામાં આવે છે તેનું કારણ એ છે કે સ્નેહનો પ્રદેશ શરીરમાંના જ્ઞાનતંતુના પ્રદેશ જેવો છે, તેથી ત્યાં સર્વ કાંઇની અસર એકદમ પહોંચી વળે છે અને વળી સુઃખ દુઃખની લાગણી પણ ત્યાં વિશેષ તીવ્રતાથી અનુભવાય છે. આપણી સામાજિક અશાંતિની પાછળ જે કંઇ વસ્તુ રહી છે તે સ્ત્રી પુરૂષોનું પરસ્પર અમિલન નથી, પણ સ્નેહના પ્રદેશમાં અસર પહોંચાડતું સાર્વત્રિક અમિલન છે.

વળી અહિં એ પણ ધ્યાનમાં લેવું જરૂરનું છે કે આધુનિક સમાજોના આગળ પડતા જે લોકો પોતાનું જીવન નવી પરિસ્થિતિને અનુકૂળ કરવા પ્રયત્ન કરે છે તેમને જુના વિચારવાળા લોકોથી જુદા પાડનારી મર્યાદા સ્ત્રીઓમાં કે પુરૂષોમાં તેમની નર કે નારી જાતિના પ્રમાણમાં જોવામાં આવે એમ નથી. જ્યોર્જ સેન્ડ જેવી સ્ત્રી કે હેન્રીક્સ ઇબ્સન જેવો પુરૂષ પોતાની જ નર કે નારી જાતિના કોઇ એક વર્ગ કરતાં વધારે અંશે આધુનિક પ્રગતિની એક જ શ્રેણીમાંના હોય એમ લાગે છે. આપણે મનુષ્યજાતિના લોકોના આચારવિચાર પ્રમાણે ભાગ પાડીએ તો દરેક વર્ગમાં સ્ત્રીઓ તેમ પુરૂષો જોવામાં આવે છે. દાખલા તરીકે જે સ્ત્રીઓ વેશ્યાઓનો ધંધો કરે છે અને પોતાનું તન થોડા પૈસા માટે વેચવા તૈયાર થાય છે તેમની સરખા જ પુરૂષો જે થોડા પૈસા આપી તેમને ખરીદવા અને પોતાને ,ખરાબ કરવા તૈયાર થાય છે તે પણ મળી આવે છે. વળી જે સ્ત્રીઓ વિલાસી પરાધીનતાવાળું જીવન ગુજારવા ઇચ્છે છે અને પુરૂષો સાથે પોતાનાં વિલાસનાં સાધન પ્રાપ્ત કરવા જેટલો જ સંબંધ રાખવા પ્રયત્ન કરે છે, તેમના જેવા પુરૂષો જે તેમની પાસેથી માત્ર ઇંદ્રિયસુખ અને વિષયવાસનાની તૃપ્તિ ઇચ્છે તે પણ મળી આવે છે. વળી આધુનિક કાળનો નવો સ્ત્રીવર્ગ જે કામ-

કાજ કરી પોતાનું ગુજરાન કરે છે અને પુરૂષો પાસેથી ઉંચા પ્રકારનો પ્રેમ અને માનસિક સમાગમ ઇચ્છે છે, તેના જેવો જ પુરૂષ વર્ગ પણ હયાત છે. વળી જે સામાજિક હીલચાલ દ્વારા આજની આગળ વધેલી સ્ત્રીઓ મનુષ્યજીવનની નવી પરિસ્થિતિને અનુકૂળ થવા પ્રયત્ન કરે છે, અને તેમ કરવામાં તેઓ પ્રથમાવસ્થાના આચાર વિચાર વાળા પુરૂષવર્ગથી છેક દૂર જાય છે, તે જ હીલચાલથી નવો પુરૂષવર્ગ જુના વિચારવાળી સ્ત્રીઓથી તેટલે જ અંશે દૂર થાય છે. આધુનિક જીવનને લગતી સ્ત્રી પુરૂષના પરસ્પર સંબંધની જે અતિ મનોવેધક વસ્તુસ્થિતિ જોવામાં આવે છે તે સ્ત્રીઓ પુરૂષોથી ભિન્ન થવા લાગે છે એ વાતમાં નથી, પણ આધુનિક સમાજના અવ્યવસ્થિત જીવનમાં કોઇ પણ સ્ત્રી કે પુરૂષના વિચારમાં ફેરફાર થયો હોય અને તેને પોતાથી છેક જૂદા વિચારવાળી પોતાથી ઉલટી જાતિની વ્યક્તિઓ સાથે અતિ નિકટના સંબંધમાં રહેવું પડે છે એ વાતમાં છે. ઘણી વાર એવું બને છે કે પિતા અને પુત્રી, માતા અને પુત્ર, ભાઇ અને બ્હેન, પતિ અને પત્ની વગેરે વચ્ચે માત્ર થોડાં વર્ષોમાં થયેલ વિચારના પરિવર્તનનું અંતર નહિ પણ સૈકાઓમાં થયેલ પરિવર્તનનું અંતર જોવામાં આવે છે, અને આને લીધે જ સહુથી વિશેષ કષ્ટ ઉપજે છે

સમાજની નવી પરિસ્થિતિને અનુકૂળ થવાના સ્ત્રીના પ્રયત્નમાં પુરૂષ બહુ આડો આવે છે એમ નથી; ઘણી વાર તેની સામે ઉભો થતો વિરોધ જુના વિચારની સ્ત્રીઓ તરફથી જ કરવામાં આવે છે. આજે યૂરોપ ખંડની બધી ભાષાઓમાં સાહિત્યના પુસ્તકોમાં જે બધાં સ્ત્રીઓ કાર્યક્ષેત્રના નવા નવા પ્રદેશમાં પ્રવેશ કરે એ વાતની હિમાયત કરી રહ્યાં છે, જે તેમને માટે વિસ્તૃત શિક્ષણ અને કાર્યની સ્વતંત્રતા જરા પણ નમતું આપ્યા વગર માગી રહ્યાં છે, અને જે પુરૂષો અને સ્ત્રીઓ વચ્ચે ઉભી કરવામાં આવેલી બધી કૃત્રિમ દિવાલો તોડી પાડવા માટે અતિ ઉગ્ર રીતે પ્રયત્ન કરે છે, એમાંનાં કેટલાંક

સારામાં સારાં અને પૂર્ણ નિશ્ચયથી પોતાની માગણી જણાવતાં પુસ્તકો પુરૂષોએ લખ્યાં છે એ વાત ધ્યાનમાં લેવા જેવી છે.

નવો પુરૂષવર્ગ અને નવો સ્ત્રીવર્ગ એ બે કોઇ એવી જાતના લોક નથી કે જે કોઇ એક સીધા સપાટ મેદાન ઉપર ઉભા રહી જૂદા જૂદા માર્ગ લે અને એ માર્ગમાં જ સીધેસીધું જવાનું ચાલુ રાખે, અને તેમ કરતાં તેઓ જેમ જેમ આગળ વધતા જાય તેમ તેમ એકબીજાથી દૂર જતા જાય. આમ હોવાને બદલે તેઓ એવા બે લોક છે કે જે એક જ પર્વતના શિખર ઉપર સામસામા માર્ગે ચઢતા હોય, અને જેમ જેમ ઉપર ચઢે તેમ તેમ પરસ્પર નજદિક આવતા જાય અને આખરે શિખર પર બન્ને એકત્ર થાય.

વળી કેટલાક પુરૂષો તરફથી કાર્યક્ષેત્રના નવા પ્રદેશ જેમા તેમણે અત્યાર સુધી એકલા જ કાર્ય કર્યું છે તેમાં સ્ત્રીઓના પ્રવેશ થવા સામે વિરોધ કરવામા આવે છે તેનું મૂળ કારણ સ્ત્રીઓ સ્ત્રીજાતિની છે એ નથી. કોઇ પણ પુરૂષ જે ધંધોરોજગાર પોતાનો જ હોય તેમાં સ્ત્રીના પ્રવેશની સામો થાય છે એનું કારણ એ છે કે તેમ થવાથી તેને પોતાની રોજી બંધ અથવા ઓછો થવાનો ભય લાગે છે, અને એ કારણથી તે એ ધંધામાં બીજા પુરૂષો પણ પ્રવેશ કરે એ ઇચ્છતો નથી. અને જો તેઓ તેમાં પ્રવેશ કરવા માગે તો તે તેના સામો સખ્ત વિરોધ ઉઠાવે એમાં કશી શંકા નથી. આવા માણસોને સ્ત્રી પ્રત્યે કોઇ ખાસ દ્વેષ છે એમ નથી, પણ તેમની પોતાની લોભ અને સ્વાર્થવૃત્તિ એટલી બધી પ્રબળ છે કે તેઓ ન્યાય કે માનવીય બંધુભાવને બાજુએ મૂકી દઇ બને ત્રેટલું પોતાનું જ કરવા પ્રયત્ન કરે છે. તેમની આ પ્રકારની વર્તણૂંક તેમની એક પ્રકારની પશુવૃત્તિ જ સૂચવે છે. આજે યૂરોપમાં વકીલાત અને વૈદકના ધંધાવાળા પુરૂષો સ્ત્રીઓ તેમના ધંધામાં પ્રવેશ કરે એથી બહુ વિરૂદ્ધ છે એનું કારણ તેમના સ્ત્રીજાતિ પ્રત્યેના દ્વેષમાં જોવાનું નથી, પણ ઉપર જણાવેલી સ્વાર્થબુદ્ધિમાં જ જોવાનું છે, અને એ ધંધાઓમાં પ્રવેશ કરવાનો માર્ગ

બીજા પુરૂષો માટે અત્યારે છે તેથી વધારે સરલ અને સરતો કરવામાં આવે તો તેઓ નક્કી તે સામે તેઓ સ્ત્રીઓ સામે પોકાર ઉઠાવે છે તે કરતાં વધારે ઉઠાવે જ. આવા ઉચ્ચ ધંધાવાળાઓના મનની સ્થિતિ આવી છે તો પછી યાંત્રિક કામકાજ કરનારાઓની પણ તેવી હોય તેમાં કાંઇ નવાઇ નથી. તેઓ પણ સ્ત્રીઓ સામે થાય છે એનું કારણ પણ ઉપર જણાવ્યું તે જ છે.

આવી જાતના પુરૂષો સ્ત્રીઓ સામે આ પ્રમાણે થાય છે એ ઉપરથી કોઈ એમ માની લે છે કે એક જ ધંધામાં કામ કરતાં સ્ત્રી પુરૂષ વચ્ચે મૈત્રી અને પ્રેમ રહેવાં અશક્ય છે એટલું જ નહિ પણ પુરૂષ પોતાના ધંધારોજગારને અંગે થતી ઇર્ષ્યાને લીધે જે સ્ત્રી તેના કામની ભાગીદારણ બને છે તેના પ્રત્યે ધિક્કાર અને દ્વેષભાવથી જ જોવાનો. પણ મનુષ્યજીવનનો સ્હેજ વધારે અભ્યાસ કરવાથી આ માન્યતા બીલકુલ પાયા વગરની છે એ માલુમ પડી આવશે. પુરૂષોમાં જ ઘણી વખત પોતે એક ધંધાના હોવાથી ઇર્ષ્યા, દ્વેષ-ભાવ વગેરે જોવામાં આવે છે, છતાં તેઓનો ધંધોરોજગાર વગેરે સામાન્ય હોવાથી તેઓનો પરસ્પર સમાગમ ગાઢ બને છે એવું આપણે કેટલીક વાર જોઇએ છીએ. આ વાતનું મોટામાં મોટું દષ્ટાંત આપણા દેશની જ્ઞાતિઓ છે. કેટલીક વાર તો ગાઢમાં ગાઢ મૈત્રી માટે કામકાજની સમાનતા એ અવશ્યની વસ્તુ હોય એમ લાગે છે. મનુષ્યજીવનના પ્રત્યેક ધંધારોજગાર, પછી તે વ્યાપાર હો કે કોઇ બીજો વકીલાત, વૈદક વગેરે ઉચ્ચ ધંધો હો, પણ તેમાં આપણે માણસોને ઘણી વાર પોતાના જ ધંધાવાળા માણસો સાથે સમાગમ કરતા અને ગાઢ મૈત્રી બાંધતા જોઇએ છીએ. કોઇ પણ વકીલનું મિત્રમંડળ મ્હોટે ભાગે વકીલોમાંજ જોવામાં આવશે. સાક્ષરો, વ્યાપારીઓ, ડાક્ટરો, શિક્ષકો વગેરે સહુનું પણ એજ પ્રમાણે સમજવું. આ વાત એટલા બધા પ્રમાણમાં ખરી છે કે કોઈ પણ વકીલનો પરમ મિત્ર કોઇ વેપારી હોય, અથવા કોઈ ડાક્ટરનો મિત્ર કોઇ

એન્જીનીઅર હોય તો એ લોકોને નવાઈ પમાડે છે અને તે તરફ સહુનું ધ્યાન ખેંચાય છે. સહુ પોતપોતાના સરખા જ માણસો શોધે છે. ઘણાખરા માણસો પોતાનો જ ધંધો કરતા માણસોની સંગત શોધે છે, અને માણસોની ઉમર જેમ જેમ મ્હોટી થતી જાય છે અને તેઓ પોતાના કામકાજમાં વધારે ઉંડા ઉતરતા જાય છે, તેમ તેમ તેઓને એવા કામધંધાવાળા માણસોનો સમાગમ વિશેષ પ્રિય થઈ પડે છે. આ પ્રમાણે થવું જોઇએ એ અનિવાર્ય છે. જ્યાં સુધી યુવાવસ્થા હોય છે ત્યાં સુધી સામાન્ય રમત ગમત, મોજશોખ વગેરે યુવકોને એકત્ર કરે છે, પણ માણસો યુવાવસ્થામાંથી બહાર નીકળે છે ત્યારે સામાન્ય કામકાજ અને તેમાંથી ઉત્પન્ન થતાં સામાન્ય જ્ઞાન, વિચાર, રીતભાત વગેરે તેમને પરસ્પર વધારે જોરથી આકર્ષે છે, અને તેમનો ધંધોરોજગાર સમાન હોવાથી જે ઇર્ષ્યા તેમનામાં ઉત્પન્ન થવા સંભવ છે તે કરતાં વિશેષ પ્રેમ ઉદ્ભવે છે.

આ બાબતમાં જે સ્થિતિ પુરૂષવર્ગમાં જોવામાં આવે છે તે જ પુરૂષો અને સ્ત્રીઓના પરસ્પર સંબંધમાં જોવામાં આવે એ માત્ર વિચાર કરતાં જ સહજ માની શકાય એવું છે. પણ એટલું જ બસ નથી. એ વાતનું અનુભવસિદ્ધ પ્રમાણ પણ મળી આવે છે. યૂરોપમાં અથવા અમેરિકામાં જ્યાં સ્ત્રીઓ વધારે ભણી જૂદા જૂદા ધંધા-રોજગારમાં દાખલ થાય છે, ત્યાં ઘણી વખત એક જ ધંધામાં પડેલાં સ્ત્રીપુરૂષો લગ્ન કરતાં જોવામાં આવે છે.* અહિં એ કહેવું પણ

* આ અનુવાદક એક વખત અમેરિકાના એક પાદરી અને તેની સ્ત્રી સાથે તેમના દેશમાં છૂટાછેડાની વધતી જતી સંખ્યાના સંબંધમાં વાત કરતો હતો ત્યારે તેને તેમણે કહ્યું હતું કે અમેરિકામાં જે સ્ત્રીઓ અને પુરૂષો કોલેજ વગેરેમાં સાથે ભણ્યાં હોય છે અને જેમનો સ્નેહ કોલેજમાં જ બંધાયો હોય છે તેમનો સ્નેહ મ્હોટે ભાગે આખર સુધી ટકી રહેલો જોવામાં આવે છે, અને એનું કારણ એ છે કે તેમની વચ્ચે ઘણી વસ્તુઓ સામાન્ય રહી છે.

જરૂરનું છે કે બીજા દેશ કરતાં અમેરિકામાં સ્ત્રી કેળવણીનું પ્રમાણ ઘણું વધારે હોવાથી આવાં લગ્નની સંખ્યા ત્યાં મ્હોટી છે. અને સ્ત્રીઓ જેમ જેમ નવા કાર્યક્ષેત્રમાં વિશેષ પ્રવેશ કરતી જશે અને જૂદી જૂદી જાતના કામકાજમાં પુરૂષોની ભાગીદારણ બનશે, તેમ તેમ આને લીધે ઉત્પન્ન થતી સહાનુભૂતિ વગેરે વિશેષ સ્પષ્ટ થશે.

સ્ત્રીઓ અને પુરૂષો એક જ કાર્ય કરે અને તેને લીધે તેમનામાં જ્ઞાન, વિચાર, ભાવ વગેરેની સમાનતા આવે, તો પછી આધુનિક કાળનાં સ્ત્રી પુરૂષ વચ્ચે તેમના મનમાંથી વિષયવાસનાનું આકર્ષણ દૂર થતાં જે મહદ્ અંતર ઘણી વાર જોવામાં આવે છે, અને જેને લીધે જ આ કાળના લગ્ન-સંબંધની દુઃખમય સ્થિતિ ઉત્પન્ન થયેલી છે, તે દૂર થવા સંભવ છે. મનુષ્યજીવનની પ્રથમાવસ્થાનો પુરૂષ પોતાની સ્ત્રી સાથે પોતાના શિકાર અને યુદ્ધમા મેળવેલી ફતેહ વિષે અને પોતાની સ્ત્રીના રંધનકાર્ય કે એવા બીજા કોઈ ગૃહકાર્ય વિષે વાત કરી સંતોષ પામે છે. આજે પણ આપણે ત્યાંના ખેડુત વગેરે પોતાની સ્ત્રીઓ સાથે ખેતીના કે ઘરના કામકાજ વિષે વાતચીત કરી સંતોષ માને છે. આનું કારણ એ છે કે તેમના જીવનમાં એવી કોઈ વસ્તુ હજુ સુધી આવી નથી કે જેને લીધે તેમના વિચાર કે ભાવમાં ફેર પડે.

આધુનિક કાળમાં, ઘણા વર્ગોમાં એવું જોવામાં આવે છે કે સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચે કોઇ પણ પ્રકારની કામની કે વિચારની સમાનતા નહિ હોવાથી તેમનાં મન જૂદાં પડી જાય છે, અને તેઓ મધ્યમ વયે પહોંચે છે ત્યારે અથવા ત્યાર પહેલાં તેમની વચ્ચે માત્ર નામનું અથવા રૂઢીનું બંધન જોવામાં આવે છે. પોતાના સરખા ભાવ કે વિચારવાળા માણસોના સમાગમથી જે મિત્રતાનો આનંદ અને માનસિક ચેતન પ્રાપ્ત થાય છે તે પ્રાપ્ત કરવા પુરૂષો કલબો કે જીમખાના વગેરેમાં જઈ પોતાના જેવા બીજા પુરૂષો સાથે હળેમળે છે, અને સ્ત્રીઓ ઘરના ખૂણામાં પડી રહે છે અથવા પોતાના જીવ-

નનો નકામો વ્યય કરે છે, જેના પરિણામે તેમનું ગૃહ–જીવન વધારે ખરાબ થતું જાય છે. લગ્નનો સંબંધ આખર પર્યંત જીવંત અને વૃદ્ધિ પામતો રાખવો હોય તો સ્ત્રી પુરૂષ વચ્ચે માત્ર વિષયવાસના પૂરતો સંબંધ બસ નથી પણ એક પ્રકારની માનસિક મૈત્રી અને ભાવ વગેરેની સમાનતા પૂર્ણ રીતે આવશ્યક છે. સ્ત્રીઓના પુરૂષોની સાથે જૂદા જૂદા કાર્યક્ષેત્રમાં કામ કરવાથી તેઓ બન્નેમા એક જાતના વિચાર, ભાવ વગેરે આવશે અને તેમની પરસ્પર મૈત્રી વધારે ગાઢ થશે એ માટે જ સ્ત્રી પોતાના જ કોઈ ખાસ કાર્યક્ષેત્રમાં નહિ પણ પુરૂષો જેમાં કામ કરતા હોય તેમાં પ્રવેશ કરે એ ઇચ્છવા-યોગ્ય છે.

આ એક અતિ આનંદજનક વાત છે કે જે કોઇ સ્ત્રીએ જે કોઇ કાર્યક્ષેત્ર અત્યારસુધી ખાસ પુરૂષોનું જ મનાતું હોય, પછી તે સાહિ-ત્યનું હોય, કે વિજ્ઞાનનું હોય, કે શિક્ષણનું હોય કે બીજું કોઈ હોય પણ તેમાં સારૂં કાર્ય કર્યું છે અથવા ઉંચા પ્રકારની ફતેહ મેળવી છે તે પોતે કબુલ કરે છે કે તેને ખરૂં ઉત્તેજન પુરૂષો તરફથી મળ્યું છે, અને તેમાંય વિશેષ કરીને જે પુરૂષો તેમની સાથે જ કામ કરે છે તે તેમનો સહુથી વધારે સત્કાર કરે છે અને તેમને બને તેટલી સહાયતા આપે છે.

સ્ત્રીઓ કાર્યક્ષેત્રના કોઇપણ પ્રદેશમાં પ્રવેશ કરવા પ્રયત્ન કરે છે કે તુરત જ એ પ્રદેશમાં કામ કરતા ઘણા સબળ અને ઉદાર પુરૂષો તેમને આવકાર આપવા ઉભેલા માલુમ પડે છે, અને ઘણી વાર તો તેમાં પ્રવેશ કરવા માટે તેમને પુરૂષો તરફથી જ પહેલું આમંત્રણ મળે છે.

"જે લોકો આ નવા યુગની શરૂઆતમાં ભવિષ્યમાં દૃષ્ટિ નાંખી રહ્યા છે તેમને જે કંઇ ઝાંખું ઝાંખું પણ અતિ આશાજનક દૃશ્ય દેખાય છે તે એ છે કે સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચે આગળ કદિ પણ જોવામાં આવ્યો નહિ એવો અત્યુત્તમ અને ગાઢતમ સંબંધ બંધાશે.

અને આ પૃથ્વી ઉપર મનુષ્યો સ્વર્ગની મૈત્રી સરખો લગ્ન-સ્નેહનો આનંદ અનુભવશે.

ઉચ્ચ સ્ત્રીઓ તો ક્યારનીયે પોતાના સ્વપ્નમાં વેશ્યાઓના ઘરનાં દ્વાર બંધ થતાં સાંભળે છે અને તેમને તે અતિ અધમ ગુલામીમાંથી નીકળતી જુએ છે. તેઓ સ્ત્રી પુરૂષ વચ્ચે ઉભી કરવામાં આવેલી કાર્યક્ષેત્રની કૃત્રિમ દિવાલો પડતી જુએ છે, અને સ્ત્રી પુરૂષના પરસ્પર આકર્ષણ અને સ્નેહને દિન પ્રતિદિન વૃદ્ધિ પામતાં અને આખરે પૂર્ણતા પામતાં દેખે છે.

આજે સ્ત્રીઓ જીવનના પ્રવાહમાં પોતાનું નાવ સખ્ત મહેનતથી હંકારે છે, અને નદી ઉપર દૂર દૂર જ્યાં એ લગભગ દેખાતી બંધ થાય છે, ત્યાં તેઓ નદીના કાંઠાઓમાંથી નીકળતી ધૂમસ ભેદીને કોઇ એક શુદ્ધ સોનેરી પ્રકાશ જુએ છે. એ શું એમની આંખમાં નીહાળી નીહાળી જોતાં અંધારી ચઢવાના દોષને લીધે છે? જે સોનેરી પ્રકાશ જોઇને તેઓ એમ જાણે છે કે તેઓ તેની પાસે પહોંચશે ત્યાર પહેલાં તેમની પાસેથી તેમનાં હલેસાં લઇ કોઈ બીજાં માણસો એ નાવ હંકારશે, છતાં તેઓ પોતાનું નાવ વધારે જોરથી હંકારવા તત્પર થાય છે એ શું તેમની આંખનો જ ભ્રમ છે? એ શું માત્ર સ્વપ્ન છે?

આગળના કાળના યહુદી અને ખાલ્દી દ્રષ્ટાઓએ અતિ દૂરના ભૂતકાળમાં એક એવો બાગ જોયો હતો કે જેમાં પુરૂષ અને સ્ત્રી એક વખત પૂર્ણ આનંદ અને પ્રેમથી રહેતાં હતાં. આખરે આ ઇડનના બાગમાં સ્ત્રીએ જ્ઞાનના વૃક્ષમાંથી એક ફળ ખાધું અને તે પુરૂષને ખવરાવ્યું; તેના પરિણામે તેમને બન્નેને ત્યાંથી નીકળી જઇ પોતાના ભરણપોષણ માટે સખ્ત મહેનત કરવી પડી હતી અને ઘણું કષ્ટ પણ વેઠવું પડયું હતું.

આજે ઉચ્ચ સ્ત્રીઓ પણ એક બાગ પોતાની આંતરદષ્ટિથી જુએ છે, પણ એ દૂરના ભવિષ્યમાં છે. એ બાગમાં સ્ત્રીઓ પુરૂષોની સાથે

જ્ઞાનવૃક્ષનું ફળ ખાશે, અને તેમની પડખે ઉભી રહી હાથને હાથ લગાવી લાંબા કાળ સુધી સખ્ત મહેનત કરશે અને તેના પરિણામે આગળ કદિ કલ્પાએલો કે દેખાયેલો ન હોય એવો બાગ તૈયાર થશે. આ નવો ઇડન નામનો બાગ તેમની પોતાની મહેનતથી તૈયાર થશે, અને તેમની પરસ્પર મૈત્રીથી સુંદર અને સુશોભિત થશે.

બાઇબલના નવા કરારના પુસ્તકમાં એક એવા દ્રષ્ટાની વાત કરવામાં આવી છે કે જેણે નવું સ્વર્ગ અને નવી પૃથ્વી જોયાં હતા; આજે ઉચ્ચ સ્ત્રીઓ પોતાની આંતરદૃષ્ટિથી એક નવી પૃથ્વી જુએ છે અને એ પૃથ્વીમાં પ્રેમ-સાથીઓનો અને સહકાર્ય કરનારાંઓનો પ્રેમ રહે છે.

સ્ત્રીઓનું ભવિષ્ય આવું ઉજ્જવળ અને અતિ આશાજનક છે તેથી, ભૂતકાળની સ્થિતિ પાછી ગ્રહણ કરવી એ તેમને માટે અશક્ય છે તેથી, અને વર્તમાનકાળની સ્થિતિને આધીન થવું એ તેમને માટે ઘાતક છે તેથી, આજે સ્ત્રીઓ સર્વ ઠેકાણે આ પોકાર કરતી સાંભળવામાં આવે છે કે અમને નવાં કામ અને એ કામને માટે જે કાંઈ શિક્ષણ જોઇએ તે આપો.

